## બાનુઓને માટે

# કામીનીઆ કોલ્ડ ક્રીમ



ટાઢ, તડકો અને તેવાં જ બીજાં કારણોથી શરીરની ચામડી કઠણ બની કાળી પડી જાય છે તથા ફાટી જાય છે, તેને નરમ સુંવાળી અસલ તંદુરસ્ત હાલતમાં લાવવાને ઉપયોગી જણાયું છે. એ ગુણો સાથ વળી એમાં સ્વચ્છ ચમ્બેલીની મોહક અને મીઠી લેહેજત પ્રગટી રહી છે. એને માટે વાપરવામાં આવતા પાટ ઘણા સુંદર અને રળીઆમણા હોવાથી ટોઇલેટ ટેબલની શોભામાં વધારો કરે છે. દરેક બાનુ-ઓએ પોતાની–ચામડીની સૌન્દર્યતા જાળવી રાખવા માટે દરરોજ વાપરવું જોઇએ.

**કીંમત એક પાટના રૂ. ૦–૧૨–૦.**

# સંધીવા શરદી વગેરે દરદો ઉપર

# ઓ ડ મે ન્સ.



## સાઇપ્રસ સાલ્વ (રજીસ્ટર્ડ).

### ચમત્કારીક રીતે આરામ કરે છે.

ગમે તેવા સંધીવા, તેમજ શરીરમાં વાને લીધે કોઈ પણ ભાગમાં દુઃખારો થઈ આવેલો, છાતીમાં શુળ મારવું જેથી કરીને શ્વાસ ખેંચવાને જોર પડે છે. સાંધામાં તેમજ કમરમાં દુઃખવું, સળેખમ, માથામાં ચસકા લાગવા અથવા દુઃખારો થઈઆવવો વગેરે દરદો ઉપર ફક્ત થોડો મલમ મસળવાથી તરતજ આરામ મળે છે. આ મલમ સુંદર ચીનીના પોટમાં આવે છે અને તે ઉપર "Odman's Cypress Salve" શબ્દો લખેલા હોય છે. ફક્ત એક વખત વાપરી ખાત્રી કરો–પોટની કી. રૂ ૧).

## જુલાબ માટે શાસ્ત્રોક્ત ઔષધ.

# રૂબોઈડસ (રજીસ્ટર્ડ).

જુલાબ લાવનાર–સ્વાદીષ્ટ ટીકડીના આકારમાં આવે છે. ફક્ત એક યા બે ટીકડી ખાવાથી તમારો કોઠો સાફ થશે. જેમ કેથારટીક ગોળીઓથી તથા બીજી જુલાબની ગોળીઓથી, પેડુમાં દુઃખારો થઈ આવે છે, તેમ "રૂબોઇડસ" લીધાથી થશે નહીં–રૂબોઇડસ નાનાં બચ્ચાંઓ ખુશીથી લે છે. કારણ કે–તે સ્વાદીષ્ટ છે.

**કીંમત ડબી ૧ ના રૂ. ૦–૧૦–૦ વી. પી. ખરચ જુદો.**

**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કુંપની.**

નંબર ૧૫૫, જુમામસીદ,–મુંબઈ.

## "ગુજરાતી"એ આપેલી ભેટો

1. રાસેલાસની કથા.
2. મહારાણીશ્રીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર.
3. હિન્દ અને બ્રિટાનિયા.
4. ગંગા ગોવિન્દસિંહ.
5. સવિતા સુંદરી.
6. ટીપૂ સુલતાન (પ્રથમ ભાગ).
7. દિલ્લીપર હલ્લો.
8. અરાડમી સદીનું હિન્દુસ્તાન.
9. ઔરંગજેબ અને રાજપૂતો
10. શાહજાદો ને ભીખારી.
11. હેસ્ટિંગ્સની સોટી.
12. બાજીરાવ બલ્લાળ. સચિત્ર.
13. બેગમ સાહેબ.
14. પાણીપતનું યુદ્ધ.
15. નૂરજહાન.
16. રૂપનગરની રાજકુંવરી.
17. ઇન્દુકુમારી.
18. પ્લાસીનું યુદ્ધ.
19. શિવાજીનો વાઘનખ.
20. હળદીઘાટનું યુદ્ધ.
21. નંદનવનનો નાશ.
22. પેશ્વાની પડતીનો પ્રસ્તાવ.
23. ઔરંગજેબનો ઉદય.
24. પદ્મિની.
25. કત્લેઆમ.
26. પુરાતન દિલ્હી. સચિત્ર.
27. ભદ્રકાળી.

# ઉપોદ્ઘાત



ગુજરાતી"ના અનેક વિદ્વાન્ અને સહૃદય વાચકોનો એવો આગ્રહ
"મેવાડ, દિલ્લી, બંગાળ અને દક્ષિણના ઇતિહાસની અનેક નવ-
'ગુજરાતી'ની ભેટ તરીકે પ્રકટ થઈ ચૂકી છે, પણ ગુજરાતના
ી કોઈ નવલકથા અદ્યાપિ પ્રકટ કરવામાં આવી નથી. માટે જો
ા ઇતિહાસમાંની સારી સારી ઐતિહાસિક નવલકથાઓ પ્રકટ
આવે, તો વધારે સારું." તેમના એ વિચારને અનુસરી ગુજ-
ઇતિહાસમાંની પ્રસ્તુત નવલકથા બહાર પાડવામાં આવી છે.
ા ઇતિહાસની અત્યાર સુધીમાં કરણઘેલો, વનરાજ ચાવડો,
જયસિંહ અને ગંગા એક ગુર્જર વાર્તા, એ ચાર નવલકથાઓ
લી છે, એટલે ગુજરાતના ઇતિહાસની આ પાંચમી ઐતિહાસિક
છે.

તુત નવલકથામાં ચાંપાનેર અને પાવાગઢના પડી ભાગવાનો
હાસિક કાળ લેવામાં આવ્યો છે, તે વિશે ઇતિહાસ અને
ાનો પરસ્પર બહુ જ મતભેદ જોવામાં આવે છે. ભાટ ચાર-
ો તો વળી એ ઉભયની દિશાને ત્યાગીને એક તૃતીય દિશામાં જ
રે છે, અને મહાકાળીનો જે એક ગરબો રચાયલો છે, તેમાં
કલ્પનાનો પરિચય થાય છે. જ્યાં એક જ ઘટનાવિશે આટલા
ભિન્ન અભિપ્રાયો લેખક સમક્ષ આવી ઉભા રહે, ત્યાં લેખક
ંચવાડામાં પડી જાય, એ સ્વાભાવિક છે.

આ નવલકથા લખવાનો આરંભ કર્યો, ત્યારે હું પણ મહા
પડી ગયો કે, હવે આમાંથી કયા માર્ગનો સ્વીકાર કરવો?
, ભાટ ચારણોની દંતકથા, લોકોની માન્યતા, અને તેવી જ
ચલિત વાર્ત્તાઓમાં પૌરાણિકતા તથા અસંભવિતતાના અંશો
મધા આવી પડ્યા છે કે, તેમના યોગે ઐતિહાસિકતાનો સર્વથા
થઈ જાય છે. તેમ જ જો કેવળ ઐતિહાસિકતા અને સંભવ-
વળગી રહીએ, તો દંતકથાઓમાં જે કેટલાક સદ્
ગ કરવો પડે છે. આ ગુંચવાડાને જોઇને, લાંબા
ા તૃતીય માર્ગના સ્વીકારનો નિશ્ચય થયો કે જેથી

સત્ય ઐતિહાસિકતામાં પણ બાધ ન આવે, અને દંતકથાઓમાંનો સત્યાંશ પણ અબાધિત અને અવિચળ રહે. એ માર્ગના સ્વીકારમાટે કેટલીક નવીન કલ્પનાની આવશ્યકતા હતી, અને તેથી તે કલ્પનાના સાહાય્યથી પ્રસ્તુત નવલકથાની રચના કરવામાં આવી છે. એ હવે કેટલા પ્રમાણમાં ઇતિહાસજ્ઞ વાચકોનાં આદર અને પ્રશંસાને પાત્ર થાય છે, તે જોવાનું છે.

પ્રસ્તુત નવલકથા લખતી વેળાએ દંતકથાઓ ઉપરાંત નીચે લખેલા ઇતિહાસના ગ્રન્થોનો આશ્રય લેવામાં આવ્યો છે;—

૧ મીરાતે સિકંદરી. ફયજુલ્લાહ લુત્ફુલ્લાહકૃત અંગ્રેજી ભાષાંતર.
૨ ફેરિસ્તા. બ્રિગ્ઝકૃત અંગ્રેજી ભાષાંતર પુસ્તક ૪ થું.
૩ રાસમાળા. એલેકઝાન્ડર કિન્લૉક્ ફૉર્બસ્કૃત.
૪ ગુજરાતનો ઇતિહાસ. બૉમ્બે ગૅઝેટિયર પુ. ૧ લું—ભાગ ૧ લો.

એ સર્વ ગ્રન્થોના કર્તાઓનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે કે જેમના યોગે આ નવલકથાની રચનાનો માર્ગ અતિશય સરળ થઈ પડ્યો છે.

ગુજરાતના ઇતિહાસમાં એવા અનેક આકર્ષક પ્રસંગો છે કે જે પ્રસંગોને લઇને ઉત્તમોત્તમ ઐતિહાસિક નવલકથાઓની સૃષ્ટિ નિર્માણ કરી શકાય; માત્ર એ માટે શોધક બુદ્ધિની આવશ્યકતા છે. ગુજરાતના ઇતિહાસની આવી જ બીજી નવલકથાઓ લખાવીને પ્રકટ કરવાનો 'ગુજરાતી'ના સંચાલકોનો મનોભાવ છે. તેમના તે શુભ મનોભાવને પરમાત્મા ફળીભૂત કરે.

ગ્રન્થને અન્તે પરિશિષ્ટમાં સામ્પ્રત **ચાંપાનેર** ને **પાવાગઢ**નું વર્ણન રા. **નટવર ઈ.** દેશાઈ બી. એ. ના અલ્પ સમય પૂર્વના **ચાંપાનેર**ના પ્રવાસનું ફળ છે, જે વાચકને, સામ્પ્રત **ચાંપાનેર** ને પાવાગઢની સ્થિતિ જાણવાને અગત્યનું થઈ પડશે.

**ઠક્કુર નારાયણ વિસનજી ચતુર્ભુજ**

# અનુક્રમણિકા.

અવની–અંતર્ગત નિવાસસ્થાનોને ત્યાગીને વૃક્ષોને વીંટળાઈ બેઠા હતા. આવો આદર્શ સર્વત્ર દૃષ્ટિગોચર થતો હતો.

**વ**નરાજ અત્યંત શ્રમ વેઠવાથી એવો તો શિથિલ થઈ ગયો હતો કે, તેના અંગમાં ઊઠીને એક પગલું પણ આગળ ચાલવાની આય રહી નહોતી. તે એક આમ્ર વૃક્ષના થડ સાથે ઘોડાને બાંધીને પાસેનું જ એક વસ્ત્ર ભૂમિપર પાથરીને નિદ્રાને આધીન થયો. અચાનક ત્યાં એક નાગ આવીને તેનાપર પોતાની ફેણા પ્રસારીને બેઠો. ગાઢ નિદ્રાને વશ થયેલા ગુર્જરપતિ **વ**નરાજને એનું લેશ માત્ર પણ ભાન નહોતું. થોડા જ સમયમાં એક ભયંકર ગર્જના તેના સાંભળવામાં આવી. નેત્ર ઉઘાડીને જોયું તો જે વ્યાઘ્રની પાછળ તે પડ્યો હતો અને આટલે દૂર ધસડાઈ આવ્યો હતો, તે જ વ્યાઘ્ર પોતાના ભયાનક મુખને વિકાસીને તેની તરફ દોડી આવતો, તેના જોવામાં આવ્યો. અચાનક આવા અપરિહાર્ય સંકટમાં આવી પડવાથી, **વ**નરાજે પોતાની કુળદેવી **ભ**દ્રકાળીનું સ્મરણ કર્યું. તીક્ષ્ણ ધારવાળી તલવારથી પ્રથમ તે નાગના બે ટુકડા કરી નાંખ્યા અને પછી વ્યાઘ્રપ્રતિ દૃષ્ટિપાત કર્યો. તે વ્યાઘ્ર એકદમ કૂદકો મારીને **વ**નરાજનું રક્ત ચૂસી લેવાની તૈયારીમાં હતો. એવામાં તેની ફલંગનો વેગ વધારે થઈ જવાથી, તે જરાક આગળ નીકળી ગયો. આમ પ્રસંગનો અચાનક લાભ મળવાથી સમયસૂચકતાનો ઉપયોગ કરીને, **વ**નરાજે તેના ...સ્વારનો વાર કીધો. તે વાર સહન ન થઈ શકવાથી વ્યાઘ્રને ... આવી ગઈ; અને **વ**નરાજ બીજો વાર કરવા જતો હતો, ... તો વ્યાઘ્રે, તેનાપર પોતાનો વિનાશક પંજો ઉગામ્યો. પણ ... ચૂકવીને **વ**નરાજે તેના શરીરપર બીજીવાર તલવારનો એવા તો ...થી પ્રહાર કર્યો કે, તે ક્ષણે જ તે વિઘાતક પશુ ગતપ્રાણ થઈને ધરણીપર ઢળી પડ્યો.

એ ઝપાઝપીમાં **વ**નરાજના શરીરને પણ ઘણી ઇજા થયેલી હોવાથી તે પણ ત્યાં મૂર્ચ્છિત થઇ પડ્યો. થોડીવારમાં તેના અનુચરો તેને શોધતા ત્યાં આવી પહોંચ્યા. તેમણે **વ**નરાજના શરીરમાં થયેલા જખમોપર પાટા બાંધ્યા. **વ**નરાજની આવી દુર્દશાને જોઇને, સ્વામિભક્ત સેવકોના મનમાં અતિશય ખેદ થયો, અને મહારાજાધિરાજના પ્રાણ બચશે કે નહિ, એવી તેમના હૃદયમાં શંકા થવા લાગી. **વ**નરાજ અને તેની પત્ની **ચં**પાવતી અંત સમયે પરસ્પર મળે ભેટે તો સારું, એવા શુભ ઉદ્દેશથી પોતાના સમૂહમાંના એક મનુષ્યદ્વારા એ સમાચાર તેણે ...પાવતીને કહાવ્યા. **ચં**પાવતી એ સમયે ત્યાંથી લગભગ દશ કોશના અં... હતી. અશુભ સમાચાર સાંભળતાં જ તે પોતાના મરણોન્મુખ

પતિ પાસે આવી પહોંચી. **વનરાજે** શુદ્ધિમાં આવ્યા પછી જોયું, તો પોતાની પ્રિયતમા **ચંપાવતી** અત્યંત દુઃખિત મુદ્રાથી વીજનવતી વાર ઢાળતી, તેની પાસે બેઠેલી, તેના જોવામાં આવી. સમસ્ત અનુચરો મહારાજાના જખમોને અરણ્યના શીતળ પવનનો સ્પર્શ ન થાય, એટલા માટે તે સ્થાનને આચ્છાદિત કરવાના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા. પોતાની મૂર્ચ્છાના સમયમાં બનેલી સમસ્ત ઘટનાના વૃત્તાંતને સાંભળીને મહારાજાના મનમાં ઘણું જ સંતોષ થયો. "ભદ્રકાળીના અનુગ્રહથી જ આજે હું આ બે અનિવાર્ય અને ભયંકર સંકટોમાંથી ઊગર્યો છું! તેના કૃપાપ્રસાદથી જ લાંબા અંતરપરથી મારી પ્રિયતમા મારી શુશ્રૂષા કરવાને અહીં આવી!" એવી ભાવનાથી **વનરાજે** પોતાના અવશિષ્ટ આયુષ્યને તે સ્થાનમાં જ વીતાડવાનો મનમાં નિશ્ચય કર્યો.

જે ટેકરીપર **વનરાજ** પડ્યો છે હતો, તે ટેકરીની આસપાસના પ્રદેશના ઉત્તર, દક્ષિણ અને પૂર્વ એ ત્રણ ભાગો **વિંધ્યાદ્રિ** પર્વતથી ઘેરાયલા છે. પશ્ચિમ ભાગમાં **મહી** નદીનો પ્રવાહ વહ્યા કરે છે. આવું નૈસર્ગિક રક્ષણયુક્ત સ્થાન રાજધાની માટે સર્વ પ્રકારે યોગ્ય છે, એમ ધારીને ત્યાં જ એક રાજમહાલય બાંધવાની તેણે અનુચરોને આજ્ઞા આપી. "ભદ્રકાળીએ જ મારો આ સંકટમાંથી ઉદ્ધાર કર્યો છે!" એવો મનમાં શ્રદ્ધાપૂર્વક નિર્ણય કરીને, જે સ્થાનમાં તેણે નાગ તથા વ્યાઘ્રનો વધ કર્યો હતો, તે જ સ્થાનમાં તેણે **ભદ્રકાળીનું** એક ભવ્ય મંદિર બંધાવવાનું શરુ કર્યું, અને પોતાની પ્રિયતમા પત્નીના નામને જગત્માં અજરામર રાખવા માટે એ ટેકરીની ઉત્તરે એક વિશાળ, સુશોભિત તથા દુર્ગમંડિત નગર વસાવી; તે નગરને પોતાની રાજધાનીનું નગર કર્યું. તેનું નામ ***ચંપાનગર**! એ નામનું પછીથી **ચાંપાનેર** એવું અપભ્રષ્ટ રૂપ થઇ ગયું છે, જે અદ્યાપિ ચાલૂ છે. **વનરાજે** એ ટેકરીપર મજબૂત કિલ્લો પણ બંધાવ્યો. એ કિલ્લો **પવનગઢ**, **પવનદુર્ગ** અથવા **પાવાગઢના** નામથી ઓળખાય છે.†

---

* **ચંપાનગર** અથવા **ચાંપાનેરની** સ્થાપના વિષે એક બીજી આખ્યાયિકા પણ સાંભળવામાં આવે છે અને તે આ પ્રમાણેઃ—"લગભગ ૧૦૦૦ વર્ષ પૂર્વે થઇ ગયેલા ચાવડા વંશના કુળદીપક અને **અણહિલપુર** પાટણના સંસ્થાપક ગુર્જરાધિપતિ **વનરાજ** ચાવડાની કારકીર્દિમાં **ચાંપા** નામના એક વાણીયાએ એ નગર વસાવ્યું હતું અને તેથી જ એનું નામ **ચાંપાનેર** પડયું. એથી લગભગ ૨૦૦ વર્ષ પછી એ નગરનું સ્વામિત્વ તુંવર વંશના રાજપૂતોના હાથમાં ગયું અને ચહુઆણો ત્યાંના રાજા થયા."

† એ કિલ્લાને એ નામ પ્રથમથી જ આપવામાં આવ્યું હતું કે પાછળથી, એના નિર્ણય માટેનો જોઇએ તેવો કશો પણ ઐતિહાસિક આધાર મળી શકતો નથી. એ દુર્ગના સ્થાનમાં પવન એટલા બધા વેગથી વાય છે કે, 'પવનદુર્ગ' એ તેનું નામ સર્વથા સાર્થક છે.

શક ૧૨૧૨ ના લગભગમાં દિલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખિલજીએ મેવાડના ચહુઆણ રાજપૂતોનો પરાજય કર્યો. તે વેળાએ તે ચહુઆણો ગુજરાત પ્રાંતમાં આવીને, પાવાગઢમાં આશ્રય કરીને રહ્યા અને તેમણે પર્વતની તળેટીમાંના ચંપાનગરને પોતાની રાજધાની બનાવી: ચહુઆણોએ એ સ્થાનમાં ૧૯૦ વર્ષ પર્યંત રાજસત્તા ચલાવી અને ત્યારપછી એ સ્થાન મુસલમાનોના હાથમાં કેવી રીતે ગયું, એ જ આપણી પ્રસ્તુત નવલકથાનો મુખ્ય વિષય છે.

ચહુઆણ વંશનો જ ગંગારાજ* નામનો એક પ્રસિદ્ધ રાજા થયો. એ રાજા પોતાના રાજ્યની ઉન્નતિ માટે રાત્રિ દિવસ અખંડ પ્રયત્ન કરતો હતો. તે મહા શૂરવીર અને ધીમાન્ હોવાથી સર્વ રાજપૂતોને અત્યંત પ્રિય હતો. એટલું જ નહિ, પણ કેટલાક મુસલમાન રાજાઓ પણ તેનામાં અતિશય પ્રેમભાવ ધરાવતા હતા. એ જ સમયે માળવામાં સુલતાન મહમ્મદ નામનો ખિલજીવંશનો રાજા રાજ્ય કરતો હતો. એનો અને ચંપાનગરના ગંગારાજનો પરસ્પર બહુ ગાઢ મૈત્રી સંબંધ હતો. ધર્મ, ભાષા અને કુળ આદિની ભિન્નતા હોવાથી આવું ઐક્ય જો કે અશક્ય છે.

# ચાંપાનેર.

અતુલ બળવતી મહાભારત સેનાને સાથે લઈને કૂચ કરતો અલ્પ
આવી પહોંચ્યો. માળવાના શાહના આગમનના સમાચાર
જ ગુજરાતનો સુલતાન હિંમત હારીને ત્યાંથી રાતોરાત પલા-
ો.

મદને પલાયન કરાવનાર માળવાના સુલતાનનો મિત્ર ગંગારાજ,
પ્રસ્તુત નવલકથાના નાયકનો પિતા છે. મહમ્મદશાહ ચાંપા-
 આવ્યો, તે વેળાએ ગંગારાજની રાણી ગુર્વી ( ગર્ભવતી )
ત પોતે યુદ્ધમાં જતાં જરા અચકાયો હતો. પરંતુ રાણી પોતે
વીરબાળા અને વીરપત્ની હોવાથી પોતાના પતિને સંભ્રાન્ત
જતાં જ, તેના મનમાં પોતાના કુળની પરાપૂર્વથી ચાલતી

## ભદ્રકાળી.

શક ૧૨૧૨ ના લગભગમાં દિલ્હીના બાદશાહ **અલાઉદ્દીન ખિલજીએ** **મેવાડના** ચહુઆણ રાજપૂતોનો પરાજય કર્યો. તે વેળાએ તે ચહુઆણો ગુજરાત પ્રાંતમાં આવીને, **પાવાગઢમાં** આશ્રય કરીને રહ્યા અને તેમણે પર્વતની તળેટીમાંના **ચંપાનગરને** પોતાની રાજધાની બનાવી. ચહુઆણોએ એ સ્થાનમાં ૧૯૦ વર્ષ પર્યંત રાજસત્તા ચલાવી અને ત્યારપછી એ સ્થાન મુસલમાનોના હાથમાં કેવી રીતે ગયું, એ જ આપણી પ્રસ્તુત નવલકથાનો મુખ્ય વિષય છે.

**ચહુઆણ** વંશનો જ **ગંગારાજ*** નામનો એક પ્રસિદ્ધ રાજા થયો. એ રાજા પોતાના રાજ્યની ઉન્નતિ માટે રાત્રિ દિવસ અખંડ પ્રયત્ન કરતો હતો. તે મહા શૂરવીર અને ધીમાન્ હોવાથી સર્વ રાજપૂતોને અત્યંત પ્રિય હતો. એટલું જ નહિ, પણ કેટલાક મુસલમાન રાજાઓ પણ તેનામાં અતિશય પ્રેમભાવ ધરાવતા હતા. એ જ સમયે માળવામાં સુલતાન **મહમ્મદ** નામનો **ખિલજીવંશનો** રાજા રાજ્ય કરતો હતો. એનો અને ચંપાનગરના ગંગારાજનો પરસ્પર બહુ ગાઢ મૈત્રી સંબંધ હતો. ધર્મ, ભાષા અને કુળ આદિની ભિન્નતા હોવાથી આવું ઐક્ય જો કે અશક્ય છે, તોપણ એમનો પ્રેમભાવ અખંડ ચાલ્યા કરતો હતો. ગંગારાજની સત્તાના સમયમાં ગુજરાતના સુલતાન **મહમ્મદે—મહમૂદ બેગડાના પિતાએ**—એકવાર **ચંપાનગરપર** ચઢાઈ કરી હતી. ગંગારાજનું સૈન્ય બહુ જ થોડું હોવાથી તેણે માળવાના રાજા પાસેથી સાહાય્ય મેળવવા માટે પોતાના પ્રતિનિધિને મોકલ્યો; પણ એટલામાં તો **મહમૂદ બેગડો** આવીને **ચાંપાનેરના** બહારના ભાગમાં છાવણી નાંખીને પડ્યો. ગંગારાજના હૃદયમાં એ અકારણ વૈર માટે અત્યંત કોપ થવાથી, તે પોતાના કેટલાક રણશૂર સૈનિકોને લઈને **મહમ્મદપર** તૂટી પડ્યો હતો. એ સાહસનું કોઈપણ યોગ્ય ફળ તેને મળી શક્યું નહિ. 'પોતાના અલ્પસંખ્ય સૈન્યનો સુલતાનના બહુસંખ્ય સૈન્ય સમક્ષ ટકાવ થવાનો નથી અને માળવાનો રાજા પણ કુમકે આવતો નથી' એવી સર્વથા વિપરીત દશાને જોઈને, ગંગારાજ **ચાંપાનેરના** કિલ્લાનો આશ્રય લઈને પડી રહ્યો. પુનઃ પોતાની પૂર્વ મૈત્રીનું સ્મરણ કરાવનારું એક પત્ર તેણે પોતાના વિશ્વાસપાત્ર દૂતદ્વારા માળવાના મુસલમાન રાજાપર મોકલ્યું. પોતાના મિત્રને વિનાકારણ આવા અગાધ સંકટમાં આવી પડેલો જાણીને, માળવાના રાજા

* ઇતિહાસોમાં આ રાજાનું ગંગાદાસ નામ લખેલું છે; પરંતુ 'દાસ' શબ્દ કેવળ શૂદ્રોના નામની પાછળ જ જોડવામાં આવતો હોવાથી અને ક્ષત્રિયોના નામની પાછળ 'રાજ' કિંવા 'સિંહ' આદિ શબ્દોની યોજના થતી હોવાથી પ્રસ્તુત ગ્રન્થમાં શૂદ્રતાદર્શક ગંગાદાસને બદલે ક્ષત્રિયતાદર્શક ગંગારાજ નામનો જ પ્રયોગ કરેલો છે.

પોતાની અતુલ બળવતી મહાભારત સૈનાને સાથે લઈને કૂચ કરતો અલ્પ કાળમાં ત્યાં આવી પહોંચ્યો. માળવાના શાહના આગમનના સમાચાર સાંભળતાં જ ગુજરાતનો સુલતાન હિંમત હારીને ત્યાંથી રાતોરાત પલાયન કરી ગયો.

મહમ્મદને પલાયન કરાવનાર માળવાના સુલતાનનો મિત્ર ગંગારાજ, તે આપણી પ્રસ્તુત નવલકથાના નાયકનો પિતા છે. મહમ્મદશાહ ચાંપાનેરપર ચઢી આવ્યો, તે વેળાએ ગંગારાજની રાણી ગુર્વી (ગર્ભવતી) હોવાથી, તે પોતે યુદ્ધમાં જતાં જરા અચકાયો હતો. પરંતુ રાણી પોતે એક શુદ્ધ વીરબાળા અને વીરપત્ની હોવાથી પોતાના પતિને સંભ્રાન્ત થયેલો જોતાં જ, તેના મનમાં પોતાના કુળની પરાપૂર્વથી ચાલતી આવેલી વિમળ કીર્તિને કલંક લાગવાનો સંશય આવ્યો અને તેથી પોતાના પતિને ઉદ્દેશીને તે નમ્રતા અને વીરતાપૂર્વક કહેવા લાગી;—"પ્રાણનાથ ! જો કે આપ મને અત્યંત પ્રિય છો અને તેથી આપના મરણ સાથે મારું મરણ પણ અંકાયલું જ છે. તોપણ કેવળ મારા જીવ કરતાં જ નહિ, કિન્તુ આપના પ્રાણ કરતાં પણ, મારા અભિપ્રાય પ્રમાણે ક્ષત્રિયોની કીર્તિ અધિક મૂલ્યવતી અને અલભ્ય છે ! એટલા માટે જ્યાં સૂધી આપ અશ્વારૂઢ થઈને રણભૂમિમાં પ્રયાણ નહિ કરી જાઓ, ત્યાં સૂધી હું અન્ન તથા જળને હસ્તસ્પર્શ પણ કરવાની નથી !" પોતાની રાણીના આવા આગ્રહથી નિરુપાય થઈને ગંગારાજ, શૌર્યપૂર્વક યુદ્ધ કરવા માટે રણક્ષેત્રભણી પ્રયાણ કરી ગયો.

ત્યાર પછી અલ્પ કાળમાં જ પ્રસૂતા થતાં રાણીને પુત્ર આવ્યો. એ વૃત્તાંત ગંગારાજના જાણવામાં આવતાં તેને અત્યંત હર્ષ થયો અને એ જ સમયમાં અમદાવાદનો સુલતાન મહમ્મદ પલાયન કરી ગયો. 'આ પુત્રના શુભ જન્મના પ્રભાવથી જ માળવાના રાજાને મારી કુમકે આવવાની સુબુદ્ધિ થઈ, અને શત્રુ પીઠ બતાવીને ગચ્છંતી કરી ગયો. અર્થાત્ આ જયનું કારણ એ પુત્ર જ છે,' આવી ભાવનાને અનુસરીને ગંગારાજે પોતાના એ પુત્રનું જયદર્શક જયસિંહ નામાભિધાન રાખ્યું. જયસિંહ ગંગારાજનો પ્રથમ પુત્ર હોવાથી યુવરાજના જન્મ નિમિત્તે સર્વત્ર આનંદોત્સવ કરવામાં આવ્યા. બાર દિવસ સૂધી દીપોત્સવ થયો અને ભવાની ભદ્રકાળીની આરાધના પણ કરવામાં આવી.

ગંગારાજે પોતાના નગરમાં એક 'શારદાસદન' બંધાવ્યું હતું. તેમાં એવા પ્રકારની રચના કરેલી હતી કે, એ મંદિરની ભીંતોપર દૃષ્ટિ પડતાં જ રામાયણ અને મહાભારતની ઉપદેશમય કથાઓ અને પ્રસિદ્ધ યુદ્ધોની જોનારને સહજમાં જ કલ્પના આવી શકે. વળી પ્રસિદ્ધ ક્ષ

કારીદ્વારા એ આગારમાં કેટલાક ગુણવાન્ અને બુદ્ધિમાન્ ન્યાયપરાયણ રાજાઓનાં ચિત્રો પણ ચિત્રાવેલાં હતાં અને તે ચિત્રોની નીચેના ભાગમાં તેમનો સંક્ષિપ્ત ઇતિહાસે પણ લખાવ્યો હતો. ભીંત અને છતનો જ્યાં સંયોગ થાય છે, તે ઉચ્ચ ભાગમાં નાના પ્રકારના ચિત્રવિચિત્ર રંગીય પાષાણનું નક્ષીકામ કરેલું હતું અને તેમાં અનેક મનોરંજક તથા બોધદાયક શાસ્ત્રવચનો કોતરેલાં હતાં. એ સર્વ સાધનોના યોગે એ 'શારદાસદન'માં વિદ્યાર્થીઓનાં મન તત્કાળ રમમાણ થતાં હતાં. એ શાળાના વિદ્યાગુરુઓ પણ બહુશ્રુત અને વિદ્વાન્ હતા. એ શાળામાં વિદ્યાર્થીઓને વિશેષતઃ ધર્મશાસ્ત્ર, રાજનીતિ, વ્યાયામ, અશ્વવિદ્યા અને યુદ્ધકળા આદિનું અત્યંત દક્ષતાપૂર્વક શિક્ષણ આપવામાં આવતું હતું. પોતાના પિતાના એ જ 'શારદાસદન'માં શિક્ષણ મળવાથી, પ્રસ્તુત નવલકથાના નાયકનું ચારિત્ર્ય બહુધા સવિદ્ય અને સુસંસ્કૃત થયેલું હતું.

જયસિંહનું વય ૧૯ વર્ષનું થતાં એક ઉચ્ચ ક્ષત્રિય કુળની રાજકન્યા સાથે તેનો લગ્નસંબંધ થયો. દંપતી પોતાના લગ્ન સુખનો નિર્વિઘ્ન ઉપભોગ કરવા લાગ્યાં. પછીનો કેટલોક સમય વીતતાં, ગંગારાજ વૃદ્ધાવસ્થાના યોગે નિર્બળ થયો અને તેમાંથી માંદગીમાં પડ્યો. તેમાંથી હવે બચી શકાય તેમ નથી, એમ ધારીને તેણે પોતાના રાજગુરુ તથા યુવરાજ જયસિંહને પોતાની પાસે બોલાવ્યો. જયસિંહ વિદ્વાન્ હોવા છતાં કાંઇક ઉચ્છૃંખલ વૃત્તિનો હોવાથી પિતાએ તેને આ પ્રમાણેનો ઉપદેશ આપ્યો:—

"જયસિંહ, તારા એકંદર વર્ત્તનનું જો કોઈ સહજ અવલોકન કરશે, તો પણ તત્કાળ તારો સમસ્ત વર્ત્તનક્રમ તેના જાણવામાં આવી જશે. તારી કેવી અને કેટલી યોગ્યતા છે, અને તારામાં કેટલા સદ્ગુણોનો સમાવેશ થયેલો છે, એવું તે તે ક્ષણે જ અનુમાન કરી લેશે. પરંતુ જો તું અને તારા એ સદ્ગુણો બીજાના ઉપયોગમાં ન આવે અને એ ગુણો અંદરને અંદર જ રહી જાય, તો પછી એ ગુણોનું ફળ શું? આપણે દીપકને પ્રજ્વલિત કરીએ છીએ, તે કાંઈ દીપકને પ્રકાશ મળે, એવા હેતુથી પ્રજ્વલિત કરતા નથી? કિંતુ આપણને પોતાને જ પ્રકાશની આવશ્યકતા હોય છે, એટલા માટે જ ઈશ્વરનો પણ એવો જ પ્રકાર છે. ઈશ્વર આપણામાં જે સદ્ગુણ આદિનો પ્રકાશ આપે છે, તે કેવળ આપણા પોતાના લાભ માટે જ નહિ, પરંતુ તેનો બીજાઓને યોગ્ય લાભ મળી શકે, એટલા માટે જ આપે છે. જો એવી વ્યવસ્થા ન હોય, તો તો પછી આપણામાં ગુણ હોય કે ન હોય તે એક સમાન જ છે. ઈશ્વર ઉત્તમ પુરુષોને જે ઉત્પન્ન કરે છે, તે એટલા માટે કે તેમના હાથે સાર્વજનિક હિતનાં મોટાં મોટાં કાર્યો થાય. આપણામાં સદ્ગુણાંશ આપે છે, તે પણ તેનો ઇતર સામાન્ય જનોને ઉપ-

યોગ થાય અને આપણા મનનું સમાધાન થાય, એવા ઉદ્દેશથી જ આપે છે. બુદ્ધિમાન્ ધનાઢ્ય પુરુષ જેવી રીતે એવા જ મનુષ્યને ધન આપે છે કે જે તેનો યોગ્ય ઉપયોગ કરી શકે અને ઉપકાર અંતઃકરણપૂર્વક માને. ઈશ્વરની વ્યવસ્થા એવા જ પ્રકારની છે. જયસિંહ! તું જો કે વિદ્વાન્ અને ચતુર છે, એટલે તને આવા ઉપદેશની આવશ્યકતા નથી, તો પણ એક પિતા તરીકેનું કર્ત્તવ્ય મારે બજાવવું જ જોઇએ. હું મારા અંત સમયે તને આ ઉપદેશ આપું છું. મારો સ્વર્ગવાસ થતાં જ રાજ્યસત્તાનો સર્વ અધિકાર તારા હાથમાં આવશે. કોઈ પણ મનુષ્યને દેહાંત શિક્ષા આપવાથી તે હાથીની અંબાડીપર બેસાડવા સુધીના સર્વ અધિકારોનો તું નિરંકુશ સ્વામી થવાનો છે. તારાં સર્વ વચન વિભુનાં વચન સમાન માન્ય થવાનાં છે! પરંતુ એટલું તારે નિરંતર સ્મરણમાં રાખવું કે, રાજસત્તા જેટલી મનોહર છે, તેટલી જ તે ભયંકર પણ છે. જો રાજસત્તાનો સદુપયોગ કરવામાં આવે, તો તે અત્યંત સુખદાયિની છે; અને જો તેનો દુરુપયોગ કરવામાં આવે, તો તે અત્યંત ભયંકર થઇને રાજાને આ લોકમાં મહા નિંદ્ય અને પરલોકમાં નરકનો અધિકારી બનાવી દે છે. પ્રજાનું પુત્ર-પુત્રીવત્ પાલન, ધર્માચરણ અને ન્યાયપરાયણત્વ એ રાજાની ઉન્નતિ અને કીર્ત્તિનાં પ્રધાન સાધનો છે; તેમ જ અધર્માચાર, અત્યાચાર, વ્યભિચાર અને અન્યાય આદિ રાજાની અવનતિ અને અપકીર્ત્તિનાં મહા પ્રબળ સાધનો છે! એટલા માટે તારે ઉચ્છૃંખલતાને ત્યાગી નિરંતર સારાસારનો વિવેક કરવો, એવી મારી ખાસ સૂચના છે. સત્યવક્તાઓને દૂર કરીશ નહિ અને મિથ્યા પ્રશંસકોને આશ્રય આપીશ નહિ. આટલામાં જ મારા સમસ્ત ઉપદેશનો સાર સમાયલો છે. જો મારા ઉપદેશ પ્રમાણે વર્ત્તીશ, તો તારું અને પ્રજાનું કલ્યાણ થશે!"

"મહારાજ! આપના ઉપદેશને હું મસ્તકે ચઢાવું છું. હું કદાપિ આપના ઉપદેશથી વિરુદ્ધ અધર્મ અને અન્યાયના માર્ગમાં સંચાર કરીશ નહિ!" જયસિંહે વિનયપૂર્વક સંતોષકારક ઉત્તર આપ્યું.

"રાજગુરુરાજ, જયસિંહ અદ્યાપિ તરુણ છે, એટલે એના હાથે જો કાંઈ પ્રમાદ થતો તમારા જોવામાં આવે, તો યોગ્ય ઉપદેશથી એના તે પ્રમાદનો પ્રતિકાર કરજો અને એને ધર્મના માર્ગમાં પ્રેરજો. આજથી મારા સ્થાને તમે જ છો;" ગંગારાજે રાજગુરુને ભલામણ કરી.

"રાજન્! એ વિશે તમારે જરાય ચિન્તા ન રાખવી. મારું એ કર્ત્તવ્ય છે અને હું કદાપિ કર્ત્તવ્યહીન થઈશ નહિ." રાજગુરુએ કહ્યું.

"મારા હૃદયને શાંતિનો સ્પર્શ થયો! પ્રભુ સર્વનું કલ્યાણ કરો અને રાજ્યને ધનધાન્ય સમૃદ્ધિથી ભરો!" ગંગારાજે શુભ ઉદ્ગાર કાઢ્યા.

થોડા જ દિવસમાં અસાધ્ય રોગના યોગે પ્રજાવત્સલ ચંપાનગર-નરેશ ગંગારાજનો સ્વર્ગવાસ થયો, અને તેની સાથે તેની સતી સાધ્વી રાણીએ પણ સહગમન કર્યું.

પિતાના પરલોકવાસ પછી જયસિંહ ચંપાનગરના વિશાળ રાજ્યનો સ્વતંત્ર અને નિરંકુશ સર્વ સત્તાધારી સ્વામી થયો. તે પોતે વિદ્વાન્ અને બહુશ્રુત હોવાથી, તેમ જ તેની સભામાં યોગ્ય મંત્રીઓ હાજર હોવાથી, રાજ્ય વ્યવસ્થાપૂર્વક ચલાવવામાં તેને કશી કઠિનતા ભાસી નહિ. તેના સદ્‌ગુણોના પ્રભાવથી પ્રજાજનો તેને 'રામ રાજા'ના ઉપનામથી બોલાવવા લાગ્યા. પ્રજાને સદાચરણના માર્ગમાં પ્રેરવા માટે તેણે અનેક નવીન નિયમો (કાયદાઓ) બનાવ્યા; તેમાંનો વ્યભિચારવિશેનો એક નિયમ એવો હતો કે, 'જો કોઈ પણ પુરુષ પરસ્ત્રીમાં કુદૃષ્ટિ કરે, વ્યભિચાર કરે, અથવા તો વ્યભિચાર કે અત્યાચારનો પ્રયત્ન કરે, તો અપરાધ સિદ્ધ થતાં એવા અપરાધીને દેહાંતદંડ આપવો! જો સ્ત્રી વ્યભિચારિણી હોય, તો તેને દેશાન્તરદંડની શિક્ષા કરવી!' આવા નિયમોથી રાજા જયસિંહ પ્રજાના અતિશય વિશ્વાસ અને આદરને પાત્ર થયો.



## દ્વિતીય પરિચ્છેદ.

### નવરાત્રિ મહોત્સવ.

આપણી વાર્તાનો ઇ. સ. ૧૪૮૧ માં આરંભ થાય છે.

ઉત્સવ પરિપૂર્ણ આશ્વિન માસ ચાલતો હતો. આજે વિજયાદશમીનો દિવસ છે. નવરાત્રિ મહોત્સવનો અંતિમ દિવસ છે. ભદ્રકાળીના મહોત્સવની સમાપ્તિ થવાની છે. પવનદુર્ગના પર્વત શિખરે આવેલ ભદ્રકાળીના મંદિરમાં સ્ત્રી અને પુરુષોની એવી તો ભીડ જામી છે કે ત્યાં એક તિલ નાંખવા જેટલી જગ્યા પણ ખાલી જોવામાં આવતી નથી.

રાત્રિનો બહુધા એક પ્રહર જેટલો સમય વીતી ગયો છે. સાધારણતઃ જો કે વર્ષાઋતુની સમાપ્તિ થયલી હતી, તોપણ કેટલેક અંશે આકાશ નભોમંડળ અભ્રાચ્છાદિત દેખાતું હતું. એક ક્ષણે ચંદ્રનો શીતળ પ્રકાશ દૃષ્ટિગોચર થતો, તો દ્વિતીય ક્ષણે ચંદ્ર વાદળામાં છૂપાઈ જવાથી પ્રકાશનો લોપ થઇ જતો હતો. છતાં નગરમાં અંધકારનું ક્યાંય સૂક્ષ્મમાં સૂક્ષ્મ ચિહ્ન પણ જોવામાં આવતું નહોતું! પર્વતશિખરસ્થ દેવીમંદિર, રાજમંદિર અને અન્ય આગારો, તેમ જ તળેટીમાંના ચંપાનગરમાંના ઘરો અગણિત દીપમાલિકાઓવડે શૃંગારાયલાં હોવાથી દીન અં

કાર, પોતાને આશ્રય ન મળી શકવાથી, ત્યાંથી નિઃશ્વાસ નાંખીને ગચ્છંતી કરી ગયો હતો! ત્યાં સર્વથા દિવસનો જ ભાસ થતો હતો. ચંપાનગરમાંથી ઉંચી દૃષ્ટિ કરીને જોનારને પવનદુર્ગપરની દીપમાળા, જાણે કોઇ નૂતન નભોમંડળમાં અસંખ્ય તેજસ્વી તારકોનો તેજોરાશિ વિસ્તરી રહ્યો હોયની, એવી જ ભાસતી હતી. નાના પ્રકારનાં મિષ્ટાન્નોથી સુશોભિત સુખડીઆઓની દુકાનેથી લોકો પકવાન્ન અને મિષ્ટાન્ન મણોના હિસાબે ખરીદતા હતા. વિવિધ જાતિના સુશોભિત વસ્ત્રાલંકારો ધારીને સ્ત્રી, પુરુષ, બાળક અને બાળિકાઓ આમતેમ આનંદથી ગમનાગમનનો વ્યાપાર ચલાવતાં જોવામાં આવતાં હતાં. માતાના નવરાત્રિના પૂજનમાં વાવેલા જવારાની શુભ માટે આપ્તગોત્ર તથા મિત્રજનો પરસ્પર આપ લે કરતા હતા અને તેમ કરીને પોતાની પ્રેમભાવનાનું દર્શન કરાવતા હતા! નગરની પોળોમાં સર્વત્ર ભદ્રકાળી માતાની ગરબીની સ્થાપના કરવામાં આવી હતી. સ્થળે સ્થળે તેમની આસપાસ સ્ત્રીઓ ગરબે રમવામાં અને પોતાના નૈસર્ગિક મધુર સ્વરથી ગરબા ગાવામાં સર્વથા લીન થયલી હતી. ચાંપાનેરનો તે કાળનો નવરાત્રિ મહોત્સવ વિશ્વવિખ્યાત હોવાથી દૂર દૂરના પ્રદેશના લોકો એ પ્રસંગે ચાંપાનેરમાં આવ્યા હતા. એ સમયમાં ચાંપાનેરની મૂળ વસતિ કરતાં અત્યારે લોકોની ત્રણગણી સંખ્યા જોવામાં આવતી હતી. આપણે કેવળ ભદ્રકાળીના મંદિરમાંના ઉત્સવનું જ અવલોકન કરવાનું છે. ચાલો, સત્વર, અન્ય સ્થાનોને ત્યાગીને વ્હેલા વ્હેલા આપણે ત્યાં જઈ પહોંચીએ.

ભદ્રકાળીનું મંદિર કાળા રંગના વિશાળ પાષાણોનું બાંધેલું છે. તે ચતુષ્કોણ છે. મંદિરના શિખરપરનો સુવર્ણકલશ દિવસે સૂર્યકિરણ અને રાત્રે ચંદ્રકિરણના સંયોગથી અપૂર્વ દૃશ્ય બતાવે છે. તે સુવર્ણકલશની બાજૂમાં જ વાયુના આઘાતથી ફરફર કરતી રક્તવર્ણ ધ્વજાને જોઇને જાણે તે રાજ્યની ઉન્નતિનું જ સૂચન કરતી હોયની એવો ભાવ જોનારના મનમાં આવે છે. મંદિરના ગર્ભ ભાગમાંની ભદ્રકાળીની મૂર્તિને આજે અમૂલ્ય વસ્ત્રાભૂષણવડે પૂર્ણ શૃંગારેલી છે. તેનાં દર્શન કરીને લોકો પોતાને કૃતાર્થ થયેલા માની, અતિશય પુલકિત અને આનંદિત થતા જોવામાં આવે છે.

બરાબર રાત્રિનો એક પ્રહર વીતી જવા પછી સાધારણ જનસમાજ માટે મંદિરનાં દ્વાર બંધ કરી દેવામાં આવ્યાં. એક ગુપ્ત દ્વારદ્વારા રાજાના અંતઃપુરમાંની સર્વ સુન્દરીઓ મંદિરના વિશાળ ચોકમાં આવી. ચોકના મધ્ય ભાગમાં સુવર્ણથી અને માણિક્ય મુક્તાફળથી મઢેલી એક ગરબી ગોઠવેલી છે. તેની ઉપર ગોઠવેલા છિદ્રયુક્ત સુવર્ણના ગ... માં સૌગંધિક તૈલનો દીવો પ્રકટાવેલો છે. દાસીઓએ અંતઃપુરમાં

વાદ્યો લાવીને ત્યાં વ્યવસ્થાપૂર્વક રાખ્યાં. એ સ્થળની સ્હામે જ એ ઉચ્ચ ભાગમાં રાજા જયસિંહના વિરાજવા માટે એક ઉત્તમ આસ ગોઠવવામાં આવ્યું છે! રાજા અને તેના બે ત્રણ ખાસ મિત્રો આવી પહોંચતાં જ રાજમહાલયની રમણીઓએ ગરબે રમવાનો અ ગરબા ગાવાનો આરંભ કરી દીધો.

જયસિંહની રાણી મલ્લિકાદેવી, વીણાવાદનમાં બહુ જ પ્રવીણ હત રાજાના આગ્રહને વશ થઇને તે વીણા વગાડવા લાગી. એક બી બાળાએ પોતાના મૃદંગવાદનકૌશલ્યનો પરિચય કરાવ્યો; ભદ્રકાળી નામ એક બ્રહ્મબાળાએ ગરબો ગવડાવવાની પોતાની ચતુરતાનું દર્શ કરાવવા માંડ્યું. એ બ્રહ્મબાળા ભદ્રકાળીનું સૌન્દર્ય અને લાવણ્ય એ તો અલૌકિક હતું કે, તેનું સંપૂર્ણ વર્ણન સાક્ષાત્ સરસ્વતી પણ કરી શ કે કેમ, એની શંકા જ છે! જો તેને ચંદ્રાનના કહીએ, તો ચંદ્રમાં કલંક અને તેનું સુખમંડળ તો સર્વથા નિષ્કલંક હતું. જો મૃગાક્ષી કહીએ તો, હરિ ણનાં નેત્રો ચંચળ અને ચપળ હોય છે, અને તેનાં નેત્રોમાં ગંભીરતાન છટા હોવાથી તેને હરિણાક્ષીની ઉપમા પણ આપી ન શકાય! તે એક અલૌકિક અબળાના નામથી ઓળખવી, એ જ અધિક સરળ અ ઉત્તમ છે. એ બ્રહ્મબાળા કુમારિકા હોવાથી, તેણે વિશેષ ઉચ્ચ પ્રકા રની સાડી આદિ વસ્ત્રો ધારેલાં નહોતાં, કિન્તુ રેશમી ઘાઘરો, ઓઢણુ અને ચોળીના છૂટા પહેરવેશમાં જ ગરબામાં ઘૂમતી હતી. એ પહેરવે શથી તેનું સ્વાભાવિક સૌંદર્ય વધારે ખીલી નીકળ્યું હતું. ગરબાનો આ કરતાં જ્યારે તેણે પોતાના કોકિલ કંઠનો વિકાસ કર્યો, તે વેળાએ સ્વર્ગમાં સર્વોત્કૃષ્ટ મનાતી રંભા, ઉર્વશી કે મેનકા જ જાણે મૃત લોકન માનવીઓનું મનોરંજન કરવા માટે આ પૃથ્વી પટપર ઉતરી આવી હોય એવો જ ત્યાં ઉપસ્થિત સ્ત્રી અને પુરુષોને એકસરખો ભ્રમ થવા લાગ્યો જ્યાં સ્ત્રીઓ પણ તેના કંઠરવમાં મુગ્ધ થઇ ગઈ, ત્યાં વિલાસ પુરુષો મુગ્ધ અને સ્તબ્ધ બની જાય, એમાં તો પૂછવું જ શું? ગરબા પ્રારંભ કરતાં માધુર્યથી છલકાતા કોમળ સ્વરથી તે ગવડાવા લાગી.

"સહિયર, સંગમાં મળીને આનંદથીરે,
ગાઓ ભદ્રકાળીનાં જીભે યશગુણગાન,
નારી ધર્મને પાળો સદૈવ સ્નેહથીરે–સહિયર૦
સુંદરિ, સાચું માનજો, શ્યામાનો શૃંગાર;
સ્વામી કેવળ સૃષ્ટિમાં, જીવનનો આધાર;
એથી સુખમય સંસાર, સાર વિચારજોરે,
નહિ તો, દુઃખવિકાર અપાર સમજી દાર,

પતિના પ્રેમને મનથી કદા ન વિસારજોરે–સહિયર૦
  પતિની જે મનકામના, સફળ કામિની નામ;
  સુંદરતા જો શીલની, તો સુન્દરી *સધામ;
રમતી રમરણુતિમાં રામા તે રમણી ગણીરે,
કરતી સહાયતા રહી વામભાગમાં આમ,
તેથી વામા તેને સજ્જન જન કે'તા ભણીરે–સહિયર૦
  નારીનાં જે નામ તે, સાર્થક તો સહુ થાય;
  જો તેના ધર્મો બધા, નિષ્ઠાથકી પળાય;
માટે પાળજો એ ધર્મ સઘળા ભાવથીરે,
એથી ભવમાં થાશો કૃતાર્થ ભગિની, નિત્ય,
નમશે જનતા પદમાં આવી પુણ્યે પ્રભાવથીરે–સહિયર૦
  સદ્ગુણુની સાડી ધરો, શીલ કંચુકી સાર;
  પાતિવ્રત્યે પ્રભાવ મય, ભાલ તિલક વિસ્તાર;
પ્હેરો પ્રેમે કંઠે પ્રેમા મુક્તા હારને રે,
કરમાં કુલીનતાનાં કંકણુ ધારો વાહ,
વાહરે ધન્ય છે તો અબળાના અવતારનેરે–સહિયર૦
  કરાંગુલીમાં મુદ્રિકા, જેની ઉત્તમ શાંતિ;
  નીતિનાં નૂપુરવડે, વધી ચરણુની કાંતિ;
એવા અલંકાર જો ઉત્તમ યુવતી દેહ માંહી,
તો છે કૃત્રિમ બીજા આભૂષણુ સહુ વ્યર્થ,
માટે ધારો એ ભૂષણુને ચાહી ચિત્તમાંહી–સહિયર૦
  સ્વામિભક્તિ સાથેવળી, ઇશ્વર ભક્તિનિવાસ;
  જો ચપળાના ચિત્તમાં, સુવર્ણુ સંગ સુવાસ;
કરજો વિનતિ નિરંતર એજ ઇશ્વરને ભજીરે,
રક્ષે સદૈવ તે સૌભાગ્યહેતુ જે કાંત,
થઇને શાંત આશા વિશ્વની બીજી ત્યજી રે."–સહિયર૦

"રંગ, ભદ્રકાલિ! રંગ છે!! આ તારું ઐહિક ગાન નથી; કિન્તુ સ્વર્ગીય સંગીત છે!" ગરબો પૂરો થતાં જ તરુણુ રાજા જયસિંહે, ભદ્રકાળીને ધન્યવાદ આપતાં કહ્યું.

પુનઃ બે ત્રણુ ગરબા ગવાયા. મધ્ય રાત્રિનો સમય થતાં મહોત્સવના વિસર્જનની તૈયારીઓ કરવામાં આવી. દેવી ભગવતી ભદ્રકાળીનાં દર્શન કરીને મહારાણી મલ્લિકાદેવી રાજાને નમસ્કાર કરવાને આવી. જ્યારે રાજકુમારી ભદ્રકાળીએ રાજા સમક્ષ શિર નમાવવાનો યત્ન કર્યો, ત્યારે રાજાએ તેને તેમ કરતી અટકાવીને કહ્યું;–"ભદ્રકાલિ, આજે

* સધામ–પ્રકાશયુક્ત [illegible]

સંગીતના પ્રભાવથી જ અમો સર્વ આનંદસાગરમાં નિમજ્જન કરવા સમર્થ અને ભાગ્યશાળી થયા છીએ. અમારાપર તારો આ એક પ્રકારનો અત્યંત ઉપકાર છે અને અમે તારા ઋણી છીએ. હું તારા સંગીતના શ્રવણથી બહુ જ પ્રસન્ન થયો છું." એમ કહીને તેણે પોતાની રાણીને પૂછ્યું કે;–"દેવિ ! મને આ બાળાનો પરિચય આપશો ?"

"આપણી સભાના ગત વર્ષમાં જ કૈલાસવાસી થયેલા **શા**સ્ત્રી **જી**વનરામ **શર્મા**નું આ અમૂલ્ય કન્યારત્ન છે. એના બંધુ તે આપણા કોષાધ્યક્ષ. આ બાળા હજી કુમારિકા છે અને શાસ્ત્ર તથા સંગીતમાં અતિ કુશળ છે. મારો અને એનો સખી સંબંધ હોવાથી જ આજે એની વિદ્યા અને સંગીતકુશળતાનો આપણને સાનુભવ આનંદ મળી શક્યો છે." **મલ્લિકા**દેવીએ એક રાજરાણીને ઘટે તેવા વિનયથી **ભ**દ્રકાળીનો પરિચય કરાવ્યો.

"કેટલીક સ્ત્રીઓ આ બાળાને **ભ**દ્રકાળીના નામથી બોલાવતી હતી, તેથી એના નામનો મેં પણ ઉચ્ચાર કર્યો ! પરંતુ એ **જી**વનરામ **શર્મા**ની દુહિતા અને આપણા કોષાધ્યક્ષ **વિ**નયકાન્તની ભગિની જ એ વાત મારા જાણવામાં નહોતી. એના રૂપ અને ગુણોની કીર્તિ ઘણા દિવસથી સાંભળતો હતો, પણ આજે તેનો પ્રત્યક્ષ અનુભવ થયો એટલા માટે હું મને પોતાને બહુ જ ભાગ્યશાળી માનું છું." એવા પ્રશંસાસૂચક ઉદ્‌ગારો કાઢીને રાજાએ પોતાના કરમાંનાં બે બહુમૂલ્ય હીરામાણિક્યજડિત કંકણો ઊતારીને તેને આપતાં કહ્યું;–"**ભ**દ્રકાળી ! તું **ભ**દ્રકાળી જ છે ! મહારાજા **જ**યસિંહ ગુણગ્રાહક છે, એના [illegible] તરીકે મારા આ અલ્પ ઉપહારનો સ્વીકાર કર !"

**ભ**દ્રકાળી લજ્જિત થઈ ગઈ; તે નીચી આંખે પૃથ્વીભણી જોઈ મસ્તક નમાવીને ઊભી રહી. અંતે રાણીના આગ્રહથી તેણે પોતાનો કોમળ કરને આગળ લંબાવ્યો. તેના કોમળ દક્ષિણ હસ્તને પોતાના વામ હસ્તમાં પકડી પોતાના દક્ષિણ હસ્તથી રાજાએ તે કંકણો તેના [illegible] હસ્તમાં મૂકતાં પુનઃ કહ્યું;–"જેવા પ્રેમથી તારો સ્વામી તને આ ઉપહાર આપે છે, તેવા જ પ્રેમથી તું પણ તારા હૃદયમાં તેનાવિશે પૂજ્યભાવ રાખજે અને જે આ કંકણોથી તારા કરોની શોભા વધવાની તે તારા કરોનો આ અધિકારીની આપત્તિના વિદારણ માટે ઉપયોગ કરીશ, એવી મને દૃઢ આશા છે !" આ છેલ્લા વાક્યના ઉચ્ચાર સાથે તેણે તે બાળાના હસ્તને પોતાના હસ્તમાંથી મુક્ત કરી દીધો.

બ્રહ્મબાળા **ભ**દ્રકાળીને, દેવી **ભ**દ્રકાળીનું પદ આપ્યા પછી મં
[illegible] મૂર્ખાઈ [illegible] અતાવી ! તેનો દહાડો ફર્યો. રાજાનાં એ વાક્યો કિ–અ

હતાં. સાધારણતઃ રાજાને સ્વામીના નામથી ઓળખવામાં આવે છે, પરંતુ રાજાના "જેવા પ્રેમથી તારો સ્વામી તને આ ઉપહાર આપે છે" એ શબ્દોમાં કાંઈ બીજો જ ગૂઢાર્થ સમાયલો હતો. નિર્દોષ ભદ્રકાળી અને ભોળી રાણી મલ્લિકાદેવી રાજાના એ રહસ્યમય ભાષણના ભેદને સમજી શકી નહિ. ભદ્રકાળીએ સલજ્જ ભાવથી મહારાજાનો ઉપકાર માન્યો અને પોતાની એક પ્રાણપ્રિય સખીનું આવું સન્માન કરવા માટે રાણી પણ પ્રસન્નતાથી રાજાનો ઉપકાર માનીને ત્યાંથી અંતઃપુરમાં ચાલી ગઈ. અન્ય સ્ત્રીઓ પણ પોતપોતાને ઘેર વિદાય થઈ.

યથાવિધિ નવરાત્રિ મહોત્સવની સમાપ્તિ કરવામાં આવી. રાજા પોતાના શયનગૃહમાં ગયો અને નિદ્રારહિત બની પર્યંક શય્યામાં આળોટતો પડી રહ્યો. મહોત્સવમાં અત્યંત શ્રમ વેઠેલો હોવાથી થાકેલાં સર્વજનો નિદ્રાવશ થઇ ગયાં અને રાત્રિનો શાંતિમય આદર્શ પૂર્ણતાથી દૃષ્ટિગોચર થવા લાગ્યો. માત્ર નગરસંરક્ષકોના સાવધાનતાસૂચક શબ્દો વિના અન્ય કોઇ પણ પ્રકારનો ધ્વનિ સાંભળવામાં આવતો નહોતો. રાત્રિ જો કે વધારે વીતી ગઇ હતી, છતાં અદ્યાપિ ક્યાંક ક્યાંક અવશિષ્ટ રહેલા દીપકોનો મંદ મંદ પ્રકાશ જોવામાં આવતો હતો.

રાણી મલ્લિકાદેવી મહા સાધ્વી અને સતી સુંદરી હોવાથી પતિ જ્યાં સુધી નિદ્રાવશ ન થાય, ત્યાં સુધી પોતે કદાપિ નિદ્રાધીન થતી ન હોતી. હમણા તે પુષ્પવીજનવતી વાયુ ઢોળતી પોતાના પતિનાં ચરણો પાસે બેઠી છે. કામાતુર રાજાને નિદ્રા આવતી નથી, તેના હૃદયમાંથી ભદ્રકાળીનું તીવ્ર સ્મરણ પળ માત્ર પણ દૂર થતું નથી! कामातुराणां न सुखं न निद्रा એ વાક્યની સત્યતાનો પૂર્ણ પરિચય થાય છે. થોડી થોડી વારે તે એક કે બીજા રૂપમાં રાણીને ભદ્રકાળીવિશેના પ્રશ્નો જ પૂછ્યા કરે છે! સરળહૃદયા રાણી નિર્દોષતાથી તેનાં યથાર્થ ઉત્તરો આપે જાય છે. ઉપઃકાળમાં રાજાનાં નેત્રો મીચાયાં અને તે નિદ્રાવશ થઈ ગયો!

આહાહા! સ્વરૂપસુંદર સ્ત્રીમાં પુરુષના ચિત્તને આકર્ષવાની કેટલી અને કેવી અગાધ શક્તિ રહેલી હોય છે! એકવાર સ્ત્રીના સૌન્દર્યથી આકર્ષાયો, એટલે પછી પુરુષ કેવો પરવશ તથા પરાધીન થઈ જાય છે; અને પોતાનાં લાભ કે હાનિ–માન કે અપમાન, પાપ કે પુણ્ય એમાંના કશાનું પણ તેને ભાન રહેતું નથી! ભર્તૃહરિએ સત્ય જ કહ્યું છે કે;–

"જ્યાં સુધી મૃગનયના તરુણીઓનાં ચંચળ નેત્રોના પવનનો આઘાત નથી થતો, ત્યાં સુધી જ જ્ઞાની પુરુષોના હૃદયમાં નિર્મળ વિવેકરૂપ દીપકનો પ્રકાશ અવિચળ રહી શકે છે." મૃગાક્ષી યુ નેત્રોના વાયુનો આઘાત થતાં તત્કાળ તે વિવેકરૂપ

લુપ્ત થઈ જાય છે અને તેના સ્થાનમાં અવિવેક તથા ઉન્માદરૂપ અંધકારનો સર્વત્ર પ્રસાર થાય છે.

## તૃતીય પરિચ્છેદ.

### ઉન્માદ!

"મલ્લિકે, તું મારી ધર્મપત્ની છે, અર્ધાંગના છે, સ્વરૂપવતી છે, મનોમોહક છે; છતાં પણ તારું સૌન્દર્ય ભદ્રકાળીના સૌન્દર્યની સ્પર્ધા કરી શકે તેવું તો નથી જ. તારાં ચપળ નેત્રોમાં તેનાં ગંભીર નયનોની છટાનો અભાવ છે. તારું તિલકવિભૂષિત દીન અને નમ્રવદન કદાચિત્ સકલંક ચંદ્રસમાન હશે, તો તેનું નિષ્કલંક મુખમંડળ સૂર્યમંડળની પ્રતિસ્પર્ધા કરવાને સમર્થ છે! તારા વિશાળ કેશકલાપમાં વિરાજતી પુષ્પવેણી, જો તારા કેશકલાપને સર્પની ઉપમા આપીએ, તો કદાચિત્ મણિસમાન શોભે છે એમ કહી શકાય; પણ તેના ઘનકેશકલાપરૂપ મેઘમંડળના મધ્યમાં વિરાજતી કુસુમવેણી વિદ્યુતનો ભાસ કરાવે છે. તારા ઉન્નત સ્તનમંડળને જો કનકકલશ સાથે સરખાવીએ, તો તેના કિંચિદ્ ઉન્નત કુચપ્રદેશને અપરિપક્વ આમ્રફળોની જ ઉપમા આપવી જોઇએ. તારા અને તેના નિતંબદેશની વિશાળતામાં પણ મહદ્ અંતર જોવામાં આવે છે. ક્યાં તારો સ્થૂલ કટિભાગ અને ક્યાં તેનો કેસરીસમાન સૂક્ષ્મ કટિવિભાગ! તું સૌન્દર્યવતી છતાં પણ તેના જેવી લાવણ્યમયી નથી તે નથી જ. જે પ્રેમની માત્ર તું જ સ્વામિની છે અને તારી આજ્ઞા વિના જે પ્રેમ બીજી અબળાને અર્પવો, તે એક મહા અપરાધ મનાય છે, તે જ પ્રેમ જો હું તેને અર્પવાનું સાહસ કરું, તો હે દેવિ! મને તે અપરાધની તું ક્ષમા કરજે! હું તો અપરાધી થાઉં છું, પણ એની જાણ થતાં કોપની પ્રબળતાથી મારો તિરસ્કાર કરી, તું પોતે પતિદ્રોહના પાતકની ભાગિની થઇશ નહિ! હે ભદ્રકાલિ! તારાં દર્શન પછી તારી પ્રાપ્તિવિના જે આ પાંચ દિવસ વીત્યા છે, તે મને પાંચ યુગ સમાન ભાસ્યા છે! જ્યાં સુધી તારા સુખનો ઉપભોગ નહિ મળે ત્યાં સુધી મારા આ વિરહવહ્નિથી બળતા અન્તઃકરણમાં કોઇ કાળે પણ શાંતિનો સંચાર થવાનો નથી!!"

પોતાની ધર્મપત્ની મલ્લિકાદેવીના ચિત્રને નિહાળી તેના અને ભદ્રકાળીના સૌન્દર્ય તથા લાવણ્યની તુલના કરતો ચાંપાનેરનો તરુણ રાજા જયસિંહ પોતાના મહાલયમાંના એક ખાનગી ઓરડામાં આમતેમ ફરતો ઉપર પ્રમાણેનાં વાક્યો બડબડતો હતો. ઘણીવાર સુધી ઓરડામાં ફર્યો, ... ન થઇ નહિ; એટલે તે અગાસીમાં આવીને ખુલ્લી હવામાં બેઠો.

પૌર્ણિમાની નિશા હોવાથી નિશાનાથ ચંદ્ર પોતાના સ્ફટિક સમાન સ્વચ્છ, શીતલ અને શ્વેત પ્રકાશને આકાશ તથા અવનીમાં વિસ્તારી રહ્યો હતો. દિવસના તપ્ત સૂર્યના તાપના પ્રતાપથી સંતપ્ત થયેલાં મનુષ્યોને સુધાકરનાં શીતલ કિરણો અત્યંત શાંતિદાયક થઇ પડે છે, એવો સર્વસાધારણ નિયમ હોવા છતાં રાજા જયસિંહના શરીરમાં એ ચન્દ્રના શીતલ કિરણોનું પણ વિપરીત પરિણામ થયું–તેના શરીરમાં તે કિરણો શીતલતા ઉત્પન્ન કરવાને બદલે સંતપ્તતાની વૃદ્ધિ કરવા લાગ્યાં. મનોવ્યથા અસહ્ય થવાથી તે આકાશગામી ચન્દ્રની સામે એકીટસે જોતાં જોતાં બોલી ઉઠ્યો:—

"હે નિર્દય ચન્દ્ર! લોકો કહે છે કે, તું શીતલ છે, છતાં આજે મને બાળીને ભસ્મીભૂત કરવા માટે જ તેં આવી પ્રચંડ ઉષ્ણતા ધારી છે! ના ના, કદાચિત્ એમ હશે કે, અત્યારે પોતાની અગાસીમાં તે દેવોને પણ દુર્લભ અતુલ સૌન્દર્યવતી નવયૌવના ભદ્રકાળી તને નિરખતી બેઠી હશે અને તું તેના અવલોકનનો લાભ લેતો હોઇશ! પણ હું એથી વંચિત હોવાથી તું મારું હાસ્ય કરે છે, એ કદાચિત્ મારો અંતરાત્મા જાણી ગયો હશે અને તેથી કોપબાહુલ્યવડે તારી શીતલતા પણ મને અત્યારે ઉષ્ણતા સમાન ભાસતી હશે! હશે, એમાં તારો શો અપરાધ? અપરાધ મારા ભાગ્યનો કે, તારા જેવા ઉચ્ચ સ્થાને હું સ્થિત નથી! જો તારા મનમાં કાંઇ પણ દયાનો અંશ હોય, તો મારી એ હૃદયહારિણીને એટલો સંદેશો કહેજે કે, ઇચ્છામાત્રથી જ જેને સૃષ્ટિના સમસ્ત પદાર્થોની પ્રાપ્તિ થઇ શકે છે, અને જેની કૃપા મેળવવાને દીન કે ધનવાન્ સર્વજનો સર્વદા આતુર રહે છે, તે ચંપાનગરનો પૂર્ણ પરાક્રમી પૃથ્વીપતિ જયસિંહ આજે તારી કૃપાની યાચના માટે બદ્ધકર થઇને ઊભો છે! તારી પ્રાપ્તિ વિના તેના સર્વ વૈભવો વિપત્તિસમાન છે. આ સંદેશો સાંભળીને, મને આશા છે કે, તે અવશ્ય મારાપર કૃપા કરશે અને પોતાના પ્રેમજળનું સિંચન કરી મારા સંતાપને હરશે!!"

રાજા પાછો પોતાના ઓરડામાં આવ્યો. દીપકને ઓલવીને પોતાની પર્યંકશય્યામાં પડ્યો! નિદ્રાદેવીનું આગમન ન થયું, એટલામાં નિ:સરણીપર નૂપુરનો મંદ મંદ નાદ કર્ણગોચર થયો. તે ઉઠીને શય્યામાં બેઠો અને કોઇ સ્ત્રીને દ્વારમાં પ્રવેશ કરતી અને પોતાભણી આવતી તેણે જોઈ. "કોણ, ભદ્રકાળી?" એવો તેણે ઉન્માદમાં જ અચિન્ત્ય ઉદ્‌ગાર કાઢ્યો.

"ભદ્રકાળી કોણ?" રાણી મલ્લિકાદેવીએ સામો પ્રશ્ન ...

"હા, ભદ્રકાળી તે જ કે, જે તે દિવસે ભદ્રકાળીના મ... ગવડાવવા આવી હતી–તે જ તારી સખી વિપ્રદુહિતા! આહા

સૌન્દર્ય અને શી તેની સંગીતશાસ્ત્રમાં અદ્વિતીય પ્રવીણતા!! એ સર્વ ગુણસંપન્ન સુંદરી જ્યાં સુધી મને નહિ મળે, ત્યાં સુધી કોઈપણ ઉપાયે મારી હૃદયવ્યથા નહિ ટળે!!!" રાજાએ નિરાશાથી ઉદ્ગાર કાઢ્યા.

રાણીને જોતાં જ રાજા જરાક ગભરાયો તો હતો જ, પરંતુ પોતાના મુખમાંથી અમુક ન નીકળવા જોઈએ તે શબ્દો નીકળી ગયા હતા તરત જ તે પોતાના બોલવાના અર્થને ફેરવી નાંખવાનો યત્ન ચતુર રાણી સમક્ષ સફળ થાય તેમ ન હોવાથી પોતાના મનનો જે ખરો ભાવ હતો, તે તેણે સ્પષ્ટતાથી જણાવી દીધો. પોતાના પવિત્ર પતિની બુદ્ધિમાં . . નક આવું આશ્ચર્યકારક પરિવર્ત્તન થયેલું જોઈને, ધર્મશીલા રાણીના હૃદયમાં ખેદનો એવો તો ભયંકર આઘાત થયો, કે તે ખેદની શોક . છાયા તેના પ્રફુલ્લ કમળવત્ મુખમંડળમાં પણ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થવા લાગી. ક્ષણ બે ક્ષણ તો તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી જ શક્યો નહિ. થોડી ક્ષણ પછી પોતાના હૃદયને દૃઢ કરીને વિનય તથા કોપના મિશ્રણથી તે બોલી;

"પ્રાણનાથ! આજે આપ આ શું બોલો છો! આપ ભદ્રકાળીના સૌન્દર્યમાં આસક્ત થયેલા છો? જો એમ જ હોય, તો મારા શિરચ્છત્ર પ્રાણપતિને આજથી ધર્માત્મા કહેવા કે કેમ, એ એક પ્રશ્ન થઈ પડે છે. પ્રજા તે પ્રજાપતિ રાજાનાં પુત્રપુત્રી તુલ્ય છે. પોતાનાં જ સંતાનોમાં જ્યારે પિતાની પાપવાસના બંધાય છે, ત્યારે તેનું પરિણામ બહુ જ અનિષ્ટ અને દુઃખદાયક આવે છે! આપની બુદ્ધિમાં આ એકાએક કેવી ભ્રષ્ટતા! હું અત્યારે મારા ધર્માત્મા પતિ સમક્ષ ઊભી છું કે કોઈ બીજા પાપાત્મા પુરુષ સમક્ષ, એ પ્રમેયનો આ ક્ષણે મારાથી નિર્ણય કરી શકાતો નથી!"

એટલું બોલી મનમાં કોઈ વિચાર આવવાથી તે નિઃસ્તબ્ધ થઈ ગઈ. રાજા એકધ્યાનથી તેને જોઈ જ રહ્યો હતો. રાણીએ પુનઃ બોલવાનો આરંભ કર્યો;–"ના ના, આજે કદાચિત્ નિત્યના નિયમ કરતાં વિશેષ મદિરાપાન કર્યું હશે અને તેથી જ હૃદય આમ પરવશ થયું હશે. જો મારા પતિ પૂર્ણ શુદ્ધિમાં હોય, તો તે ધર્માવતારની આવી વિકૃત વૃત્તિ કદાપિ સંભવે જ નહિ. પ્રાણેશ, મારો દૃઢ નિશ્ચય છે કે, આપે પોતે જ વ્યભિચારી પુરુષને દેહાંત દંડ દેવાનો નિયમ કરેલો હોવા છતાં તે અપરાધ પોતે જ કરો, એ સર્વથા અશક્ય જ છે. પુત્રીમાં પિતાની પાપવાસના થાય જ કેમ? આ વિકાર વિકારમય વસ્તુનો છે, ને મદિરાનો મદ ન્યૂન થતાં એ વિકારનો પોતાની મેળે જ પ્રતિકાર થઈ જશે. જ્યારે મદ ઊતરશે, તે વેળાએ આ કૃત્યનો તમને પોતાને જ પશ્ચાત્તાપ ને તે પણ વળી મારા શોકનું એક નવીન કારણ થઈ પડશે!"

"તારી સમસ્ત ધારણા ભૂલ ભરેલી છે; રાણી! મારી બુદ્ધિ ખરે ખર જ ભ્રષ્ટ થઈ ગઈ છે." રાણીના ઉદ્દગારોને ધૈર્ય તથા શાંતિથી સાંભળ લીધા પછી ઉદ્વિગ્ન રાજાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને સંક્ષિપ્ત ઉત્તર આપ્યું

"શું ત્યારે આપ જે બોલો છો, તે સત્ય જ છે?" રાણીએ વિસ્મયતાથી રાજાના મુખને તાકીને વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

"અક્ષરે અક્ષર સત્ય છે. ભદ્રકાળીના કટાક્ષ બાણથી હું એવો તો વીંધાઈ ગયો છું કે, તેના પ્રેમના લેપ વિના મારો એ જખમ કદાપિ રુઝી શકે તેમ નથી. રાણી, તું જે પ્રમાણો આપે છે, તે સમસ્ત રીતે મને પોતાને લાગૂ થઈ શકતાં નથી." જે રાજા આટલીવાર પોતાના અપરાધને સ્વીકારતો હતો, તે જ રાજા હવે બુદ્ધિવાદની એક બીજી જ દિશામાં વિચરતો બોલવા લાગ્યો. "પ્રજા તે રાજાની સંપત્તિ છે અને તેથી રાજા પોતે જ જો તેનો ઉપભોગ લે, તો તે અપરાધી થઈ શકતો નથી. ન્યાયના નિયમો રાજાના પોતાના કરેલા હોય છે, એટલા માટે તે નિયમોનું પાલન કરવાને રાજા પોતે બંધાયલો નથી. ભદ્રકાળીમાં પ્રેમવાસના રાખવાથી મારી ઉજ્જ્વલ કીર્ત્તિમાં કલંકનો કિંચિન્માત્ર પણ આવિર્ભાવ થવાનો સંભવ નથી. જ્યારે ભદ્રકાળી આવીને આ અંધકારાવૃત આગારને દીપાવશે, ત્યારે જ મારા હૃદયમાં શાંતિ સમાધાનનો ભાવ આવશે."

"પણ મહારાજાધિરાજ, આપ ક્ષત્રિય છો અને તે બ્રાહ્મણદુહિતા છે. જો એ પણ કોઈ ક્ષત્રિયબાળા હોત, તો એની સાથે લગ્નસંબંધ પણ કરી શકાત. આ તો નરકમાં પડવાનો જ માર્ગ છે. અધૂરામાં પૂરું એ કુમારિકાનું વેવિશાળ પણ રમણચંદ્ર સાથે થઈ ચૂક્યું છે. એટલા માટે જો એના સતીત્વના ભંગનો કોઈ પણ પ્રયત્ન તમારે હાથે થશે, તો પરનારીગમનનો અપરાધ તમારે શિરે આવવાનો જ. એ કલંકથી આપ કોઈ કાળે પણ બચી શકવાના નથી. અને શું બોલ્યા? રાજાના ઘડેલા ન્યાયના નિયમો રાજાને બંધનકર્તા નથી? અહો! કેવું વિપરીત વચન! રે ન્યાયના નિયમોને પાળવા માટે રાજા અને પ્રજાજનો એક સરખી રીતે જ બંધાયલા છે. પણ રાજા પોતે જ જ્યારે ન્યાયના નિયમોનો ભંગ કરવાને તૈયાર થાય, તો પછી પ્રજાજનો ન્યાયના નિયમોનું પાલન કેમ કરશે? યથા રાજા તથા પ્રજા. આપણા રાજ્યના ન્યાયનો આપના પોતાના હાથે ભંગ થાય છે, પણ ભેદ માત્ર એટલો જ કે, અ અપરાધીને આપ શિક્ષા કરી શકો છો, પણ અહીં આપને શિક્ષા કરનાર કોઇ નથી. પરંતુ ઇશ્વર રાજાને શિક્ષા આપવાને સમર્થ ઈશ્વરનો ભય રાખો અને હૃદયમાંથી આ પાપમયી ભાવના

મહારાણી મલ્લિકાદેવીએ પ્રમાદવશ થયેલા રાજાને ક્રોધથી ન્યાયનું દર્શન કરાવીને સદ્બોધ આપ્યો.

મલ્લિકાદેવીના પ્રભાવશાળી અને ન્યાયયુક્ત સંભાષણથી રાજા અંજાઇ ગયો અને પોતાની સત્યપરાયણ પત્નીના મુખને તે મૌન્ય મુખે ટગર ટગર જોઇ રહ્યો. તેનાથી એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શકાયો નહિ. ખરેખર પાપીનું હૃદય પાપીને ડંખે છે, છતાં જો પાપનું પ્રાબલ્ય વિશેષ થઇ જાય છે, તો પાપના માર્ગમાં તે ગમે તે ઉપાયે પણ સંચાર કરે છે. જયસિંહની અત્યારે એવી જ દશા હતી. ઘણી વારના મૌન્ય પછી તેણે પુનઃ દઢતા ધારીને એક કવિની ચાર પંક્તિઓથી રાણીનાં વચનોના ખંડનનો યત્ન કર્યો;–

"આ મદનની છે શી વ્યથા જાણતા કોઈ નથી;
એ રોગને સદ્વૈદ્ય પણ પીછાનતા કોઈ નથી;
છે જ્ઞાત, હાનિ થાય છે એ મદનના અતિ મોહથી;
તોપણ મદનપીડિત મનુષ્યો માનતા કોઈ નથી!"

"જાણવા છતાં હાનિના માર્ગમાં વિચરવાની ઇચ્છા રાખો છો? દીવો લઇને કૂવામાં પડવાનો પ્રયત્ન કરો છો? વળી તમે એમ પણ બોલી ગયા કે, પ્રજા તે રાજાની સંપત્તિ છે, અને તેથી તે સંપત્તિના ઉપભોગનો રાજાને પ્રત્યેક પ્રકારનો અધિકાર છે. જો આવો જ નિયમ હોય, તો તો એક પુત્રી તે પિતાની સંપત્તિ હોવાથી તેને ભોગવવાનો પણ પિતાનો અધિકાર હોવો જ જોઇએ. ધિક્ક આ પાપીવચન! હાય! પરંતુ વસ્તુસ્થિતિ એવી નથી, મહારાજ, અને તેથી જ આ વિશ્વચક્ર નિયમિત ચાલી રહ્યું છે. પ્રાણનાથ! હું જાણું છું કે, પત્ની પોતાના પતિને આવાં કટુ વચનો સંભળાવે, તે યોગ્ય નથી; છતાં કુમાર્ગમાં સંચરતા સ્વામીને સન્માર્ગમાં વાળવો, એ સતી સ્ત્રીનો પરમ ધર્મ હોવાથી મારા મુખમાંથી ઇચ્છા ન છતાં પણ આવાં વાક્યો નીકળી જાય છે, તે મારા અપરાધની મને, આપ ક્ષમા કરશો." ન્યાયશીલા રાણી પોતાના ન્યાયવાદમાં અચળ રહીને બોલી.

હવે રાજાના જ્ઞાનભંડારમાં એવું કોઈ પ્રમાણ રહ્યું જ ન હોતું કે, જેના બળથી તે રાણીના પ્રમાણોનું ખંડન કરી શકે. તેથી તેણે 'शेषं कोपेन पूरयेत्' એ તત્ત્વનું અવલંબન કરીને કોપથી કહ્યું.–"તું રાક્ષસી છે, ડાકિની છે. તારા મુખમાં આજે શેષનાગની સહસ્ર જિહ્વાઓનો વાસ થયેલો દેખાય છે. જા–મારાં નેત્રસ્હામેથી દૂર થા–જો વિશેષ ઉપદેશ વાનું સાહસ કરીશ, તો મારા અગાધ કોપને પાત્ર થતાં અનિષ્ટ ને પામીશ! પતિને ઉપદેશ આપવો, એ પત્નીનો ધર્મ નથી!"

"રાજન્, હું દૂર થઇશ અને કહેશો તો પ્રાણ પણ અર્પણ કરીશ. પરંતુ આપના આ કુકર્મથી રાજ્યની પાયમાલી થશે, શત્રુઓ ફાવી જશે ! આ ભયંકર પાપના યોગે જ પરિણામ અનિષ્ટ આવશે ! અને મૃત્યુ પછીનો વિચાર કીધો છે ? જે તે વેળાએ અનિષ્ટતા આવવાની છે, તે એવી છે કે જેને ટાળવાનો કોઈ ઉપાય નથી; જો હજી પણ મારો ઉપદેશ માનો તો કશો અપાય નથી;–

'પરનારી વિષની છુરી, લગાડશો નહિ અંગ;
લંકાપતિનો લય થયો, ચહી પરસ્ત્રી સંગ!"

રાણીએ તેટલા જ બળથી એ વાક્યોનું ઉચ્ચારણ કર્યું, અને ઉન્મત્ત થયેલો રાજા કોઇ પણ ઉપાયે વાળ્યો વળવાનો નથી, એવો પોતાના હૃદયમાં દૃઢ નિશ્ચય થતાં તે પોતાના દુર્ભાગ્ય અને વિપરીત ભાવિવિશે ખેદ કરતી ત્યાંથી ચાલી ગઈ.

રાજા જયસિંહ પાછો પડ્યો ! વિચારમાં નિમગ્ન થઈ ગયો. તેના હૃદયમાં એક પળે ભદ્રકાળીનું સ્મરણ થઈ આવતું હતું, તો અન્ય પળે રાણીનાં વચનોનું સ્મરણ થતાં વિવેકની કિંચિદ્ જાગ્રતિ થતી હતી. રાણીનાં ઉપદેશમય વચનોનું એટલું પરિણામ તો અવશ્ય થયું કે, કેવળ એકલા વિકારમય વિચારને બદલે તેના હૃદયમાં હવે અવિવેક અને વિવેકનું તુમુલ યુદ્ધ આરંભાયું અને અંતે વિવેકનો વિજય થતાં તેના મુખમાંથી નીચેનો ઉદ્‌ગારો બહાર નીકળવા માંડ્યા;–

"અફ્સોસ, મારી આ કેવી દુર્મતિ ! મારા હૃદયમાં આ પાપબુદ્ધિનો કેમ અને કેવી રીતે ઉદ્‌ભવ થયો, એ હું પોતે જ અત્યારે જાણી શકતો નથી. રાણીએ મારી પાપબુદ્ધિને મદિરાપાનનું પરિણામ કહ્યું હતું, તે મદિરાપાનનું પરિણામ તો નથી; પણ તે મોહમદિરાનું પરિણામ તો અવશ્ય છે જ. હૃદયમાં મોહની ઉત્પત્તિ થાય છે, એમાં દોષ કોનો ? જે મોહને ઉત્પન્ન કરે છે તેનો કે જે તે મોહના પાશમાં સપડાય છે તેનો ? અતિશય દોષને પાત્ર કોણ ? આમાં નિર્દોષ ભદ્રકાળીનો લેશ માત્ર પણ દોષ નથી; કારણ કે, તેણે મારા હૃદયમાં મોહ ઉપજાવવાનો લેશ માત્ર પણ યત્ન કર્યો નથી. સર્વ દોષ મારો પોતાનો જ છે. સૂર્યની ઉષ્ણતા ગુલાબના ફૂલપર પડતાં તેના યોગે તે પુષ્પ વિશેષ વિકાસને પામે છે અને પ્રફુલ્લ થાય છે, તેમ જ તેનામાં મનોહર સૌગંધ્યનો પણ ઉદ્‌ભવ થાય છે. પરંતુ તે જ પુષ્પની પાસે પડેલા માંસના કકડાને તે જ ઉષ્ણતા સડાવી દેવાનું અને તેમાં અત્યંત દુર્ગંધી ઉત્પન્ન કરવાનું એક પ્રબળ સાધન કિંવા કારણ થઇ પડે છે. પરંતુ એમાં ઉષ્ણતાનો શો દોષ ? જેવો જેનો અધિકાર, તેવા સારનો તે સ્વીકાર કરી લે છે. હું તે પુષ્પ

"વાયદો તો યાદ હતો, પણ અગત્યના રાજકાર્યમાં ગુંથાયો હતો."

"ના ના, એમ કહો કે, કોઈ નૂતન પ્રણયિનીની પ્રણયોપાસ. ાામાં રોકાયો હતો."

"અલકનન્દા, તારાવિના હવે અન્ય કોઈ પણ સ્ત્રી મને ભગિની કેવા જનની સમાન છે."

"પ્રિયતમ! હું તો પ્રણયવિનોદ કરું છું. તમારા ચારિત્ર્યની શુદ્ધતા ાાટે મારા હૃદયમાં અત્યંત માન છે;—

'ચસ્કો લેશ ન ચરસનો, ન કસુંબાનો રંગ;
મદિરાથી મતલબ નહીં, નહિ પરનારી સંગ;
પત્નીને નહિ બાળવી, બળવું નિજ ન લગાર;
જેના મનમાં છે સદા, વેશ્યા પ્રતિ ધિક્કાર;
ધનાઢ્યતા દારિદ્ર્યનો, નહીં હર્ષ કે શોક;
પ્રમદાને એવો પતી, મળે લક્ષમાં કોક!'

—પણ આપ મારા ભાવી પતિ, આ સર્વ સદ્‍ગુણોવડે અલં. ાવાથી, હું મને પોતાને અત્યંત ભાગ્યવતી માનું છું!"

"અને તારા જેવી સદ્‍ગુણી સુંદરી મારી ભાવી અર્ધાંગના હોવાથી મારા સદ્‍ભાગ્યની સીમા થયેલી જાણું છું!"

"હં—ભગિની ભદ્રકાળી કેમ છે?"

"આનંદમાં છે અને તારું નિરંતર સ્મરણ કર્યા કરે છે. તારો ધુ ક્યારે આવવાનો છે?"

"કોઈ ખાસ કામ માટે રમણચંદ્રભાઈ અમદાવાદ ગયો છે, અને ાંથી તે પાછો ક્યારે આવશે, એનો કશો નિશ્ચય નથી; તોપણ મારી ારણા પ્રમાણે પાંચ છ દિવસમાં તે આવવો જોઇએ." અલકનન્દાએ ત્તર આપ્યું. "પણ આજે કાંઇ મારા બંધુના આગમનવિશે ખાસ છવું પડ્યું?"

"જો ઉભય લગ્નસમારંભ એક જ સમયે કરવામાં આવે, તો શી હાનિ છે!" અલકનન્દા બોલી.

"જો તારા ભાઈની એવી ઇચ્છા હશે, તો મારી ના નથી. પણ અલકનન્દા, લગ્ન માટે તારે આટલી આતુરતા શાને દર્શાવવી પડે છે વારુ?"

"એ મુખથી બોલવાની નહિ, કિન્તુ કેવળ હૃદયમાં સમજવાની જ વાર્ત્તા છે. આપણા પરસ્પર મળવા ભેટવાની આ રીતિ બહુ જ નઠારી છે! આપણે અત્યારે જે ચોરી છૂપીથી મળીએ છીએ અને ધીમા સ્વરથી સંભાષણ કરીએ છીએ, તેમ કરવાનો પ્રસંગ જતો રહે; દિવસ છે કે રાત છે એનો આપણા મનમાં ખટકો ન રહે; નિશા સમયે એક બીજાવિશેની આતુરતાની વેદના ન થાય અને કયાંક વિકારવશતાથી પરમેશ્વરસમક્ષ લજ્જિત થવા જેવું કૃત્ય આપણા હાથે ન થઈ જાય, એ જ મારી એક માત્ર પરમ ઇચ્છા છે!" અલકનન્દાએ દીર્ઘદષ્ટિથી પોતાના હૃદયના ભાવને વ્યક્ત કર્યો.

"અલકનન્દા, વિકારવશતાથી લગ્ન પૂર્વે મારા હાથે કોઈ પણ પ્રકારનું અમર્યાદ વર્ત્તન થાય, એનો તારે સ્વપ્નમાં પણ ભય ન રાખવો. મારું અત્યાર સુધીનું વર્ત્તન મારા એ વચનની સત્યતાને સિદ્ધ કરવા માટે સંપૂર્ણ છે."

"હું-પણ પ્રિયતમ, એ જણાવશો કે, તમારો મોહ મારામાં છે કે મારા સૌન્દર્યમાં? તમારો અનુરાગ મારા આત્મામાં છે કે આ દેહના ક્ષણભંગુર તારુણ્યમાં? જે વેળાએ તારુણ્ય વસંતનો વિનાશ થઇ જશે અને વૃદ્ધાપકાળના યોગે શરીર જર્જરિત થશે, તે વેળાએ પણ તમારી પ્રેમદષ્ટિ અને પ્રેમભાવના આવીને આવી અવિચળ હશે?" અલકનન્દાએ વિચિત્ર પ્રશ્ન પૂછ્યો.

"પ્રિયતમે, તારા યૌવનનો વસંતકાળ જતો રહેશે અને મારા યૌવનનો કાળ આવો ને આવો અવિચળ રહેશે? કાળનું પરિણામ ક્ષય છે અને તે સર્વ વસ્તુઓમાં એક સરખી રીતે જ થયા કરે છે. હું આત્માનુરાગી છું અને મારો પ્રેમ જ્યાંસુધી આ શરીરમાં પ્રાણ છે, ત્યાંસુધી આવો ને આવો જ અવિચળ રહેવાનો. એ વિષે તારે પોતાના હૃદયમાં કુશંકાને કદાપિ સ્થાન આપવું જ નહિ.

"કાચા સુતરને તાંતણે જો બાંધિ આ જિન્દગાની છે,
દરિયાતણા મોજાસમી તું જૂઠી જાણ જવાની છે;
અણધારી એ અજ્ઞાનિ, જો આ આંખ બંધ થવાની છે,
આશા બધી અંતરની અંતરમાં સમાઈ જવાની છે!"

"વાયદો તો યાદ હતો; પણ અગત્યના રાજકાર્યમાં ગુંથાયો હતો."

"ના ના, એમ કહો કે, કોઈ નૂતન પ્રણયિનીની પ્રણયોપાસનામાં રોકાયો હતો."

"અલકનન્દા, તારાવિના હવે અન્ય કોઈ પણ સ્ત્રી મને ભગિની કિંવા જનની સમાન છે."

"પ્રિયતમ! હું તો પ્રણયવિનોદ કરું છું. તમારા ચારિત્ર્યની શુદ્ધતા માટે મારા હૃદયમાં અત્યંત માન છે;—

'ચસકો લેશ ન ચરસનો; ન કસૂંબાનો રંગ;
મદિરાથી મતલબ નહીં, નહિ પરનારી સંગ;
પત્નીને નહિ બાળવી, બળવું નિજ ન લગાર;
જેના મનમાં છે સદા, વેશ્યા પ્રતિ ધિક્કાર;
ધનાઢ્યતા દારિદ્ર્યનો, નહીં હર્ષ કે શોક;
પ્રમદાને એવો પતી, મળે લક્ષમાં કોક!'

—પણ આપ મારા ભાવી પતિ, આ સર્વ સદ્ગુણોવડે અલંકૃત હોવાથી, હું મને પોતાને અત્યંત ભાગ્યવતી માનું છું!"

"અને તારા જેવી સદ્ગુણી સુંદરી મારી ભાવી અર્ધાંગના હોવાથી હું મારા સદ્ભાગ્યની સીમા થયેલી જાણું છું!"

"હં—ભગિની **ભ**દ્રકાળી કેમ છે?"

"આનંદમાં છે અને તારું નિરંતર સ્મરણ કર્યા કરે છે. તારો બંધુ ક્યારે આવવાનો છે?"

"કોઈ ખાસ કામ માટે **ર**મણચંદ્રભાઇ **અ**મદાવાદ ગયો છે, અને ત્યાંથી તે પાછો ક્યારે આવશે, એનો કશો નિશ્ચય નથી; તોપણ મારી ધારણા પ્રમાણે પાંચ છ દિવસમાં તે આવવો જોઇએ." **અ**લકનન્દાએ ઉત્તર આપ્યું. "પણ આજે કાંઇ મારા બંધુના આગમનવિશે ખાસ પૂછવું પડ્યું?"

"એટલા માટે જ કે, આ વખતે તે આવી જાય તો તેની સાથે વાતચિત કરીને **ભ**દ્રકાળીના લગ્નનો નિશ્ચય કરીએ! જો કાર્તિક માર્ગશીર્ષમાં લગ્ન થઇ જાય, તો વધારે સારું. મારા શિરપરથી એક ઋણ ઉતરી જાય." ઉત્તર મળ્યું.

"અને તમારા લગ્નનો નિર્ધાર ક્યારે કર્યો છે?" **અ**લકનન્દાએ માર્મિકતાથી પૂછ્યું.

"મારા લગ્નનો નિર્ધાર વધૂપક્ષને આધીન છે! તારા બંધુની ઇચ્છા થશે, ત્યારે જ એ કાર્ય થઇ શકશે; એમાં મારો નિર્ધાર ચાલી શકે

"જો ઉભય લગ્નસમારંભ એક જ સમયે કરવામાં આવે, તો શી હાનિ છે!" અલકનન્દા બોલી.

"જો તારા ભાઇની એવી ઇચ્છા હશે, તો મારી ના નથી. પણ અલકનન્દા, લગ્ન માટે તારે આટલી આતુરતા શાને દર્શાવવી પડે છે વારુ?"

"એ મુખથી બોલવાની નહિ, કિન્તુ કેવળ હૃદયમાં સમજવાની જ વાર્તા છે. આપણા પરસ્પર મળવા ભેટવાની આ રીતિ બહુ જ નઠારી છે! આપણે અત્યારે જે ચોરી છૂપીથી મળીએ છીએ અને ધીમા સ્વરથી સંભાષણ કરીએ છીએ, તેમ કરવાનો પ્રસંગ જતો રહે; દિવસ છે કે રાત છે એનો આપણા મનમાં ખટકો ન રહે; નિશા સમયે એક બીજાવિશેની આતુરતાની વેદના ન થાય અને કયાંક વિકારવશતાથી પરમેશ્વરસમક્ષ લજ્જિત થવા જેવું કૃત્ય આપણા હાથે ન થઈ જાય, એ જ મારી એક માત્ર પરમ ઇચ્છા છે!" અલકનન્દાએ દીર્ઘદૃષ્ટિથી પોતાના હૃદયના ભાવને વ્યક્ત કર્યો.

"અલકનન્દા, વિકારવશતાથી લગ્ન પૂર્વે મારા હાથે કોઈ પણ પ્રકારનું અમર્યાદ વર્ત્તન થાય, એનો તારે સ્વપ્નમાં પણ ભય ન રાખવો. મારું અત્યાર સૂધીનું વર્ત્તન મારા એ વચનની સત્યતાને સિદ્ધ કરવા માટે સંપૂર્ણ છે."

"હં—પણ પ્રિયતમ, એ જણાવશો કે, તમારો મોહ મારામાં છે કે મારા સૌન્દર્યમાં? તમારો અનુરાગ મારા આત્મામાં છે કે આ દેહના ક્ષણભંગુર તારુણ્યમાં? જે વેળાએ તારુણ્ય વસંતનો વિનાશ થઇ જશે અને વૃદ્ધાપકાળના યોગે શરીર જર્જરિત થશે, તે વેળાએ પણ તમારી પ્રેમદૃષ્ટિ અને પ્રેમભાવના આવીને આવી અવિચળ હશે?" અલકનન્દાએ વિચિત્ર પ્રશ્ન પૂછ્યો.

"પ્રિયતમે, તારા યૌવનનો વસંતકાળ જતો રહેશે અને મારા યૌવનનો કાળ આવો ને આવો અવિચળ રહેશે? કાળનું પરિણામ ક્ષય છે અને તે સર્વ વસ્તુઓમાં એક સરખી રીતે જ થયા કરે છે. હું આત્માનુરાગી છું અને મારો પ્રેમ જ્યાંસૂધી આ શરીરમાં પ્રાણ છે, ત્યાંસૂધી આવો ને આવો જ અવિચળ રહેવાનો. એ વિષે તારે પોતાના હૃદયમાં કુશંકાને કદાપિ સ્થાન આપવું જ નહિ.

"કાચા સુતરને તાંતણે જો બાંધિ આ જિન્દગાની છે,
દરિયાતણા મોજાસમી તું જૂઠી જાણ જવાની છે;
અણધારી ઓ અજ્ઞાનિ, જો આ આંખ બંધ થવાની છે,
આશા બધી અંતરની અંતરમાં સમાઈ જવાની છે!"

પોતાના પ્રિયતમના આવા ઉદ્ગારો સાંભળી હર્ષાતિશયથી **અલ**કનન્દાએ ઉદ્ગાર કાઢ્યો;

"છે ભાવના જે નાથની, આવી અચળ નિર્મળ મને;
ચાચું ભવેભવ એ જ મળજો, સ્વામી હે ઈશ્વર, મને!"

"ગૃહમાં આવવાની આજ્ઞા છે કે?" અચાનક વાળી મૂકેલા દ્વારને એક ધક્કાથી ઉઘાડી નાંખીને કોઈ પુરુષે ભીષણ સ્વરથી એ પ્રમાણેનો પ્રશ્ન કર્યો.

**અલ**કનન્દા અને તેનો પ્રિયતમ પ્રથમ તો આશ્ચર્યચકિત થઈ ગયાં. પણ ત્યાર પછી ધૈર્ય ધારીને ગૃહસ્વામિની તરીકે **અલ**કનન્દાએ વિનીત ભાવથી પૂછ્યું;—"કોણ છે?"

"નગરનો કોટવાલ." ઉત્તર મળ્યું.

"જો મારા બંધુ **ર**મણચંદ્ર જોડે કાંઈ કામ હોય, તો તેઓ ઘરમાં નથી; તેઓ બહારગામ ગયેલા છે અને ચાર પાંચ દિવસ પછી આવવાના છે;" **અલ**કનન્દાએ અનુમાનથી તેને ટાળનારું ઉત્તર આપ્યું.

"મારું **ર**મણચંદ્ર જોડે કાંઈ પણ કાર્ય નથી. અમારું અત્યારે જે કાર્ય છે, તે બાઈ સાહેબ, તમારી જોડે અને તમારા પ્રિયતમ **વિ**નયકાન્ત જોડે જ છે. કૃપા કરીને જો તમો ઉભય બહાર આવો, તો અમને ગૃહમાં આવવાનો પરિશ્રમ લેવો ન પડે. નહિ તો નિરુપાયે અમારે ગૃહમાં પ્રવેશ કરવો પડશે."

આ ઉત્તરથી **વિ**નયકાન્ત અને **અલ**કનન્દા ઉભયનાં હૃદય કંપાયમાન થવા લાગ્યાં અને તેમના મનમાં નાના પ્રકારની કુશંકાઓ તથા તર્ક વિતર્કનો ઉદ્ભવ થઈ ગયો. અંતે **અલ**કનન્દાના હૃદયનું સમાધાન કરતો **વિ**નયકાન્ત કહેવા લાગ્યો કે; "પ્રિયે! ડરી કે ગભરાઈ જવાનું કાંઈ પણ કારણ નથી. આપણે પાપી કિંવા અનાચારી નથી. ચાલો આનંદથી બહાર."

ઈશ્વરમાં વિશ્વાસ રાખીને તે બંને બહાર ચોગાનમાં આવ્યાં અને **વિ**નયકાન્તે કોટવાલને પૂછ્યું કે; "કોટવાલ સાહેબ! અત્યારે વિનાકારણ અમને પરિશ્રમ આપવાનું શું કારણ?"

"**વિ**નયચંદ્રજી! આપ અમારા પૂજ્ય છો અને વંદ્ય છો, એટલે આપના દુઃખનો હેતુ થવા માટે મારા મનમાં અતિશય ખેદ થાય છે. પરંતુ એક અનુચર નિરંતર પરાધીન હોવાથી ઇચ્છા ન છતાં પણ રાજાની આજ્ઞાથી મારે આ કૃત્ય કરવું પડે છે. કૃપા કરીને મારાપર રોષ કે દોષ ખશો!" કોટવાલે **વિ**નયચંદ્રના પ્રભાવથી અંજાઇને વિવેક દર્શાવ્યો.

"પણ છે શું, તે સ્પષ્ટતાથી કહો ને?" અલકનન્દા બોલી.

"ચંપાનગરના પ્રતાપી અને પરમ ન્યાયશીલ ભૂપાલ જયસિંહરાજની આજ્ઞાથી તમો ઉભયને અત્યારે ચતુર્ભુજ કરવાનાં છે. તમો બંનેએ આ ક્ષણે જ અમારી સાથે કારાગૃહમાં આવવાનું છે: આવતી કાલે ન્યાયસભામાં મહારાજાધિરાજ પોતે વિરાજશે અને જે ન્યાય આપવાનો હશે તે આપશે!" કોટવાલે ભયંકર સમાચાર સંભળાવ્યા.

"પણ શા અપરાધ માટે અમને પકડવામાં આવે છે?" વિનયકાન્તે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"તે જણાવવાની અમને આજ્ઞા નથી!" કોટવાલ બોલ્યો.

"હે પ્રભો! આ અચાનક શી આપત્તિ!" એમ કહેતી અલકનન્દા મૂર્છિત થઇને પૃથ્વીપર પટકાઈ પડી.

તેને સાવધ કરવા પછી વિનયકાન્તે કહ્યું કે; "અમે પ્રતિષ્ઠિત છીએ એ તો તમે જાણો જ છો, તો અમે આવતી કાલે ન્યાયસભામાં આવવાનું વચન આપીએ, તો તે વચનમાં વિશ્વાસ રાખી શકશો?"

"આપના વચનમાં મને પૂર્ણ વિશ્વાસ છે; પણ નિરુપાય છું કે, તેમ કરવાની મને લેશમાત્ર પણ સત્તા આપવામાં આવી નથી." કોટવાલે ઉદાસીન થઇને નિરાશા સૂચક ઉત્તર આપ્યું.

"વારુ—ત્યારે ભાગ્યપર આધાર રાખી અમો તમારી સાથે ચાલીએ છીએ." અંતે અલકનન્દાએ અપૂર્વ સાહસથી કહ્યું.

કોટવાલ અને તેના માણસો વિનયચંદ્ર તથા અલકનન્દાને લઇને ચાલતા થયા. તેમને રાત્રે કારાગૃહમાં જૂદા જૂદા ઓરડાઓમાં પૂરીને તેમનાપર સખ્ત ચોકી પહેરો રાખી દેવામાં આવ્યો. પ્રણયનો પરિહાર થયો.



## પંચમ પરિચ્છેદ.

### કાયદાનો અમલ.

મધ્યાહ્નકાળ થયો. શરત્કાલીન સૂર્યનાં કિરણો નિદાઘકાલીન સૂર્ય કિરણો કરતાં પણ વિશેષ પ્રખરતાનો પરિચય કરાવતાં હતાં. મધ્યાહ્ન સમયે નાગરિકો બહુધા પોતાના નાના પ્રકારના વ્યવસાય તથા ઉદ્યોગમાં જ પ્રવૃત્ત હોય છે, પરંતુ આજે તેઓ એક બીજા જ પ્રકારના ઉદ્યમમાં લીન થયેલા દેખાતા હતા. સ્થળે સ્થળે લોકોના સમુદાયો મળેલા જોવામાં આવતા હતા. તેમના સંભાષણના યોગે એક જાતિનો વિલક્ષણ કોલાહલ મચી ગયો હતો. તેમના મુખમંડળમાંના આશ્ચર્ય અને વિસ્મ-

યતાના ભાવને નિહાળી; કોઈ વિલક્ષણ ઘટના બની હોય, એવી કલ્પના કરી શકાતી હતી.

"પેલા જૂના પુરાણા કાયદાનો રહી રહીને અચાનક આવો કડક અમલ કરવામાં આવશે, એવી આપણને તો સ્વપ્નમાં પણ કલ્પના ન હોતી." એક સમુદાયમાંના એક મનુષ્યે બીજા મનુષ્યને કહ્યું.

"પણ જો એ કાયદાનો આવો અમલ કરવાનો હતો, તો થોડા દિવસ પહેલાં લોકોને ચેતવણી તો આપવી'તી કે, 'હવે આ કાયદાનો અમલ થવાનો હોવાથી કોઇએ વ્યભિચાર ન કરવો!' આ તો ઓચિંતાના પકડ્યા, નાંખ્યા કેદખાનામાં ને ફર્માવી દીધો ફાંસીનો હુકમ! આ તે ચોખ્ખો જુલમ નહિ તો બીજું શું?" બીજા પુરુષે વાત ચલાવી.

"ભાઈ બીજાઓને તો કાયદાનો આવો અમલ જુલમ જેવો દેખાશે કે કેમ, એ અત્યારે કહી શકાય તેમ નથી. પરંતુ એથી તમારા-પર તો ખરેખરો જુલમ થઈ પડ્યો છે. કારણ કે, તમો સાહેબને ખાનગી ઘરોની મુલાકાત લેવાની અને ભટકવાની જરા વધારે ટેવ પડી ગઈ છે, એટલે હવે એ ટેવને છોડી દેવી પડશે અને તેમ કરતાં તમારા પ્રાણ કંઠે આવીને અટકશે!" ત્રીજાએ વાગ્બાણનું આબાદ નિશાન તાક્યું.

"મેં સાંભળ્યું છે કે, ગઈકાલે જ કોઈ પુરુષ અને સ્ત્રીને વ્યભિચારના અપરાધ માટે પકડવામાં આવ્યાં છે અને તેમને આજે પ્રભાતમાં મહારાજા પોતે ન્યાયાસને વિરાજીને શિક્ષા સંભળાવવાના હતા. શિક્ષા શી સંભળાવી? તે અદ્યાપિ કાંઈ જાણવામાં આવ્યું નથી!" એક ચોથા નાગરિકે પોતે સાંભળેલી વાર્ત્તા બીજાઓને કહી સંભળાવી.

લોકોની પરસ્પર આવી વાતો ચાલતી હતી, એટલામાં એક વૃદ્ધ સ્ત્રી ત્યાં આવી ઉભી રહી. તેને જોતાં જ એક બાકડ બોલો જવાનિયો બોલી ઊઠ્યો;–"કેમ, કર્કશા કાકી! તમે વળી અત્યારે અહીં બજારમાં ક્યાંથી ફૂટી નીકળ્યાં? કોઈ ઘરાકને ઘેર બેસાડીને માલને શોધવા અને દલાલી કમાવવા નીકળ્યાં છો કે શું?"

"ઓ તમને કાળી ભરખી જાય, મારા પીટ્યાઓ! જરા જુઓ તો ખરા; તમારા જેવા પાંચ હજાર લોકોને જેના નામપરથી ઓવારી નાંખીએ, તેને પકડીને સિપાઇઓ કેદખાનામાં લઈ ચાલ્યા છે!" કર્કશા માઇએ પુષ્પવૃષ્ટિ કરી.

"હેં, કોને પકડ્યો છે?" બે ચાર જણે સામટો સવાલ કર્યો.

"શું, વિનયકાન્તને તમે નથી ઓળખતા?" કર્કશા બોલી.

"શું, વિનયકાન્ત અને તે કારાગૃહમાં? ધર્માવતાર નરકાગારમાં?" ...લા ગૃહસ્થે આશ્ચર્ય દર્શાવ્યું.

"જે ન થવું જોઈએ તે થયું છે! ત્યાં શો ઉપાય? ગઈકાલે રા તેને અને તેની સાથે એક રૂપાળી તરુણ સ્ત્રીને કોટવાલ અને તે માણુસો પકડીને લઈ જતા હતા, તે મેં પ્રત્યક્ષ જોયું છે; અને અત્યા તેને પાછા કેદખાનામાં લઈ જાય છે!" કર્કશાએ કહ્યું.

"પણ એનું કાંઈ કારણ? એવો તે વિનયકાન્તે શો ભયંકર અપ રાધ કર્યો?" એક ગૃહસ્થે શંકા દર્શાવી.

"પેલા રમણચંદ્ર શર્માની બ્હેન અલકનન્દા સાથે ગુપ્ત વ્યભિ ચાર કરવાનો આરોપ તેનાપર મૂકવામાં આવ્યો છે, અને તે અપરા માટે વિનયકાંતને દેહાંતદંડ તથા અલકનન્દાને દેશાંતર દંડની શિક્ષા આજે પ્રભાતમાં મહારાજા પોતે જ સંભળાવી ચૂકયા છે! અલકનંદાને ત્ર દિવસમાં ચાંપાનેર રાજ્યની સીમામાંથી બહાર નીકળી જવાની આજ્ઞા થયેલી છે અને વિનયકાન્તનો ત્રણ દિવસ પછી વધ થવાનો છે સમજ્યા કે?" કર્કશાએ બધો વૃત્તાંત કહી સંભળાવ્યો.

"પણ કર્કશા કાકી! તમને આ બધી ખબર કયાંથી અને કે કરીને મળી?" પેલા બાકડબોલાએ પાછો સવાલ કર્યો.

"રાણીની એક દાસીએ મને એ બધી ખબર આપી!" કર્કશાએ કહ્યું

"પેલી ચાંપલીએ કે? એ તો તમારું જૂનું ઘરાક!" પાછી બાકડબોલાએ ટકોર કરી.

"કર્કશાબાઈ, તમે આટલું બધું વિસ્તારથી વિવેચન કરી ગયાં તોપણ તમારા કહેવાપર મારો વિશ્વાસ બેસતો નથી. તમારી આ વિષે બરાબર ખાત્રી છે કે?" એક ચાણકય બુદ્ધિના મનુષ્યે જરા ખોંચીને પૂછ્યું

"હજી, ખાત્રી ખાત્રી તે શું કરી રહ્યો છે, મૂર્ખા? આ વિશે તાં નવ મહિનાના પાકેલા ગર્ભ જેવી ખાત્રી સમજી લેવી! નજરે જોયેલ વાતની તે વળી વધારે ખાત્રી શી જોઈએ? તે બિચારી અલકનન્દાને પોતાના ભાઈના ઘરમાંથી બહાર કાઢી અને વિનયકાન્તને તો શૂળીની આજ્ઞા પણ કહી સંભળાવી!" કર્કશાએ ચીડાઈને જવાબ આપ્યો.

"ભાઈઓ, આ કર્કશાનું કહેવું સત્ય છે. અવશ્ય એવું જ કાંઈ બનેલું હોવું જોઈએ. મારો મિત્ર વિનયકાન્ત બે ઘટિકા પૂર્વે જ મને મળવા માટે આવવાનો હતો. તેણે આવવાનું દૃઢ વચન આપ્યું હતું વિનયકાન્તે અત્યાર સુધીમાં પોતાના વચનનો એકવાર પણ અપવાદ રૂપે ભંગ કર્યો નથી. એટલે આજે તે પોતાના વચન પ્રમાણે આવી ન શકયો; તેથી એવું જ કાંઈ અનિવાર્ય કારણ બનેલું હોવું જોઈએ એવી પ્રત્યક્ષ કલ્પના કરી શકાય છે!" આનંદસિંહ નામનો વિનયકાન્તનો એક ક્ષત્રિય મિત્ર બોલ્યો.

"વાતનો મેળ મળે છે ખરો, હં હં! એવી કાંઇક અફવા અમારા સાંભળવામાં પણ આવેલી છે, હં! હં!" એક બીજો માર્ગગામી ચાલતી ગાડીમાં બેસી ગયો.

"અને ત્રણેક દિવસ પહેલાં જે જાહેરનામું પ્રકટ કરવામાં આવ્યું હતું, તેને આ બનાવથી પુષ્ટિ મળે છે!" ત્રીજાએ પણ હામાં હા મેળવી દીધી!

"ચાલો, ત્યારે સત્ય શું છે અને અસત્ય શું છે, તેની આપણે જાતે જઇને તપાસ કરીએ." **આનંદસિંહે** કહ્યું.

તરત ત્યાં ઊભેલા લોકોનો સમૂહ નદીના પ્રવાહ પ્રમાણે ધારેલી દિશામાં ચાલવા લાગ્યો. કર્કશા પણ જતી હતી, એટલામાં તેનો જાણીતો એક માણસ તે તરફ આવતો હતો તેને જોઇને તે ત્યાં જ ઊભી રહી. તે મનમાં વિચાર કરવા લાગી કે;–"યુદ્ધો ચાલવાથી, રોગના વિસ્તારથી, કિંવા લોકોના ઘરમાં ધનનો અભાવ થવાથી ગમે તે કારણથી કહો, પણ હવે આપણો ધંધો મંદ થતો જાય છે; અને તેમાં આ કાયદાના અમલની શરુઆત થઈ છે, એટલે અવશ્ય મારું તો દીવાળું જ ફૂંકાઈ જવાનું. હવે કેમ કરવું?" એટલામાં તે માણસ પાસે આવી લાગ્યો અને તેને કર્કશાબાઇએ તરત સવાલ કર્યો;–"કેમરે, **ભી**મા, નગરમાં શી હીલચાલ ચાલે છે અને સારા માઠા શા નવીન સમાચાર?"

"સમાચાર બીજા શા હોય? સિપાઇઓ અને કોટવાલ **વિ**નયકાન્તને કેદખાનામાં લઈ જવા માટે રાજસભામાંથી નીકળી ચૂક્યા છે!" **ભી**માએ સમાચાર સંભળાવ્યા.

"તેનો શો અપરાધ હતો વારુ?" કર્કશાએ અજાણપણાનો ડોળ કરીને પૂછ્યું.

"કામિની વિના બીજો શો અપરાધ હોય?" **ભી**મો બોલ્યો.

"ત્યારે તેણે કોઇની વહુ દીકરીને નસાડી છે કે શું?" કર્કશાએ પૂછ્યું.

"તે કાંઈ આપણે જાણતા નથી, બા! પણ પરમદિવસે જે ઢંઢેરો પીટાયો હતો, તે તમારા સાંભળવામાં નથી આવ્યો એમ જણાય છે!" **ભી**માએ કહ્યું.

"ના, મેં તો નથી સાંભળ્યો, જરા સંભળાવ તો ખરો. શી મોકાણ નળી છે" કર્કશાએ કહ્યું.

"એ જ કે, મહારાજાના હુકમથી તમારા જેવી સ્ત્રીઓનું સદાવ્રત બેઠેલી અને પરોપકારિણી સ્ત્રીઓનાં બધાં ઘરોને ઉજ્જડ બનાવી વશે!" **ભી**માએ ભયંકર ધડાકો કર્યો.

"ત્યારે હવે અમારું ગુજરાન કેમ ચાલશે ?" કર્કશાએ શોક પ્રદર્શિત કર્યો અને નિઃશ્વાસ નાંખ્યો.

"કર્કશાબાઈ, તમારે એ વિશે જરા પણ ચિન્તા કરવાની નથી. જો વકીલ પોતે હુશિયાર અને ચાલાક હોય, તો તેને અસીલો જોઈએ તેટલા મળી શકે છે–તેને અસીલોનો ટોટો હોતો જ નથી. તમારા રહેઠાણની જગ્યાને ઉજ્જડ કરી નાંખવામાં આવશે, પણ તમારા ધંધાને તો કોઈ ઉજ્જડ નથી કરવાનું ને ! જૂના ધંધાને નવી જગ્યામાં કયાં શરુ નથી કરી શકાતો ? હું તમારો આડતિયો તો હજી બાર વરસનો હયાત છું પછી ફિકર શાની છે ? તમે આ પરોપકારના ધંધામાં આટલાં વર્ષ વીતાડીને કાળાના ધોળા કરી નાંખ્યા છે અને અનેક સ્ત્રી પુરુષોના આશીર્વાદ લીધા છે, તો આવા વખતમાં શું તમારા જૂનાં ઘરાકો કાંઇ પણ લાગણી નહિ બતાવે ?" ભીમાભાઇએ કર્કશાને ચણાના ઝાડપર ચઢાવી દીધી.

"ઠીક, ભાઈ, નસીબમાં જે કાંઈ લખાયલું હશે, તે ભોગવ્યાવિના કાંઈ છૂટકો થવાનો છે ? ચાલો ત્યારે, અહીં વધારેવાર ઊભાં રહેવાથી શો લાભ થવાનો હતો જે !" કર્કશાએ કહ્યું.

"ચાલો, પણ જોયું કે, પેલો કોટવાલ વિનયકાન્તને કેદખાના તરફ લઈ જાય છે તે ? અરે, પણ આ તો અલકનંદા પણ તેની સાથે જ છે ને શું ! ચાલો, આપણે ગચ્છંતી કરીએ. અહીં ઊભાં રહીશું તોઆપણાં નામ મુલ્કમશહૂર હોવાથી તરત કોટવાલની આંખોમાં આવીશું." ભીમાએ અનુમોદન આપ્યું.

એ કર્કશાનું ખરું નામ લાલબાઈ હતું, પણ તે કાંઈક વઢકણી હોવાથી, અને તેનો ધંધો રતિવ્યાપારની દલાલીનો હોવાથી લોકો તેને સાધારણતઃ કર્કશાના નામથી ઓળખતા હતાં. સારાંશ કે, 'જેવી લુચ્ચી લાલબાઈ તેવો ભડવો ભીમજી' એ પ્રમાણેની એ જોડી કોટવાલને આવતો જોઈને તરત ત્યાંથી વંજો માપી ગઈ.

તેઓ હજી ત્યાંથી થોડાં જ દૂર ગયાં હશે, એટલામાં કોટવાલ અને કોટવાલના સિપાઇઓ વિનયકાન્ત અને અલકનન્દાને સાથે લઇને ત્યાં આવી પહોંચ્યા. આ સ્થાન ચૌટાના મધ્યભાગરૂપ હોવાથી અન્ય સ્થાનો કરતાં અહીં લોકોની ભીડ વધારે હતી. વિનયકાન્ત નમ્રતાથી કોટવાલને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"કોટવાલ સાહેબ, અમને કારાગૃહમાં જ લઈ જવાનાં છે, તો સરળ અન્ય માર્ગથી તત્કાળ શા માટે લઈ જતા નથી ? આવી રીતે આખા નગરમાં અમને વરઘોડા પ્રમાણે ફેરવવાની શી અગત્ય છે ?"

"વિનયકાન્તજી, મારા મનમાં આપના વિશે કોઈ પ્રકારનો દ્વેષભાવ હોવાથી હું આપની સાથે આવું વર્તન કરું છું, એમ આપ કદાપિ સમજશો નહિ. મને મહારાજાએ આવા પ્રકારની આજ્ઞા કરેલી હોવાથી મારો ઉપાય નથી!" કોટવાલે વિશેષ નમ્રતા અને વિનયથી ઉત્તર આપ્યું.

"ત્યારે અમે કરેલા અપરાધ માટે અધિકારી દેવતાએ અમને આવા પ્રકારનું વિલક્ષણ શાસન કરવાની આજ્ઞા કરી છે ખરું ને? યથાર્થ છે. પ્રત્યક્ષ પરમેશ્વરનું જ એ કથન છે કે, 'મારી કૃપા દૃષ્ટિ જેનાપર થવાની હોય છે તેનાપર જ થાય છે અને નથી થતી તેનાપર નથી જ થતી!' તોપણ તેની કૃતિ ન્યાય્ય તો છે જ; અર્થાત્ હું તને કશોય દોષ દઈ શકતો નથી." વિનયકાન્તે નિરાશાસૂચક ઉદ્ગાર કાઢ્યો.

આ વેળાએ આનંદસિંહ પોતાના બે મિત્રો સાથે ત્યાં આવી પહોંચ્યો અને આશ્ચર્યયુક્ત મુદ્રાથી વિનયકાન્તને પૂછવા લાગ્યો:–"વિનય, તારા શિરપર અચાનક આ વિપત્તિ ક્યાંથી વર્ષી પડી?"

"જેવી રીતે અકરાંતિયાપણાથી બહુ ખાતાં અજીર્ણનો વિકાર થાય, એટલે લંઘન કરવાનો પ્રસંગ આવી લાગે છે; તેવી જ રીતે અત્યાર સૂધી ભોગવેલી અત્યંત સ્વતંત્રતા અને સ્વચ્છંદતાનું પ્રાયશ્ચિત્ત ભોગવવાનો પ્રસંગ આજે આવીને પ્રાપ્ત થયો છે. અત્યાર સૂધી જે મનોગમતો આનંદ ભોગવ્યો, તેની આજે પૂર્ણાહુતિ છે. આપણો સ્વભાવ ઉંદરો જેવો છે. ઉંદરો જેવી રીતે એકવાર કોઈ વસ્તુને કાતરવા મંડી જાય છે, તો પછી સારું નઠારું તેમ જ અમૃત કે વિષ આદિનો જરાય વિચાર કરતા નથી અને અંતે પોતાના તે અવિવેકના પરિણામે જ રામશરણ થઈ જાય છે, તેવી જ આપણી પણ અવસ્થા છે! 'અતિ સર્વત્ર વર્જયેત્' એ વાક્ય સત્ય છે." વિનયકાન્તે પોતાની સ્થિતિના રહસ્યને વ્યક્ત કરી બતાવ્યું.

"વાહ–કારાગૃહમાં પડ્યા પછી આવી નીતિમત્તાનો ઉદય થાય છે અને તેના યોગે તત્ત્વજ્ઞાની સમાન આમ બોલી શકાય છે, એવો જો મારો નિશ્ચય થાય, તો હું મારા બધા લેણદારોને આમંત્રણપત્રિકાઓ લખીને બોલાવી મંગાવું! પણ જો ખરું પૂછો, તો સ્વતંત્રતામાં અને મુક્ત રહીને યદ્વાતદ્વા બોલવું, તે કારાગૃહમાં પડ્યા પછીના નીતિનાં ભાષણો કરતાં વધારે સુખદાયક અને ઉત્તમ છે, એવો જ મારો અભિપ્રાય અવિચળ છે! હં હં, પણ તમારો એવો તે શો અપરાધ હતો કે, જેની આવી શિક્ષા સંભળાવવામાં આવી છે?" આનંદસિંહે કહ્યું.

"બંધો! હવે એનો ઉચ્ચાર પણ મારાથી કરી શકાય તેમ નથી!"

"તારાપર મનુષ્યવધનો આરોપ તો નથી આવ્યો ને?" આનંદસિંહે પૂછ્યું.

"કદાપિ નહિ!" ઉત્તર મળ્યું.

"ત્યારે આ વ્યભિચારના અપરાધનું પરિણામ છે?" પુનઃ પ્રશ્ન પૂછાયો.

"જેઓ આંતરિક રહસ્યને નથી જાણતા, તેઓ કદાચિત્ આ અપરાધને વ્યભિચારના નામથી ઓળખી શકે એમ છે!" વિનયકાન્તે વીલે મુખે કહ્યું.

"વિનયકાન્ત! હવે પધારો. આવી અવસ્થામાં ચૌટામાં આવાં ભાષણો અને વ્યાખ્યાનો કરવાં યોગ્ય નથી!" કોટવાલે સૂચના કરી.

"એક શબ્દ–કેવળ એક જ શબ્દ મને એ વિશે બોલવા દ્યો. આનંદસિંહ, મારે તારી જોડે થોડી વાતચિત કરવાની છે!" વિનયકાન્તે આર્જવતાથી કહ્યું.

"થોડી શા માટે? જો એ વાતચિતથી તને કાંઈ પણ લાભ થવાનો રંગ દેખાતો હોય, તો વધારેથી વધારે બોલ. હં, પણ આપણા નગરમાં વ્યભિચારને માટે આવી ભયંકર ગદા ક્યારથી અને કેમ આવી લાગી?" આનંદસિંહ બોલ્યો.

"સાંભળ, મારી કર્મકથા આ પ્રમાણે છેઃ–આ અલકનન્દાનો અને મારો આજે ઘણા દિવસથી સ્વચ્છ સ્નેહ સંબંધ છે. એમ તો લેશમાત્ર પણ સંશય નથી. પરંતુ અદ્યાપિ અમારાં લગ્ન થયેલાં ન હોવાથી કેવળ સંભાષણના સ્નેહ વિના અમારો બીજા કોઈ પણ પ્રકારનો શારીરિક વ્યવહાર થયેલો નથી, એ હું ધર્મની સાક્ષી અને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું! થોડા દિવસમાં જ અમારો લગ્નવિધિ થવાનો હતો, પણ એટલામાં દુર્ભાગ્યની પ્રબળતાથી આ સંકટ આવી પડ્યું. અસ્તુ. પરમાત્માની જેવી ઇચ્છા!" આ વાક્યો ઉચ્ચારતી વેળાએ વિનયકાન્તનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળી.

"આ સઘળી સત્ય કથા તેં મહારાજાને કહી સંભળાવી હતી કે?" આનંદસિંહે આતુરતાથી પૂછ્યું.

"મારા કર્મની સર્વે કથા મેં મહારાજાને કહી સંભળાવી; પરંતુ રાજમદથી કિંવા લોક સમાજરૂપ અશ્વપર આરૂઢ થઇને તે અશ્વને પોતે ગમે તે દિશામાં આડો અવળો કેવી રીતે દોડાવી શકે છે, એ લોકોને બતાવવા માટે, મહારાજાએ મારા કથનને સત્ય ન માન્યું. મહારાજા પોતે નિ... હોય કિંવા આ અધિકારના યોગે બળાત્કારે તેને આવી નિષ્ઠુર... પડતી હોય, તે હું કહી શકતો નથી; પરંતુ લાંબા સમયથી

પહેલી તલવારને મ્યાનમાંથી બહાર કાઢીને તેનો જેમ અચાનક કોઇના શિરપર પ્રહાર કરવામાં આવે, તેવી રીતે મહારાજાના રાજ્યાભિષેકના સમયથી આજ સુધીમાં કોઇએ જે કાયદાના નામ માત્રનો પણ ઉચ્ચાર કર્યો ન હોતો, તે કાયદાના આધારે મને પકડીને વધની શિક્ષા સંભળાવવામાં આવી છે. ખરેખર હું સર્વથા નિરપરાધી છું! વ્યભિચારનો દોષ મારા હાથે થયો જ નથી!" **વિ**નયકાન્તે કરુણોત્પાદક સ્વરથી કહ્યું.

"ખરેખર **વિ**નય! કોઈ પૂર્વ કર્મના યોગે અત્યારે વિના કારણ તું ભયંકર સંકટમાં આવી ઘેરાયો છે. આ સંકટમાંથી તારો છૂટકો થવો અત્યંત કઠિન છે. પણ મહારાજા સમક્ષ કોઈ પ્રતિનિધિને મોકલીને હજી પણ પ્રાર્થના કરાવે તો શું ખોટું છે?" **આ**નંદસિંહે એક માર્ગ બતાવ્યો.

"**આ**નંદસિંહ! એવા કોઈ યોગ્ય પ્રતિનિધિને મેળવવાના મેં અનેક પ્રયત્નો કર્યા, પણ મારા દુર્દૈવને લીધે એવો પ્રતિનિધિ મને મળી શક્યો નથી. તું મારો મિત્ર છે, તો મારું એક કાર્ય કર. તે એ કે, હું અચિન્ત્ય આવા સંકટમાં આવી પડયો છું, એ સમાચાર ઉતાવળથી મારી બહેન **ભ**દ્રકાળીને જઇને સંભળાવ અને મારા સંદેશારૂપે તેને કહે કે, મહારાજા સમક્ષ જઇને આ તારા બંધુના પ્રાણનું દાન માગી લે! જો મારી પવિત્ર ભગિની પ્રતિનિધિનું કાર્ય બજાવશે, તો મને નિશ્ચય છે કે અવશ્ય આ સંકટમાંથી મારો અને મારી પ્રિયાનો છૂટકો થશે. કારણ કે, **ભ**દ્રકાળીના મોહક લાવણ્યને નિહાળીને રાજાની નિષ્ઠુરતાનો નાશ થશે અને મૃદુતાનો આવિર્ભાવ થશે. બહુધા **ભ**દ્રકાળીને વધારે બોલવાનો પરિશ્રમ તો પડવાનો જ નથી; પરંતુ જો તે પોતાની ચાતુર્યયુક્ત અને અમૃતતુલ્ય વાણીનો પ્રવાહ વહેવડાવવા માંડશે, તો તો પછી કાંઈ પૂછવું જ નહિ. યુક્તિથી બોલવું અને પાષાણહૃદયી પુરુષના નિશ્ચયને ડગમગાવી દેવો, એ તો તેની એક સાધારણ લીલા છે. માટે જા અને તેને મારો આ સંદેશો સત્વર કહે." **વિ**નયકાન્તે આશા બાંધીને કહ્યું.

"ખરેખર આવા એક સાધારણ વિષય માટે તારા જેવા શૂરવીર, વિદ્વાન્ અને સુશીલ બ્રાહ્મણનો શિરચ્છેદ થાય, એ તો યોગ્ય ન જ કહેવાય. વળી જો તું આ શિક્ષામાંથી છટકી જાય, તો તેથી બીજાઓનું પણ કલ્યાણ થવાનો સંભવ છે; નહિ તો તારી પેઠે બીજા પણ અનેક જન અકાળ કાળના ભોગ થઈ પડશે અને અનેક કુટુંબો નિરાધાર થઈ જશે!" **આ**નંદસિંહે કહ્યું.

"બસ—સત્વર જા. જો મારું આટલું કાર્ય વિશ્વાસ અને ચિંતા- ...ક કરશે, તો તારો મારાપર અલૌકિક ઉપકાર થશે!" **વિ**નયકાન્તે ...ં શીઘ્રતાનો આશય દર્શાવ્યો.

"માત્ર બે ઘટિકામાં જ વિજય થયેલો જાણી લે!" આનંદસિંહે આશાદર્શક ઉદ્‌ગાર કાઢ્યો.

"ત્યારે કોટવાલ સાહેબ ચાલો, વધો આગળ. મારા માટે આપ આટલીવાર ખોટી થયા, તે પરિશ્રમની હું ક્ષમા માગું છું!" વિનયકાન્તે કહ્યું.

"જો મારા ખોટી થવાથી આપનું કલ્યાણ થતું હોય, તો હજી-પણ એથી વધારે ખોટી થવાને હું તૈયાર છું!" કોટવાલે અનુકંપા દર્શાવી.

"ખરેખર અધિકારી હો, તો તમારા જેવા જ હોજો!" વિનયકાન્તે અંતઃકરણપૂર્વક ઉદ્‌ગાર કાઢ્યો.

"ત્યારે સુજ્ઞ મિત્ર, હું પ્રણામ કરીને આજ્ઞા ઇચ્છું છું!" આનંદસિંહે જવાની આજ્ઞા માગી.

"ઈશ્વર તારું કલ્યાણ કરે અને તને યશ અપાવે!" વિનયકાન્તે આશીર્વાદાત્મક શબ્દોથી આજ્ઞા આપી.

આનંદસિંહ વિનયકાન્તના ગૃહની દિશામાં ઉતાવળે પગલે ચાલતો થયો, અને કોટવાલ પોતાના કેદીઓને લઇને કારાગૃહની દિશામાં ગયો.

લોકોમાં પુનઃ નાના પ્રકારના વાર્ત્તાલાપ ચાલવા લાગ્યા. કેટલાકો વિનયકાન્તને અપરાધી અને દૂષિત સિદ્ધ કરવાનો યત્ન કરવા લાગ્યા અને કેટલાકો તેને સર્વથા નિર્દોષ તથા નિષ્કલંક સિદ્ધ કરવાનો વાદ લઈ બેઠા. એકંદર રીતે વિનયકાન્તને દૂષિત માનનારાઓ કરતાં નિર્દોષ માનનારાઓની સંખ્યા અધિક હતી, અને તેથી તેના પ્રશંસકો સમક્ષ નિંદકોનો કશોપણ વાદ ચાલી શક્યો નહિ. 'ભાલે ભાલે મતિર્ભિન્ના' અથવા 'જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ' તે આનું જ નામ.



## ષષ્ઠ પરિચ્છેદ.

### કેટલાંક પાત્રોની પૂર્વ કથા.

આપણી પ્રસ્તુત નવલકથામાંનાં પાત્રો સાથે ગુજરાતના ઇતિહાસની તે સમયની કેટલીક મુખ્ય મુખ્ય ઘટનાઓનો સંબંધ રહેલો હોવાથી પ્રથમ તે ઘટનાઓનો સંક્ષિપ્ત ઉલ્લેખ કરીને ત્યાર પછી જો મૂળ વિષયની ચર્ચામાં આગળ વધીશું, તો તે અધિક ઉચિત થઈ પડશે. છતાં જેમને ઐતિહાસિક ઘટનાના વાચનની અભિરુચિ ન હોય, તેઓ પ્રસ્તુત પરિચ્છેદને ત્યાગીને સપ્તમ પરિચ્છેદના વાચનથી વાર્ત્તાના પ્રદેશમાં આગળ વધશે, તોપણ કશી હાનિ નથી.

જયસિંહના કટ્ટા દુશ્મન અને અમદાવાદ—ગુજરાત મહમ્મદશાહનું ઇ૦ સ૦ ૧૪૫૧ માં મરણ થયા પછી ?

કુતુબ્શાહ તખ્તનશીન થયો. ગંગારાજના મિત્ર માલવાના સુલતાન્ મહમ્મદે એ કુતુબ્શાહની સલ્તનત્પર ચઢાઈ કરીને રણક્ષેત્રમાં તેનો પરાજય કર્યો. પરંતુ ત્યાર પછી સુલેહ કરીને બંનેએ સાથે મળી મુસલમાન ધર્મને પ્રસારવા માટેના પ્રયત્નમાં આગળ વધવાનો નિશ્ચય કર્યો. સદ્ભાગ્યયોગે તેમના એ નિશ્ચય પ્રમાણેનું કાર્ય નિર્વિઘ્ન થવા પામ્યું નહિ. મેવાડના કુંભારાણાએ તેમના એ પ્રયત્નને સર્વથા નિષ્ફળ કરી નાંખ્યો. એ કુંભારાણો તે સમયના હિન્દુ રાજાઓમાં સર્વથી ચતુર અને બળવાન્ રાજા હતો. તે પોતે એક ઉત્તમ કવિ હતો અને તેની પત્ની મીરાંબાઈ પણ એક ઉત્કૃષ્ટ કવિયણ હતી કે, જેણે પોતાની અદ્વિતીય કવનશક્તિના પ્રભાવથી આ સંસારમાં પોતાના નામને ચિરસ્મરણીય કરી રાખ્યું છે, અને તેનો મઠ દ્વારિકામાં પ્રસિદ્ધ છે. કુંભારાણાના પ્રતાપ સમક્ષ આસપાસના મુસલમાન રાજાઓનું કાંઈ પણ ચાલી શક્યું નહિ. છતાં કુંભારાણાનો વિનાશ કરવાને સર્વ મુસલમાન રાજાઓ એકસંપથી તૈયાર થઈ બેઠા હતા. કુતુબ્શાહે નાગોરમાં ઈ૦ સ૦ ૧૪૫૮ માં કુંભારાણાનો પરાભવ કર્યો અને તે જ વર્ષમાં એ અત્યાચારી કુતુબ્શાહ આ સંસારને સદાને માટે ત્યાગીને સ્વર્ગના માર્ગમાં ચાલતો થઈ ગયો.

કુતુબ્શાહના મૃત્યુ પછી તેનો કાકો દાઉદખાન સલ્તનત્નો માલેક થયો, પણ એક માસમાં જ તે રાજ્યશાસન માટે પૂર્ણ અયોગ્ય સિદ્ધ થવાથી તેને પદભ્રષ્ટ કરવામાં આવ્યો અને તેને સ્થાને તેનો સાવકો ભાઈ મહમૂદ તખ્તનશીન થયો. એને ઇતિહાસકારો મહમૂદ બેગડાના નામથી ઓળખાવે છે. કુતુબ્શાહમાં જે મદ્યપાન અને વેશ્યાગમન આદિ દુર્ગુણોનો નિવાસ હતો, તે સર્વ દુર્ગુણોનો બેગડાએ ત્યાગ કર્યો; અને સુલતાન્ થવા સમયે તેનું વય જો કે કેવળ ચૌદ વર્ષનું જ હતું, તોપણ ન્યાયના વ્યવહારમાં તેણે બહુ જ સારી સુધારણા કરી સલ્તનત્ના કેટલાક અમીરોએ કરેલા બળવાને પોતે પોતાના હાથે જ એવી કળાથી દાબી દીધા કે, પુનઃ તેના જીવનકાળમાં તેવો કોઈ બળવો થવા પામ્યો નહિ. તેના આવા બુદ્ધિબળ અને શરીરબળનાં ઉદાહરણોનો પ્રત્યક્ષ પરિચય થતાં પ્રજાનો તે એક અત્યંત પ્રિયરાજા થઈ પડ્યો. ઇ. સ. ૧૪૫૮ થી તે ૧૪૬૨ સૂધીનો કાળ તેણે શાંતિથી રાજ્યોપભોગ કરવામાં વીતાડ્યો. અર્થાત્ એટલા સમયમાં તેને યુદ્ધનો કોઈ પણ પ્રસંગ પ્રાપ્ત થયો નહિ. ઇ. સ. ૧૪૬૨ માં તેની પાસેથી નિજામશાહે મદદની માગણી કરી; કારણ કે, માળવાના રાજાએ તેના માન અને રાજ્યની જ હાનિ કરેલી હતી. એટલા માટે નિજામશાહની પ્રાર્થનાને માન્ય કરીને

મહમૂદ બેગડાએ પોતે લશ્કરની સરદારી લઈ માળવાપર ચઢાઈ કરી અને રાજ્યકર્ત્તાના અત્યાચારથી બ્રાહ્મણી રાજ્યનું રક્ષણ કર્યું.

ઈ. સ. ૧૪૬૮ માં મહમૂદે ઘણી મોટી ધામધૂમથી સૌરાષ્ટ્ર દેશપર ચઢાઈ કરી અને પુષ્કળ પ્રાંતોને પરાજિત કરીને ગિરનારનો કિલ્લો પણ પોતાના તાબામાં લીધો. આ વિજય મેળવીને તે પાછો અમદાવાદમાં આવ્યો. પુનઃ એકવાર પવિત્ર આર્યધર્મને ભ્રષ્ટ કરવાના ઉદ્દેશથી તેણે સૌરાષ્ટ્રપર સ્વારી કરી, પણ એ વેળાએ તે પોતે ત્યાં ગયો ન હોતો પણ પોતાના એક સરદાર તઘલકખાનને ફોજની સરદારી આપી મોકલ્યો હતો. પાછળથી તે પોતે પણ સામંત રાજાઓ પાસેથી ખં[illegible] ણીની વસૂલાત કરતો કરતો તે સ્થાન તરફ જવાને રવાના થયો. હ[illegible] તો તઘલકખાન ગિરનાર પાસે પહોંચ્યો ન પહોંચ્યો એટલામાં તો ત્યાં[illegible] રાજપૂતો તેના સૈન્યપર બાજની પેઠે ટૂટી પડ્યા અને તેમનાથી પરાજ[illegible] પામીને તેને ત્યાંથી તરત પાછું ફરવું પડ્યું. એટલામાં સુલ્તાન્ મહમૂદ[illegible] સૈન્ય તેની કુમકે આવી પહોંચ્યું ને રાજપૂતો કિલ્લામાં ચાલ્યા ગયા અ[illegible] અંદર રહીને લઢવા લાગ્યા. કોઈ પણ રીતે જયની આશા ન હોવાથ[illegible] પોતાની યુદ્ધ સામગ્રીને એકત્ર કરવાનો સમય મળે, એવા હેતુથી કપટ કળાપટુ સુલ્તાને જૂનાગઢના રાજા સાથે સંધિ કર્યો. યોગ્ય પ્રસંગ આવતાં [illegible] બીજા વર્ષમાં મહમૂદ પાછો લઢવા માટે આવી લાગ્યો અને તેથ[illegible] જૂનાગઢનો રાજા માંડલિક પોતાની બધી હિંમત હારી બેઠો. રાજા માં[illegible] લિકે પોતાની પ્રજાને કશો પણ ઉપદ્રવ ન થવા પામે, એ માટેના અને[illegible] પ્રયત્નો કર્યા, પણ મહમૂદ સુલ્તાને તેનું કાંઈ પણ માન્યું નહિ. તે તે[illegible] ભાર મૂકીને એમજ કહેવા લાગ્યો કે;–"મૂર્ત્તિપૂજા જેવું આ વિશ્વમ[illegible] બીજું એક પણ ભયંકર પાપ નથી! માટે જો એ દુષ્ટ પ્રતિમાપૂજા[illegible] ત્યાગીને તું અમારા પવિત્ર મુસલમાની ધર્મનો સ્વીકાર કરે, તો જ[illegible] માત્ર તારા પ્રાણ બચવાનો સંભવ છે, અને તારી પ્રજાનું પણ તો જ[illegible] સંરક્ષણ થશે!" અંતે નિરુપાયવશ જૂનાગઢના હિન્દુ રાજાને બળાત્કા[illegible] ઇસ્લામધર્મની દીક્ષા લેવી પડી. દૈવના ચક્રનું કેવું વિચિત્ર ભ્રમણ[illegible] આર્ય તે યવન થયો અને યવન રાજા પોતાની ધારણાને પાર[illegible] અર્થાત્ જોઈને વિજય હર્ષથી છલકાતા મલકાતા હૃદયે ત્યાંથી પોતાની રાજ[illegible] સંપન્ન પાછો ફર્યો.

જીવનરામ શર્મા જૂનાગઢના રાજા માંડલિકનો મુખ્ય શાસ્ત્રી અને જાતિનો તે કાન્યકુબ્જ બ્રાહ્મણ હતો. રાજ્યમાં યવનોનું વર્ચસ્વ [illegible] અને રાજા પોતે પણ મુસલમાન થઈ ગયો એટલું મહાન્ પરિ[illegible] થવાથી જૂનાગઢના રાજ્યમાં રહેવું હવે જીવનરામ શર્માને [illegible]

નહિ. તેની ધર્મપત્ની એ રાજ્યપરિવર્ત્તનથી બે વર્ષ પૂર્વે મરણ પામી હતી અને તે પોતા પાછળ વિનયકાન્ત તથા ભદ્રકાળીને મૂકી ગઈ હતી. જીવનરામ શાસ્ત્રી પોતાનાં એ બે સંતાનોને લઇને ચાંપાનેરના આર્યરાજાના આશ્રયમાં આવીને રહ્યો. તે સમયનો ચંપાનગરનો ભૂપાલ ગંગારાજ વિદ્વાનોનો આશ્રયદાતા તેમ જ ઉદાર હોવાથી, તેણે જીવનરામને બહુ જ આનંદથી પોતાની સભાના મુખ્ય શાસ્ત્રીનું સ્થાન આપ્યું અને નિવાસગૃહ તથા વેતન આદિની યોગ્ય વ્યવસ્થા કરી આપી. વિનયકાન્ત અને ભદ્રકાળી ચાંપાનેરમાં જ ઊછરીને મોટાં થયાં. ગંગારાજે પોતાના જીવન કાળમાં જ વિનયકાન્તને તેની યોગ્યતાનુસાર કોષાધ્યક્ષની પદવી આપી અને તે પદવીને તે અત્યાર સુધી ભોગવતો હતો એ તો આપણે જાણી ચૂક્યા છીએ.

જીવનરામ શાસ્ત્રીના સ્વર્ગવાસ થવા પછી એક વર્ષે આપણી વાર્ત્તાનો આરંભ થએલો છે. એ સમયે વિનયકાન્તનું વય બાવીશ વર્ષનું અને તેની અતુલ સૌન્દર્યવતી ભગિની ભદ્રકાળીનું વય સોળ વર્ષનું હતું. સોળ વર્ષની અવસ્થા અને વળી પોતે એક કુલીન બ્રાહ્મણકન્યા હોવા છતાં પણ હજી તેનાં લગ્ન ન થતાં તે કુમારિકા જ હતી, એ એક અત્યંત આશ્ચર્યકારક ઘટના જ કહી શકાય! પણ તેમ થવાનું એક સબળ કારણ હતું, અને તે એ કે;–કોઈ કુળવાન્ હોય, પણ વયથી વૃદ્ધ હોય કિંવા અલ્પ વયનો હોય એવા વરને ગળે બાંધીને પોતાની આવી ગુણવતી અને રૂપવતી કન્યાને જીવતા પતિએ રંડાપો આપવાના વિચારો ધરાવનારાઓમાંનો જીવનરામ શર્મા ન હોતો. તેનો એજ નિશ્ચય હતો કે, જો કન્યા સદ્ગુણવતી અને નીતિ તથા ધર્મને જાણનારી હશે, તો તો કદાપિ ભ્રષ્ટ નહિ જ થાય; માટે જ્યાં સુધી તેને યોગ્ય વર મળે નહિ, ત્યાં સુધી અયોગ્ય લગ્ન સંબંધ ન થાય તો તેમાં કાંઈ પણ હાનિ જેવું નથી. અંતે તેવી યોગ્યતાવાળો એક બ્રાહ્મણપુત્ર મળી આવ્યો અને તેની સાથે તેણે ભદ્રકાળીનું વેવિશાળ કર્યું. પણ દુર્ભાગ્યની પ્રબળતાથી પુત્રીનો કળાથે સંગ જોવાને તે જીવતો રહ્યો નહિ. કન્યાના પિતાના સ્વર્ગવાસને પામ્યો લગ્નના પ્રસંગને પણ એક વર્ષને માટે મુલતવી રાખવામાં આવ્યો. પ્રત્યક્ષ ભાગ્યની સાથે ભદ્રકાળીના ભાગ્યનું સૂત્ર બાંધવામાં આવ્યું હતું, ઇ. એક તરુણ, સ્વરૂપવાન્, વિદ્યાવિલાસી, સાધારણતઃ ધનિક અને શસ્ત્રકરવામાં પ્રવીણ બ્રાહ્મણકુમાર હતો. ભદ્રકાળીનો તેનામાં અદ્વિતીય અનુરાગ હતો. એ તરુણ બ્રહ્મકુમારનું નામ રમણશંકર હતું, પણ તે અત્યંત સ્વરૂપવાન્ હોવાથી લોકો તેને રમણચંદ્રના નામથી બોલાવતા હતા અને તેથી પ્રસ્તુત નવલકથામાં અમે પણ તેને એ જ નામથી ઓળ

આવેલો છે. જો કે એ વેળાએ તેનું વય તો માત્ર વીશ વર્ષનું જ હતું, પરંતુ સ્વભાવે તે બહુ જ પ્રૌઢ અને ગંભીર હોવાથી જો કોઈ કઠિન કાર્ય આવીને ઉપસ્થિત થયું હોય, તો ચાર માણસ તેની સલાહ લેવાને આવતા હતા. એવા એક સર્વસદ્‌ગુણસંપન્ન સ્વામીમાં ભદ્રકાળીનો અચલ અનુરાગ હોય, તો તે યોગ્ય સ્થાને જ હતો અને તેમ હોય એ સર્વથા સ્વાભાવિક જ છે. ભદ્રકાળી જેવી એક અલૌકિક અબળાને મેળવવા માટે લોકો રમણચંદ્રને અતિશય ભાગ્યશાળી માનતા હતા. આવતા માઘ માસમાં એનાં લગ્ન થવાનાં હતાં. વર કન્યા ઉભય ભાવિ સુખની આશાના આનંદમાં નિમગ્ન હતાં.

રમણચંદ્ર અન્ય વિદ્યાઓ ઉપરાંત અશ્વપરીક્ષણ અને અશ્વશિક્ષણની કળામાં પણ પૂર્ણ પ્રવીણ હતો, એ કાર્ય માટે રાજકોષમાંથી તેને અમુક માસિક વેતન પણ મળતું હતું. રાજાને નવીન અશ્વો ખરીદવા હોય, તો તેની પરીક્ષા એ જ કરતો હતો અને તે અશ્વોને નાના પ્રકારનું શિક્ષણ પણ એની દેખરેખતળે જ અપાતું હતું; અર્થાત્ વિનયકાન્ત પ્રમાણે રમણચંદ્ર પણ રાજકાર્યના એક વિભાગનો સ્વતંત્ર અધિકારી હતો. રમણચંદ્રની એક ભગિની હતી. તેનું નામ અલકનન્દા. અલકનન્દા પોતાના નામ પ્રમાણે જ વિશુદ્ધ, સૌન્દર્યવતી અને સદાચારશીલ હતી, એ ઉપરાંત તેનામાં જે એક વિશેષતા હતી તે એ કે, તે મહા વિદુષી પણ હતી. અલકનન્દાનું તેની બાલ્યાવસ્થામાં એક કુલીન બ્રાહ્મણપુત્ર સાથે વેવિશાળ કરવામાં આવ્યું હતું, પરંતુ વેવિશાળ થયું તેવામાં જ તેનો થનાર પતિ ક્ષયરોગનો ભોગ થઇને ખાટલે પડી ગયો. તે ૭ સાત વર્ષ પર્યન્ત એવી ને એવી જ અવસ્થામાં રહ્યો અને અંતે તે જ રોગથી રીબાઈ રીબાઇને મરણ પામ્યો. એ કારણથી લગભગ ઓગણીશ વર્ષનું વય થવા છતાં પણ અલકનન્દાને કુમારિકાવસ્થામાં જ રહેવું પડ્યું હતું. વિનયકાન્ત અને રમણચંદ્રનો પરસ્પર મૈત્રી સંબંધ હોવાથી વિનયકાન્તનું એના ગૃહમાં વારંવાર ગમન આગમન થતું હતું, અને હવે તો વળી ૭ માસથી ઉભય કુટુંબોમાં શરીરસંબંધની પણ વૃદ્ધિ થએલી હોવાથી એ ગમન આગમનનો વ્યાપાર અતિશય વધી ગયો હતો. અર્થાત્ વિનયકાન્ત રૂપ, ગુણ, વિદ્યા અને ધન આદિ સર્વ વસ્તુઓથી સંપન્ન હોવાથી તરુણ અને વિદુષી અલકનન્દાના મનમાં તેના પ્રેમનો અંકુર ફૂટી નીકળ્યો હતો; અને તેથી દિન પ્રતિદિન એમના પરસ્પર મિલન અને સંભાષણનું સ્વરૂપ એવું તો વિચિત્ર થતું ગયું કે, જનસમાજમાં તેમના એ સંબંધવિશે કાંઇક બીજા જ તર્ક વિતર્કો ચાલવા લાગ્યા. પરંતુ અલકનન્દા અને વિનયકાન્તના જે એકાંત પ્રસંગનું આપણે અવલોકન કરી આવ્યા

છીએ, તેથી અવશ્ય એવો જ નિશ્ચય થાય છે કે, તેમનો પ્રેમ વિશુદ્ધ હતો– તેમના પ્રેમે અદ્યાપિ કોઇપણ પ્રકારની અમર્યાદા કિંવા અપવિત્રતાને સ્પર્શ કર્યો ન હોતો.

આશા! હા, આશા!! એ વિશ્વની એવી તો એક ઉત્કૃષ્ટ વસ્તુ છે, કે એના આધારે જ આ સૃષ્ટિના સમસ્ત પ્રાણીઓનું જીવન ટકી રહ્યું છે! નિર્બળ મનુષ્યને આશા જ બળવાન્ બનાવે છે, જેવી રીતે સ્વપ્નની સુખસૃષ્ટિથી મનુષ્યને સ્વપ્નાવસ્થામાં એક પ્રકારનો અવર્ણનીય આનંદ થાય છે, તેટલો જ કિંબહુના તેથી પણ અધિક આનંદ જાગ્રત મનુષ્યોના હૃદયમાં આશારૂપ અદ્દ્ભુત સ્વપ્નથી થતો અનુભવાય છે. દુઃખી મનુષ્યના દુઃખનિવારણ માટે કેવળ આશાવિના બીજી કોઇ ઔષધિ જ નથી. ઇચ્છારૂપ બાલિકાનું આશારૂપ જનની જ પ્રેમથી પોષણ કરે છે અને તેથી જ જનની આશા પોતાની પુત્રી ઇચ્છાને એક ક્ષણ માત્ર પણ પોતાથી દૂર થવા દેતી નથી–અર્થાત્ મરણ પર્યન્ત પણ આશાના યોગે મનુષ્યની ઇચ્છા સદા નવીન અને નવીન જ જોવામાં આવ્યા કરે છે. દીપકની પ્રચંડ જ્વાળારૂપિણી આશા નિરાશાના ઘોર અંધકારનું વિદારણ કરી નાખે છે–નિરાશાનો અંધકાર જેમ જેમ વિશેષ અને વિશેષ વિસ્તરતો જાય છે, તેમ તેમ આશાનો તેજોમય પ્રકાશ પણ મનુષ્યને તેટલો જ વિશાળ અને વિસ્તૃત દૃષ્ટિગોચર થાય છે. આશાનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ હોવાથી તે મક્ષિકા પ્રમાણે તત્કાળ ઉચ્ચ સ્થાને જઇને બેસી જાય છે–રાજાને તે ઘડીભર દેવ બનાવી દે છે અને દરિદ્રીને ભૂપાલના સ્વરૂપમાં લાવી મૂકે છે. સારાંશ કે, જ્યાંસુધી દેહમાં પ્રાણનો નિવાસ છે, ત્યાં સુધી હૃદયમાં આશાનો વાસ હોવાનો જ. આશા અમર છે. જ્યાં આશાનું અસ્તિત્વ નષ્ટ થયું, એટલે તે ક્ષણે જ આ સમસ્ત વિશ્વનું અસ્તિત્વ પણ ગયું જ ધારી લેવું–આશા નથી, તો વિશ્વ પણ નથી.

એવી એ પરમાનંદદાયિની આશાની કૃપાથી જ **વિ**નયકાન્ત, **અ**લકનન્દા, **ર**મણચંદ્ર અને **ભ**દ્રકાળી અલૌકિક અને સ્વર્ગીય આનંદમાં લીન હતાં. પરંતુ કઠિન કાળનો એક એવો ક્રૂરતામય નિયમ છે કે, એક સરખી રીતે સર્વની આશાઓ ઇચ્છા પ્રમાણે ફળીભૂત થતી નથી અને સર્વની સદા એક જ સ્થિતિ ટકતી નથી. અનેકવાર આશા નિરાશાનું સ્વરૂપ ધારણ કરે છે અને વિલક્ષણ સ્થિત્યંતર થઇ જાય છે. એ જ નિયમના પ્રભાવથી ન ધારેલા સંયોગો આવી પડતાં **વિ**નયકાન્ત અને **અ**લકનન્દા કેવી નિરાશાજનક અવસ્થામાં આવી પડ્યાં અને તેથી **ર**મણચંદ્ર તથા **ભ**દ્રકાળીની આશાઓનો અસ્ત થવાનો કેવો અચિંત્ય દુઃખદ પ્રસંગ ઉપન્ન થયો છે, એ આપણે જોઇ આવેલા હોવાથી એ વિશે વિશેષ

વિવેચન કરવાની અગત્ય નથી. "લાભ, હાનિ, જીવન, મરણ, યશ, અપયશ વિધિહસ્ત!" આશાને જન્મ આપવો એ કાર્ય મનુષ્યનું છે, પરંતુ આશાને સફળ કે વિફળ કરવાની સત્તા પરમાત્માની છે.

## સપ્તમ પરિચ્છેદ.

### વિઘ્નવાર્ત્તા.

બીજે દિવસે પ્રભાતમાં રાજા જયસિંહ પોતાના નિત્યકર્મથી નિવૃત્ત થઈ રાજસભામાં જવામાટેની વસ્ત્રાલંકાર ધારીને તૈયારી કરતો હતો, એવામાં એક દ્વારપાળે આવીને પ્રાર્થના કરી કે;–"અન્નદાતા, ગુપ્તચર ભદ્રસિંહ આવ્યો છે અને તે આપને અત્યંત અગત્યની ગુપ્ત વાર્ત્તા સંભળાવવા માટે અત્યારે જ આપના મેળાપની ઇચ્છા રાખે છે."

"તેને બેસાડ. હું હમણાં જ બહારના ઓરડામાં આવું છું!" રાજાએ આજ્ઞા આપી.

દ્વારપાળ ચાલ્યો ગયો અને ત્યાર પછી થોડીવારે વસ્ત્રાલંકાર ધારીને રાજા પણ બહારના ઓરડામાં આવ્યો. ભદ્રસિંહે રાજાને નમન કર્યું અને કહ્યું;–"મહારાજાધિરાજ, જો આજ્ઞા હોય, તો મારે જે કહેવાનું છે તે કહી સંભળાવું."

"આનંદથી કહે." રાજા બોલ્યો.

"અમદાવાદના સુલ્તાન મહમૂદ બેગડાની આપણા રાજ્યપર વક્ર દૃષ્ટિ છે, એતો આપ જાણોજ છો............."

"પણ તેની આપણને કશી પણ દરકાર નથી. બે વર્ષ પહેલાં તેણે આપણા રાજ્યને ઉજ્જડ કરવાને ફોજ મોકલી હતી, પણ કાળિકાની કૃપાથી તે ફાવી શક્યો ન હોતો અને હવે પછી પણ તે ફાવી શકવાનો નથી." રાજાએ તેને વચ્ચે જ બોલતો અટકાવીને ઉદ્‍ગાર કાઢ્યો. "શું, તે પાછો આપણા રાજ્યપર ચઢી આવવા માગે છે?"

"ના, મહારાજ, એમ નથી. આ વર્ષે કેવળ આપણા રાજ્યવિના ગુજરાતના બીજા બધા ભાગોમાં વર્ષાદ થયો જ નથી અને તેથી સુલ્તાનની સલ્તનતમાં દુષ્કાળ પડવાનો પૂરે પૂરો સંભવ છે. ભૂખમરાથી મનુષ્ય અને પશુઓના મરણનો ત્યાં અત્યારથી જ આરંભ થઈ ચૂક્યો છે; અન્ન તથા જીવનનાં અન્ય સાધનો મેળવી પોતાના પ્રદેશમાંના દુષ્કાળના સંકટને ન્યૂન કરવા માટે મહમૂદ સુલ્તાનનો મોરામલી અથવા રસૂલાબાદનો થાણદાર મલીક અસદ્‍ખાન આજે કેટલાક દિવસથી આપણા રાજ્યમાંનાં ગામડાંપર હલ્લા કરીને અન્ન તથા ધનની લૂટ

કરે છે. બિચારા ખેડુતો અને ગરીબ ગામડીઆ ત્રાહિ ત્રાહિ પોકારી રહ્યા છે. તેમનાં અન્ન અને ધન લૂટાય છે, એટલું જ નહિ, પણ તેમની સ્ત્રીઓને પણ ભ્રષ્ટ કરવામાં આવે છે; જે સામા થાય છે તેમને નિર્દયતાથી કાપી નાખવામાં આવે છે અને તેમનાં ગામ તથા ઘરોને આગ લગાડી દેવામાં આવે છે. હવે જો મહારાજા રાંકડી રૈયતની વ્હાર નહિ કરે, તો તેમનાથી એ જુલમ વધારે વાર સહન કરી શકાય તેમ નથી!" ભદ્રસિંહે વિઘ્નવાર્ત્તા કહી સંભળાવી.

"ચિન્તા નહિ. હજી એ મુસલમાનોએ ચાંપાનેરના રાજપૂતોની તલવારનો સ્વાદ ચાખ્યો નથી! અને તેથી જ વારંવાર તેઓ આવા ચાળા કર્યા કરે છે. અત્યારે અને આ ક્ષણે જ હું એની વ્યવસ્થા કરું છું. ભદ્રકાળીની કૃપા છે, તો આ વિઘ્ન જોતજોતાંમાં જ ટળી જશે અને શત્રુઓનો પળ માત્રમાં જ પરાજય થશે. અરે કોઈ છે કે?" જયસિંહે બૂમ પાડી!

"ખંમા, અન્નદાતા!" એક અનુચર આવી રાજા સમક્ષ બે હાથ જોડી આજ્ઞાની વાટ જોતો ઊભો રહ્યો.

"રાજસભામાં જઈને પ્રધાનજી તથા સેનાપતિને અહીં આવવાનું અને આજની સભાનું કામ વિસર્જન કરી નાખવાનું કહે. આજે મારાથી સભામાં આવી શકાશે નહિ." રાજાએ આજ્ઞા કરી.

"જેવી આજ્ઞા." કહીને અનુચર ત્યાંથી વાયુના વેગે પ્રયાણ કરી ગયો.

તેના જવા પછી રાજાએ ગુપ્તચર ભદ્રસિંહને પૂછ્યું;–"મલીક અસદે આપણા રાજ્યમાં જે અત્યાચાર કરવા માંડ્યો છે, તે સુલ્તાનની પોતાની આજ્ઞાથી કે પોતાની સ્વતંત્ર ઇચ્છાથી?"

"આ અત્યાચાર માટે તેને સુલ્તાનની આજ્ઞા મળેલી છે કે નહિ, એ હું નિશ્ચયપૂર્વક કહી શકતો નથી. પણ અત્યારે સુલ્તાન પોતે જૂનાગઢ તરફ ગયો છે અને અમદાવાદમાં નથી, એટલું હું જાણું છું." ભદ્રસિંહે કહ્યું.

"જો આ અત્યાચાર સુલ્તાનની પોતાની સંમતિથી થએલો છે, એમ કોઈ રીતે સિદ્ધ થાય, તો મારો વિચાર છે કે, આ કારણને મહત્ત્વ આપીને આપણે પોતે જ અમદાવાદપર ચઢાઈ કરવી અને ભાગ્યની પરીક્ષા લેવી. પણ આ ભવિષ્યની વાર્ત્તા છે. અત્યારે તો જે સંકટ આવ્યું છે, તેનું નિવારણ કરીને પ્રજાને દુઃખમુક્ત કરવી, એ આપણું પ્રથમ કર્ત્તવ્ય છે;" રાજાએ કહ્યું.

"મહારાજાનો અભિપ્રાય સર્વ પ્રકારે પ્રશંસનીય છે;" ભદ્રસિંહે તે દર્શાવી.

પ્રધાન ગુણાઢ્ય અને સેનાપતિ રણપાળ આવી ઉભા રહ્યા. રાજાએ તેમને નૂતન વિઘ્નનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને ત્યાર પછી પૂછ્યું કે;–"હવે આપણે આ વિઘ્નના નિવારણ માટે શો ઉપાય યોજવો, એ વિશે તમારો જે અભિપ્રાય હોય, તે સંકોચવિના વ્યક્ત કરો."

"એ વિશે વિશેષ વિચાર કરીને અભિપ્રાય દર્શાવવાની કશી પણ અગત્ય નથી. જો સુલ્તાને અથવા તો રસૂલાબાદના થાણદારે પોતાના રાજ્યમાં દુષ્કાળ હોવાથી યોગ્ય રીતે આપણી પાસેથી અન્ન અને અન્ય સાધનોની માગણી કરી હોત, તો મનુષ્યધર્મને અનુસરીને તેમને સાહાય્ય આપવું એ આપણું કર્ત્તવ્ય હતું. પણ તેમ ન કરતાં પોતાના બળ અને મહત્ત્વના મદથી ઉન્મત્ત બની તેણે આપણી રાંકડી રૈયતને રંજાડવા માંડી છે અને વિનાકારણ ક્લેશનાં બીજ વાવ્યાં છે, તો હવે આપણે પણ 'शठं प्रति शाठ्यं कुर्यात्' એ ન્યાયને અનુસરીને તલવારનો જવાબ તલવારથી જ વાળવો જોઇએ. હવે જો આપણે સભ્ય ઉપાયોની યોજના કરીશું, તો તેનો તે એવો વિપરીત અર્થ સમજશે કે, ચાંપાનેરના રાજામાં તો પાણીજ નથી અને પ્રજા પણ પીડાતી રહેશે. અત્યારે તો 'એક ઘા અને બે કકડા' ની રાજનીતિનું અવલંબન કરવું,' એજ ઉચિત અને યોગ્ય છે." મંત્રી ગુણાઢ્યરાજે પોતાનો યોગ્યિત અભિપ્રાય દર્શાવ્યો.

"મારો પણ એજ અભિપ્રાય છે." રણપાળે કહ્યું.

"મારો તો પ્રથમથી જ એ અભિપ્રાય હતો, પણ મંત્રીના ઉપદેશવિના રાજાએ સાહસથી કોઈ કાર્ય ન કરવું જોઇએ, એવો શિષ્ટસંપ્રદાય હોવાથી તમારા અભિપ્રાયો પૂછવાનું મેં યોગ્ય ધાર્યું હતું." રાજાએ વિવેકનું દર્શન કરાવ્યું.

"જો આવી રીતે પ્રત્યેક કાર્યમાં શિષ્ટસંપ્રદાય અને વિવેકને માન આપીને વર્ત્તશો, તો આપના રાજ્યની કદાપિ તિલ માત્ર પણ હાનિ થવાની નથી અને જગતમાં નિરંતર આપના નામનો વિજયનાદ જ થતો રહેશે!" મંત્રીએ આશીર્વાદ આપ્યો.

"ત્યારે સેનાપતિ રણપાળ, આજે અને અત્યારે જ સૈન્યને સજ્જ કરો અને ભદ્રકાળીના નામોચ્ચાર સહિત રણાંગણમાં પ્રયાણ કરી જાઓ." સેનાપતિને એ પ્રમાણેની આજ્ઞા કરી રાજાએ ભદ્રસિંહને કહ્યું; "ભદ્રસિંહ, તમે એવા પ્રકારની વ્યવસ્થા રાખજો કે, યુદ્ધની ગતિ અને પરિણામના સમાચાર મને સમયે સમયે મળતા રહે. જો આવશ્યક્તા હશે, તો પ્રજાજનોને સંતુષ્ટ કરવા માટે હું પોતે પણ રણભૂમિમાં આવી ઉપસ્થિત થઇશ; કારણ કે, પ્રજાનો સંતોષ તેજ મારો સંતોષ છે."

"હું પણ સેનાપતિ, તમે કેટલુંક સૈન્ય પોતાસાથે લઈ જવા ધારો છો?" રાજાએ દીર્ઘ દૃષ્ટિથી પૂછ્યું.

"મારી ધારણા પ્રમાણે સૈનિકોની પાંચસોથી વિશેષ સંખ્યાને સાથે લઈ જવાની આવશ્યકતા નથી;" સેનાપતિએ કહ્યું.

"એટલું સૈન્ય સંપૂર્ણ છે; કારણ કે, મલીક અસદ કેવળ ત્રણ ચારસો માણસોની મદદથી જ આટલી ધૂમશ્રક્રી મચાવી રહ્યો છે;" ભદ્રસિંહે કહ્યું.

"આજથી લગભગ આઠ નવ વર્ષ પૂર્વે જે વેળાએ સુલ્તાન મહમૂદ જૂનાગઢમાં કોટ સમરાવવાના અને બીજી વ્યવસ્થાના કાર્યમાં લાંબા વખત સુધી રોકાયો હતો અને જમાલુદીન મુહાફિઝ્ખાનને અમદાવાદનો હાકેમ બનાવ્યો હતો, તે વેળાએ મેં આપણા પાવાગઢની આસપાસના પ્રદેશમાં જ્યાં સુલ્તાનની સત્તા હતી ત્યાં વિગ્રહ જગાવીને તે પ્રદેશોને આપણા તાબામાં કરી લેવાનો નિશ્ચય કર્યો હતો. પણ એ મારા નિશ્ચયની વાર્ત્તા નમકહરામ નોકરો માર્ફત, સુલ્તાનના જાણવામાં આવતાં તરત તેણે સંખેડા, ગોધરા, નોરખા તથા દાખના આદિ સ્થાનોમાં નવા અમલદારોને ફોજ વધારીને રાખ્યા હતા અને તેથી મારો નિશ્ચય નિષ્ફળ થયો હતો. એ ફોજ અત્યારે પણ એ સ્થાનોમાં રહેતી હોવાથી મલીક અસદને અગત્ય પડે તો ચારે તરફથી કુમક મળવાનો સંભવ છે અને તેથી આપણે પ્રથમથી જ સાવધ રહેવાનું છે. મારો એવો અભિપ્રાય છે કે, ઓછામાં ઓછા બેહજાર સૈનિકોને પૂરી તૈયારીથી તમે સાથે લઈ જાઓ અને આવશ્યકતાના સમયે બીજું સૈન્ય પણ તમારી કુમકે આવી શકે, એવી અહીં વ્યવસ્થા કરતા જાઓ. 'ચેતતા નર સદા સુખી' એ કહેવત નિરંતર સ્મરણમાં રાખવા યોગ્ય છે." રાજા જયસિંહે પોતાની દીર્ઘ દૃષ્ટિનો પરિચય કરાવ્યો.

"મહારાજાનો અભિપ્રાય બહુજ ઉત્તમ અને દીર્ઘદૃષ્ટિયુક્ત છે. મારો પણ એજ અભિપ્રાય છે." મંત્રી ગુણાઢ્યે કહ્યું.

"હું એ પ્રમાણેની જ સર્વ વ્યવસ્થા કરીશ. આ યોગ્ય ઉપદેશ આપવા માટે હું મહારાજાધિરાજનો અત્યંત આભારી છું;" સેનાપતિએ કહ્યું.

"વીર પુરુષ, હવે ભલે સિધારો અને રણભૂમિમાં વિજય મેળવી ચાંપાનેરના રાજાની અને તમારી પોતાની કીર્તિને વધારો!" રાજાએ સેનાપતિને આશીર્વાદ આપ્યો.

"આપના આશીર્વાદને હું મસ્તકે ધારણ કરું છું." એમ કહીને તે રાજાને નમન કરીને ત્યાંથી વિદાય થયો.

સેનાપતિના જવા પછી મંત્રી અને ભદ્રસિંહ પણ વિદાય થયા. રાણી મલ્લિકાદેવી પાસેના ઓરડામાં બેઠી બેઠી તેમનો આ સર્વ વાર્ત્તાલાપ સાંભળ્યા કરતી હતી. તે રાજા પાસે આવી અને હર્ષદર્શક મુદ્રાથી કહેવા લાગી કે;–"પ્રાણપતિ, આજની આપની પ્રજાવત્સલતાને જોઇને મારા હૃદયમાંનો હર્ષ છલકાઈ જાય છે અને હું આવા એક પ્રજાપાલક અને પ્રજાવત્સલ રાજાની અર્ધાંગના છું એનું સ્મરણ થતાં મનમાં એક પ્રકારનું અભિમાન ઉત્પન્ન થાય છે. હું આશા રાખું છું કે, સદાને માટે આપ આવા જ પ્રજાવત્સલ અને ન્યાયનીતિપરાયણ રહેશો અને કદાપિ અત્યાચાર કિંવા અન્યાયના માર્ગમાં પદસંચાર નહિ કરો; કારણ કે, નીતિ શાસ્ત્રનો એ જ ઉપદેશ છે કે;—

'राजन् दुधुक्षसि यदि क्षितिधेनुमेतां
तेनाद्य वत्समिव लोकममुं पुषाण ।
तस्मिंश्च सम्यगनिशं परिपोष्यमाणे
नानाफलैः फलति कल्पलतेव भूमिः' ॥

અર્થાત્:–'હે મહારાજ, જો આપ આ પૃથ્વીરૂપ ગાયને દોહવાની ઇચ્છા રાખતા હો, તો પ્રથમ એ પૃથ્વીધેનુના લોક–પ્રજા–રૂપ વત્સનું યથોચિત પોષણ કરો; કારણ કે, પ્રજાનું સમીચીનતાવડે પાલન કરવાથી આ પૃથ્વી કલ્પલતા પ્રમાણે નાનાવિધ મનોરથોને સફળ કરનારી થઈ પડે છે!' આપના અંગમાં રાજાને યોગ્ય આ સદ્‌ગુણ હોવાથી પ્રજા પણ અત્યંત ભાગ્યશાલિની જ કહી શકાય."

"રાણી, તારી આ ગુણગ્રાહકતા અને શુભ ભાવના માટે હું તારો આભાર માનું છું, અને આશા રાખું છું કે, મને આવી રીતે જ ઉત્તેજન આપીને તું સદા સદ્‌ગુણના માર્ગમાં પ્રેરતી રહીશ." રાજાએ વિવેકથી કહ્યું.

"સર્વને સન્માર્ગમાં પ્રેરનાર તે પરાત્પર પરમાત્મા જ છે અને તે મારા સૌભાગ્યહેતુને પણ અવશ્ય સદ્‌બુદ્ધિ આપીને સન્માર્ગ તથા સન્ન્યાયમાં પ્રવૃત્ત કરશે જ!" રાણીએ માર્મિકતાથી કહ્યું. "પ્રાણનાથ, મારે એક પ્રાર્થના કરવાની છે, આજ્ઞા છે?"

"તને આજ્ઞાની શી આવશ્યકતા છે. જે કહેવાનું હોય તે આનંદથી કહે." રાજાએ આજ્ઞા આપી.

"વિનયકાન્તની ભગિની ભદ્રકાળી મહારાજાનાં ચરણોમાં કાંઇક નિવેદન કરવાની ઇચ્છાથી આવેલી છે, જો આજ્ઞા હોય તો બોલાવું."

ભદ્રકાળીનું નામ સાંભળતાં જ રાજાના મન અને શરીરમાં એક પ્રકારના અમાનુષ કંપનો આવિર્ભાવ થયો. પરંતુ પોતાના તે ભાવને

છુપાવીને રાજાએ ગંભીર મુદ્રા અને ગંભીર સ્વરથી રાણીને ઉત્તર આપ્યું કે;–"અત્યારે મારો રાજસભામાં જવાનો સમય થઈ ચૂક્યો છે, એટલે મારાથી વધારે વાતચીત કરી શકાશે નહિ. સ્ત્રીઓ જ્યારે બોલવા માંડે છે, ત્યારે તેના બોલવાનો છેડો આવતો જ નથી અને એ તો વળી પોતાના ભાઈની વકીલાત કરવા આવી હશે એટલે ગમે તેટલું બોલ્યા જ કરશે. છતાં પણ એ અબળાની નિરાશા ન થાય એટલા માટે એની પ્રાર્થના હું શાંતિથી સાંભળીશ અને એના મનનું સમાધાન પણ કરીશ. સંધ્યાકાળ થવા પૂર્વે ભદ્રકાળી મને વસંતોદ્યાનમાં આવીને મળે, એવી વ્યવસ્થા કર."

"પણ એકાંતમાં કાંઈ વિપરીત ભાવના ન થાય એની સંભાળ રાખજો!" રાણીએ સૂચના કરી.

"એ માટે તારે નિશ્ચિન્ત રહેવું. તારી ઇચ્છા હોય, તો તું પણ સાથે આવજે." રાજાએ કહ્યું.

"મારો આપના વચનમાં પૂર્ણ વિશ્વાસ છે. ભલે પધારો રાજસભામાં અને દીપાવો સિંહાસનને!" રાણીએ કહ્યું.

રાજા રાજસભામાં ગયો અને રાણીએ રાજાનો સંદેશો ભદ્રકાળીને કહી સંભળાવ્યો.

ભદ્રકાળી સંધ્યાકાળની કાકદૃષ્ટિથી માર્ગપ્રતીક્ષા કરવા લાગી.

## અષ્ટમ પરિચ્છેદ.

### સમાન અપરાધ.

નાના પ્રકારના કુસુમતરુ અને વિવિધ વલ્લરીઓ, તેમ જ જલયંત્રો અને સુખાસનોથી વિભૂષિત વસંતોદ્યાનમાં ચાંપાનેરનો રાજા જયસિંહ સંધ્યાકાળ થવા પૂર્વે ભદ્રકાળીના આગમનની માર્ગપ્રતીક્ષા કરતો જલયંત્ર પાસેના એક આસનપર અઢેલીને બેઠો હતો. તેના મનમાં નાનાવિધ શુભાશુભ વાસનાઓનું યુદ્ધ ચાલ્યા કરતું હતું. તે સ્વગત બોલ્યો;–

"મનુષ્ય મુખમાંથી જે શબ્દ ઉચ્ચારે છે અને મનમાં જે ચિંતન કરે છે અથવા તો જે બાહ્ય આડંબર બતાવે છે અને જે આંતરિક વર્ત્તન રાખે છે, તે ઉભયમાં આકાશ અને અવની જેટલો અંતર હોય છે. મનની સત્ય સ્થિતિ જોતાં એમ જ જણાય છે કે, મુખથી ઉચ્ચારેલા શબ્દો સાથે મનની લેશ માત્ર પણ એકવાક્યતા હોતી નથી. મારું ચંચળ મન અત્યારે કેવળ ભદ્રકાળીના ચિંતનમાં જ નિમગ્ન થએલું

> મુખમાં ન્યાયનું નામ છે, પણ હૃદયમાં અન્યાયયુક્ત કામ છે!

ભદ્રકાળી આવશે, અને પોતાના બંધુને શિક્ષામુક્ત કરવા માટેની પ્રાર્થના સંભળાવશે; તે વેળાએ મારું મન સ્થિર અને દૃઢ રહેશે ખરું કે? હું મનને દૃઢ રાખવાનો યત્ન કરીશ; પરંતુ મારું વિકૃત મન ચંચળતાને પરાજિત કરી શકે, એમ માનવાની મારી મનોદેવતા મને હા પાડતી નથી. જોઇએ, શું થાય છે. જો અત્યારે મારા મનની દૃઢતા જળવાઈ રહે, તો પ્રભુનો મોટો ઉપકાર!"

એ પ્રમાણે રાજા વિચારમગ્ન થઇને બેઠો છે એવામાં ઉદ્યાન-રક્ષક અનુચરે આવીને કહ્યું;–"મહારાજાધિરાજ! બહાર ભદ્રકાળી નામની કોઈ બ્રાહ્મણકુમારિકા આવેલી છે; તે આપનાં દર્શનની અભિલાષા ધરાવે છે."

"મૂર્ખા, હું આવ્યો તે વેળાએ જ તને ન હોતું કહ્યું કે, ભદ્રકાળી નામની એક વિપ્રતનયા આવે, તેને જરાપણ ન રોકતાં ત્વરિત આવવા દેજે? વિનાકારણ તેને શા માટે રોકી રાખી? જા, અને સત્વર તેને આદરસહિત લઈ આવ!" રાજાએ કોપાયમાન થઇને કહ્યું.

અનુચર કંપતો કંપતો મસ્તક નમાવીને ચાલતો થયો. થોડીવારમાં જ લાવણ્યભંડાર ભદ્રકાળી ત્યાં આવી. તેના નૂપુરધ્વનિને સાંભળતાં રાજાના મનમાં એક અકથ્ય ભાવયુત કંપનો આવિર્ભાવ થયો. ભદ્રકાળીને તેના આવતાંની સાથે જ રાજાએ પૂછ્યું કે;–"ભદ્રકાળિ, પ્રકૃતિ સ્વસ્થ છે?"

"પરમાત્માની કૃપાથી પ્રકૃતિ સ્વસ્થ છે, પરંતુ મહારાજાની અવકૃપાથી હૃદયની શાંતિનો સંહાર થઇ ગયો છે." ભદ્રકાળીએ કહ્યું.

"મારી અવકૃપા! તારા ઉપર! હોય નહિ! કદાપિ થઈ નથી; અને થવાની પણ નથી. તારી મારાપર અવકૃપા થઈ હોય, તો તેવિશે હું કાંઈ કહી શકતો નથી." રાજા મર્મમાં ને મર્મમાં બોલ્યો.

"મારા નિર્દોષ બંધુને શિરચ્છેદની ભયંકર શિક્ષા સંભળાવી દેવામાં આવી છે, એ મહારાજાની અવકૃપા નહિ તો બીજું શું વારુ?" ભદ્રકાળી સદ્ગદિત કંઠે બોલી.

"ભદ્રકાળી, તું એક સર્વથા દૂષિત મનુષ્યને નિર્દોષ કહે, એ સાંભળીને મારા હૃદયમાં સખેદ આશ્ચર્ય થાય છે!" રાજાએ કહ્યું.

"રાજન્, જો પ્રેમને આપ પાપ માનતા હો, તો હું દૃઢતાથી કહું છું કે, એ પ્રેમરૂપ પાપના પાશમાંથી કોઈ છટકી શક્યું નથી અને કોઈ છટકી શકવાનું પણ નથી. મનુષ્ય માત્ર પ્રમાદને પાત્ર છે એ શાસ્ત્રનો સિદ્ધાંત આપને પણ માન્ય હોવો જ જોઇએ. આપના જેવો જ ક્રૂર હોય અને દયાને ધારણ ન કરતો હો

માત્રની શી અવસ્થા થાય, એનો આપે જ વિચાર કરવાનો છે. 'રાજા હોવા છતાં હું પણ એક મનુષ્ય છું,' એવી દૃષ્ટિથી જો વિચાર કરશો, તો તત્કાળ આપના શુષ્ક અંતઃકરણમાંથી દયાની નદીનો અસ્ખલિત પ્રવાહ વહેવા માંડશે અને તે દયા મારા સહોદરની શિક્ષાને ખેંચી જશે" ભદ્રકાળીએ પોતાના પક્ષનું મૃદુતાથી સમર્થન કર્યું.

"સુંદરિ, તારા બંધુને શિક્ષા સંભળાવનાર હું નથી પણ કાયદો છે. તારા બંધુના સ્થાનમાં જો અપરાધી મારો પોતાનો કોઇ સંબંધી, ભ્રાતા કે પ્રત્યક્ષ પુત્ર હોત, તો પણ તેને એજ શિક્ષા થવાનો સંભવ હતો. વિનયકાંતનો શિરચ્છેદ અવશ્ય થવો જ જોઇએ. હું કાયદાનો દાસ છું, ગુલામ છું!" રાજાએ દૃઢતાથી જણાવ્યું.

"જેવી રીતે પાષાણ પોતે ઊછળીને કોઇને વાગતો નથી, તેવી જ રીતે નિર્જીવ કાયદો પોતે કોઇને શિક્ષા સંભળાવી શકતો નથી. કાયદાનો કરનાર અને કાયદાને દયાયુક્ત કિંવા નિર્દયતાથી અમલમાં લાવનાર પ્રમાદધર્મયુક્ત મનુષ્ય જ છે. એટલામાટે જ, મહારાજ, મારી વારંવાર આપનાં ચરણોમાં નમ્ર પ્રાર્થના છે કે, મારા નિર્દોષ બંધુને આ ભયંકર શિક્ષાથી મુક્ત કરો અને મારી આશાના ખપ્પરને મારા બંધુના જીવનદાનની ભિક્ષાથી ભરો!" એમ કહીને ભદ્રકાળીએ રાજાનાં ચરણોમાં પોતાનું મસ્તક નમાવ્યું. તેની આંખોમાંથી વહેતાં આંસુવડે રાજાનાં ચરણો ભીંજાઇ ગયાં. "મહારાજ, કાયદાને અત્યાચારનું રૂપ આપીને આપ નિષ્ઠુર ન્યાયાધીશ ન થાઓ–દયા કરો! દયા કરો!"

"વ્યભિચારનો દુર્ગુણ કેટલો બધો અધમ અને કનિષ્ટ કે, અત્યારે તારી પ્રાર્થનાથી મારું અંતઃકરણ દ્રવીભૂત થવા છતાં, મારાથી તને લેશ માત્ર પણ સંતોષ આપી શકાતો નથી. જો કોઇ મનુષ્ય કોઇનો વધ કરી નાખે, તો તેને કદાચિત્ ક્ષમા આપી શકાય; પણ આવી રીતે એક કુમારિકાને; તેના પાલક બંધુની ગેરહાજરીમાં, ફોસલાવી પટાવી આડે રસ્તે દોરનાર અને તે બાળાના ચારિત્ર્યની ધૂળધાણી કરનારને તેના અપરાધની સર્વથા ક્ષમા આપી શકાય તેમ નથી જ!" રાજાએ વિનયકાન્તના અપરાધની ભયંકરતાનું દર્શન કરાવ્યું.

'ફોસલાવી પટાવી આડે રસ્તે દોરનાર અને તે બાળાના ચારિત્ર્યની ધૂળધાણી કરનાર તે કોણ? મારો બંધુ? હડહડતું જુઠું! તે બાળા નિર્દોષ છે! મારો ભાઈ નિર્દોષ છે! અપરાધ જ નથી તો શિક્ષા શી?' ક્ષણભર રહી તે બોલી; "સ્વર્ગલોકમાં આવી માન્યતા છે ખરી, પરંતુ મૃત્યુલોકનો પ્રકાર એથી સર્વથા ભિન્ન છે!" ભદ્રકાળીએ મર્મવેધક ઉચ્ચાર્યું.

" જો તારું આ કથન સત્ય હોય, તો હું તને એક પ્રશ્ન પૂછું છું, તેનું નિષ્કપટ ભાવથી યથાર્થ ઉત્તર આપ. તારા બંધુને, તે જેવી રીતે ન્યાયના જાળમાં સપડાયો છે તેવી જ રીતે, મરવા દેશે કે તેના જીવન રક્ષણ માટે તેણે જે અલકનન્દાને પોતાના પ્રેમજાળમાં ફસાવી છે, તે અલકનન્દા પ્રમાણે જ પોતાના શરીરને પણ તેવા જ મનોમોહક પાપમાં પ્રવૃત્ત થવા દેશે? આ બેમાંના કયા માર્ગનો તું વિશેષ આનંદથી સ્વીકાર કરી શકે છે?" રાજાએ એક ભિન્ન પ્રકારની ભાવનાથી આ પ્રશ્ન પૂછ્યો.

"મહારાજ, હું મારા પ્રાણનો આનંદથી ત્યાગ કરીશ, પણ આત્માને કદાપિ ભ્રષ્ટ થવા દેવાની નથી!" ભદ્રકાળીએ સરળતાથી કહ્યું.

"મેં તારા આત્મા વિશે કાંઈ કહ્યું જ નથી! નિરૂપાયવશ આપણને જે પાપો કરવાં પડે છે, તે પાપો માટે પરમાત્મા સમક્ષ આપણને કશું પણ ઉત્તર આપવું પડતું નથી." રાજાએ મૂર્ખતા અને પાપબુદ્ધિથી કહ્યું.

"આ શું દેવી ભદ્રકાળીનો સેવક જયસિંહ બોલે છે કે?" ભદ્રકાળીએ મોઢામાં આંગળી નાંખી આશ્ચર્ય દર્શાવતાં પૂછ્યું.

"હું કાંઇ નિશ્ચયપૂર્વક કહેતો નથી. કારણ કે, અત્યારે મેં જે વિધાન કર્યું છે, એથી વિરુદ્ધ વિધાન પણ મારાથી કરી શકાય તેમ છે. માત્ર મારા પ્રશ્નનું તું ઉત્તર આપ. રાજ્યના ન્યાયનિયમ અનુસાર આજ્ઞા કરનાર હું તારા બંધુને 'દેહાંતદંડ'ની શિક્ષા કરું છું. એટલે પોતાના તે બંધુના જીવનની રક્ષા માટે જો તું કોઇ પાપ કરે, તો તે પાપ એક પ્રકારે પરોપકાર ન કહી શકાય?" રાજાએ ગુંચવાડા ભરેલો પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"મહારાજ, તમારી ઇચ્છા હોય, તો તેવું પાપ કરવાને તમે સ્વતંત્ર છો. આવું પાપ કરવા માટે મારી પૂર્ણ અનુમતિ છે. જો મારા બંધુના જીવન રક્ષણ માટેની મારી પ્રાર્થનાને આપ પાપ ધારતા હો, તો તે પાપની ભાગિની તો હું ક્યારનીયે થઈ ચૂકી છું અને તેનું જે કાંઈ ફળ હોય તે ભોગવવાને પણ હું તૈયાર છું. પરંતુ મારી ધારણા પ્રમાણે આ પાપ છે જ નહિ—એ એક પરમોત્તમ પરોપકાર હોવાથી સ્વર્ગદાયક પુણ્ય જ છે!" ભદ્રકાળીએ રાજાના માર્મિક વચનનો ભિન્ન અર્થ ઉપજાવીને પોતાના ભાવો દર્શાવ્યા.

"જાણી જોઇને પાપ તો કરવાનું જ, પણ તે પરોપકારરૂપ હોવાથી તેમાં પાપ અને પુણ્યની સમાનતા છે. જ્યાં ઉભયની સમાનતા હોય ત્યાં પાપનું પુણ્યવડે ક્ષાલન થઈ જાય છે." રાજાએ કહ્યું.

"હું વળી એ પણ કહું છું કે, મારા બંધુના પ્રાણ રક્ષ
મારી પ્રાર્થનામાં કાંઈ પાપ જેવું હોય, તો ભલે પ

તે પાપનું ફળ ચખાડે. મારી પ્રાર્થનાના પ્રભાવે જો આપ મારા બંધુને જીવનદાન દેશો તો તેને મારું પોતાનું એક પાપ માનીને હું સર્વકાળ પરમેશ્વરની કરુણા માગતી રહીશ અને તેથી આપ એ પાપના ઉત્તરદાતા નહિ થાઓ;" ભદ્રકાળીએ વળી પણ સરળ ભાવથી કહ્યું.

રાજા કિંચિત્ તિરસ્કારદર્શક મુદ્રાથી બોલ્યો;—"ભદ્રકાળિ, હું શું કહેવા માગું છું, તે બરાબર સમજી લે. મારા કથનનો ભાવાર્થ કાંતો યથાર્થ તારા સમજવામાં આવી નથી શકયો, અથવા તો સમજવા છતાં તે ન સમજવાનો તું ખોટો દેખાવ કરે છે. આ રીતિ સારી નથી."

"હું આપના કથનના ભાવાર્થને યથાર્થ સમજી શકતી નથી; એ જ મારે માટે વધારે સારું છે. મારા પોતામાં વિશેષ ચાતુર્ય નથી. જે સમજું છું તેટલું સમજવા જેટલી બુદ્ધિ હોય, તો તે જ બસ!" ભદ્રકાળીએ કહ્યું.

"સંસારનો આવો જ પ્રઘાત છે. ચતુર મનુષ્યો 'ભાઈ આપણે ક્યાં ચતુર છીએ, આપણે તે શું સમજી શકીએ?' એમ નિરંતર બોલતા હોવાથી જ તેમના ચાતુર્યની પ્રશંસા થાય છે! અવગુંઠનવતી અબળા જેવી સુંદર ભાસે છે, તેટલી જ અનાચ્છાદિતવદના વનિતા સુંદર દેખાતી નથી. ઢંકેલા માણિક્યનું તેજ બહુ જ વિલક્ષણ જણાય છે. પણ હવે આ માર્મિકતાને ત્યાગીને મારો આશય સ્પષ્ટતાથી તારા સમજવામાં આવી શકે, એટલા માટે મારે જે કાંઈ પણ કહેવાનું છે તે હું સ્પષ્ટતાથી જ કહી દઉં છું." રાજાએ લજ્જા અને મર્યાદાના પટનું ભેદન કર્યું.

"સ્પષ્ટોક્તિ સાંભળવાને હું આનંદથી કટિબદ્ધ છું!" ભદ્રકાળીએ દૃઢતાથી કહ્યું.

"તારા બંધુનો અપરાધ એવો છે કે, કાયદા પ્રમાણે તેનો શિરચ્છેદ કરવો જ જોઈએ. યથાર્થ છે કે નહિ?" રાજાએ પૂછ્યું.

"અપરાધ કર્યો હોય તો યથાર્થ છે." ભદ્રકાળીએ કહ્યું.

"અને હવે તે તારા અપરાધી બંધુના પ્રાણની રક્ષાનો કેવળ એક જ ઉપાય છે. ખરેખરો એ જ એક ઉપાય છે એમ હું કહેતો નથી. કેવળ, બીજી કાંઈ કલ્પના કરી શકાતી નથી, એટલા માટે અત્યારે આ કલ્પના જ કરવામાં આવે છે. તે ઉપાય એ કે;—ધાર કે એક રાજા છે; દેશના ન્યાયાન્યાયનો સર્વ અધિકાર તેના જ હાથમાં છે; અને તે રાજાનું મન તારા સૌન્દર્યમાં આસક્ત છે. હવે શું કરવું? તારા બંધુને કાયદાના અથવા તો મૃત્યુના પંજામાંથી છોડાવનાર તેના વિના બીજો કોઇ પણ સમર્થ પુરુષ નથી. કાં તો તારે પોતાનો શરીરભંડાર તેનાં ચરણોમાં દેવો જોઈએ; કાં તો તારા બંધુને મૃત્યુની ભયંકર દાઢમાં પોતાને

હાથે જ ધકેલી દેવો જોઇએ. જો આવો પ્રસંગ ઉપસ્થિત થાય, તો તે વેળાએ કયા માર્ગનો સ્વીકાર કરે વારુ ?" રાજાએ તિર્યકતા અને સ્પષ્ટતાના મિશ્ર ભાવથી પોતાનો આશય વ્યક્ત કર્યો.

"જો આવો પ્રસંગ ઉપસ્થિત થાય, તો હું જે કાંઇ વ્યવસ્થા મારા દેહની કરું, તે જ બંધુના દેહ માટે પણ કરવાની. જો મને પોતાને દેહાંત શિક્ષા સંભળાવવામાં આવે, તો ચાબૂકના મારને હું હીરા મોતીના દાગીના પ્રમાણે માનીશ અને જે મનુષ્યને ભેટવાની બહુ જ આતુરતા હોય, તે મનુષ્ય આવી ભેટતાં તેને આપણે જેમ દૃઢ આલિંગન આપીએ છીએ, તે જ પ્રમાણે અત્યંત હર્ષથી હું મૃત્યુને આલિંગન આપીશ! પરંતુ આ પવિત્ર સ્ત્રીશરીરને હું પ્રાણ જતાં પણ ભ્રષ્ટ તો નહિ જ થવા દઉં! સમજ્યા કે મહારાજ!" ભદ્રકાળીએ પોતાની પવિત્ર ભાવનાને પ્રદર્શિત કરતાં આવેશથી એ વચનો ઉચ્ચાર્યાં.

"સારે શું તારા સહોદરને જીવતો રાખવાની તારી ઇચ્છા નથી જ ?" રાજાએ પૂછ્યું.

"માનભંગ પછી—શિયળભંગ પછી જીવવામાં સાર શો ? આવા પ્રસંગે આમ થાય એ જ વધારે સારું. બંધુનો તાત્કાળિક અંત વિશેષ શ્રેયસ્કર અને સુખાવહ છે! તેને શિક્ષા મુક્ત કરવા માટે ભગિની પોતાની કાયા અને પવિત્રતાની આહુતિ આપી ભ્રષ્ટતાને પાત્ર થાય અને જીવિત છતાં પોતાની મૃત સમાન અવસ્થા કરી લે, એ કદાપિ યોગ્ય અને પ્રશંસનીય તમારા જેવા માટે હોય, મારા માટે નથી! ભ્રષ્ટ સ્ત્રી આ લોક તથા પરલોકમાં મૃત સમાન જ છે." ભદ્રકાળીએ પ્રથમ સમાન દૃઢતાથી કહ્યું.

"જો તારો આવો જ નિશ્ચય હોય, તો ભદ્રકાળિ, કાયદાની ક્રૂરતાની તેમ જ ન્યાયાધીશની નિર્દયતાની તેં જે અગાધ નિંદા કરી છે, તે ક્રૂર ન્યાય અને નિર્દય ન્યાયાધીશ કરતાં પણ તારી પોતાની ક્રૂરતા વિશેષ ભયંકર સિદ્ધ થાય છે!" રાજાએ વાગ્જાળનો વિસ્તાર કર્યો.

"દુષ્કૃત્ય કરીને ક્ષમા મેળવવી અને ઉદાર અંતઃકરણથી ક્ષમા કરવી, એ ઉભયમાં કેટલો બધો ભેદ રહેલો છે, એનો ક્રૂર હૃદયી રાજા તમે પોતે જ વિચાર કરી જુઓ. યોગ્યતાથી કરેલી દયા અને દુષ્ટ સાધનોના યોગે બળાત્કારે કરાવેલી દયાની એક બીજા સાથે કદાપિ તુલના કરી શકાય જ નહિ!" ભદ્રકાળીએ એ પ્રકારની ક્ષમાના ભેદની વ્યાખ્યા કરી સંભળાવી.

"પણ તું તો કાયદાને અત્યાચાર અને ન્યાયાધીશને નિષ્ઠુર કહી પોતાના બંધુના અત્યંત નિંદ્ય દુર્વર્તનને એક પ્રકારના નિર્દોષ વિનોદ તરીકે સિદ્ધ કરવા માગતી 'તી ને ?" રાજાએ આડો સવાલ કર્યો.

"મહારાજ, મારી ભૂલ થઇ! ક્ષમા કરો! જ્યારે પણ આપણા મનમાં કોઇ એક વસ્તુને મેળવવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન થાય છે, તે વેળાએ આપણા મનમાં જે નથી હોતું, તે પણ આપણા મુખથકી બોલી જવાય છે. મારા બંધુમાં મારો અતિશય પ્રેમ હોવાથી, જેને તમો દુષ્ટ કૃત્ય કહો છો, તેને પણ દુષ્ટ કૃત્ય જ ગણીને મારા મનનો અતિશય તિરસ્કાર દર્શાવવા છતાં તે દુષ્કૃત્યને પણ કદાચિત્ મારાથી સત્કૃત્ય કહી જવાયું હશે." ભદ્રકાળીએ પ્રકૃતિના સ્વભાવનું સ્ફોટન કર્યું.

"મનુષ્ય માત્ર જ પ્રમાદને પાત્ર છે! માનવ જાતિનો એ જ સ્વભાવ છે!" રાજાએ તેના બોલવાનો લાભ લીધો.

"સત્ય! સત્ય! જો આપ કહો છો, તેવો માનવ જાતિનો સ્વભાવ હોય, તો પછી મારા બંધુના શિરચ્છેદનો આપને કશોય અધિકાર નથી. મહારાજ! હા—જો મારો બંધુ એકલો જ પ્રમાદને પાત્ર હોય અને બીજા કોઇના હાથે હવે પછી એવો અપરાધ થવાનો સંભવ જ ન હોય, તો ભલે આ ક્ષણે જ મારી દૃષ્ટિ સમક્ષ તેનો શિરચ્છેદ કરી નાંખો અને તે દૃશ્ય હું આનંદથી જોઇશ!" ભદ્રકાળીએ સિંહણ સમાન ગર્જના કરીને કહ્યું.

"મનુષ્ય માત્ર પ્રમાદને પાત્ર છે! એનો અર્થ એવો સમજવાનો નથી કે, કેવળ પુરુષો જ પ્રમાદને પાત્ર છે અને પ્રમદાઓ પ્રમાદને પાત્ર નથી! પ્રમદાઓ તો પુરુષ કરતાં પણ વિશેષ પ્રમાદને પાત્ર છે." રાજાએ પોતાના પૂર્વ વાક્યના અર્થની વ્યાખ્યામાં સુધારણા કરી.

"હું પ્રમદાઓની પ્રમાદપાત્રતાનો અસ્વીકાર કરતી જ નથી. જેમાં આપણે આપણા મુખમંડળનું અવલોકન કરીને આપણા પોતાના સૌન્દર્ય-વિશે સંતોષ અને સમાધાન પામીએ છીએ, તે દર્પણ જેવા જ આપણે પણ નિર્બળ કિંવા વિકૃત છીએ. દર્પણ તેમાં જેટલી ત્વરાથી પ્રતિબિંબ પડે છે, તેટલી જ ત્વરાથી ફૂટી જાય છે! સ્ત્રીઓની પણ એવી જ સ્થિતિ છે. હે પ્રભો, સ્ત્રીઓની આ કેવી દુર્દશા! પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે પુરુષો તેની કેવી અને કેટલી બધી દુર્દશા કરી નાંખે છે! મહારાજ, અમો અબળાઓ આપ કહો છો, તેના કરતાં પણ અધિક વિકૃત અને અધિક પ્રમાદને પાત્ર છીએ; કારણ કે, અમારા શરીરની કોમળતા પ્રમાણે અમારું મન પણ અત્યંત કોમળ તથા મૃદુ હોય છે. અમારા હૃદયની સરળતા તો એવી હોય છે કે, સ્વાર્થસાધુ પુરુષોના કપટ-જાળમાં અમે તત્કાળ ફસાઇ જઇએ છીએ." ભદ્રકાળીએ કહ્યું.

"વાહવાહ—ભદ્રકાળિ, તારી સ્ત્રીજાતિવિશે તું પોતે જ આવા વિચારો જણાવે છે, એટલે હવે મારે પણ વધારે વાર મર્યાદાને જાળવવાની 'કતા નથી: જ્યારે સ્ત્રીઓ સ્વાભાવિક જ અશક્ત, સ્વાભાવિક જ

પુરુષો કરતાં વિશેષ પ્રમાદને પાત્ર અને મોહનું કારણ ઉત્પન્ન થતાં તેમાં તરત સપડાઈ જનારી છે, તો હવે હું ખુલ્લેખુલ્લું કહું છું કે, ભદ્રકાળિ, તું જેવી છે તેવું જ વર્ત્તન બતાવ! એટલે થયું. તું પણ એક પ્રમદા જ છે! સ્ત્રી છે! એટલે સ્ત્રી પ્રમાણે જ વર્તજે. તું સ્ત્રી જાતિ કરતાં વિશેષ નિશ્ચય અને ક્રૂરતાથી વર્ત્તવાનો પ્રયત્ન કરતી હોય, તો પછી તું સ્ત્રી શાની? તારા સમસ્ત બાહ્ય સ્વરૂપને જોતાં તો તું સ્ત્રી જ છે. તારા તે સ્ત્રીત્વનો સત્વર પરિચય કરાવ. સ્ત્રીના નૈસર્ગિક સ્વભાવનું અત્યારે તેં પોતે જે વર્ણન કરી સંભળાવ્યું, તેની વ્યવહારમાં યોજના કરી બતાવ." રાજાએ કિંચિત્ વિશેષ નિર્લજ્જતા દર્શાવીને કહ્યું.

"મહારાજ, હું સંભાષણની આવી કુટિલ પદ્ધતિથી સર્વથા અજ્ઞાત છું. હું અત્યાર સૂધી જેવું સરળ અને સ્પષ્ટ ભાષણ કરતી'તી, તેવું જ તમે પણ સરળ સંભાષણ કરો!" ભદ્રકાળીએ માર્મિકતાથી કુટિલતાનો તિરસ્કાર કર્યો.

"સારે હવે મારા મુખમાંથી જે શબ્દો નીકળે, તેને સારી રીતે ધ્યાનમાં રાખી સાંભળ–મારો તારામાં અત્યંત પ્રેમ છે! ભદ્રકાળીના સૌન્દર્યદીપકનો આ જયસિંહ પતંગ થયો છે!" અંતે જે રાજાના હૈયામાં હતું, તે હોઠે તરી આવ્યું.

"મારા બંધુનો અલકનન્દામાં પ્રેમ બંધાયો છે! અલકનન્દાના સૌન્દર્ય દીપકનો વિનયકાન્ત પતંગ થયો છે અને એ અપરાધ માટે જ આપે તેને દેહાંત શિક્ષા સંભળાવી છે; એમ જ આપ મને હમણાં કહેતા'તા ને?" ભદ્રકાળીએ વિશિષ્ટ હેતુથી પુનરુક્તિરૂપ પ્રશ્ન કર્યો.

"ભદ્રકાળિ, જો તારો પ્રેમ તું મને સમર્પિત કરતી હોય, તો તારા બંધુના પ્રાણ આ ક્ષણે જ તેને અર્પવાને હું તૈયાર છું." રાજાએ પ્રેમની યાચના કરી.

"મહારાજાધિરાજ! મારી પવિત્રતાની પરીક્ષા કરવા માટે વિશિષ્ટ હેતુથી અત્યારે આપ આવાં નીચતા ભરેલાં વચનો ઉચ્ચારો છો, એ હું નથી સમજતી એમ આપે ધારવું નહિ!" ભદ્રકાળીએ વાતને ઉડાવી દેવાનો યત્ન કર્યો.

"નહિ, ભદ્રકાળિ, એમ નથી. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, જે વચનો મેં આ ક્ષણે ઉચ્ચાર્યાં છે, તેમાં લેશ માત્ર પણ અસત્યનો અંશ નથી. મારા હૃદયમાં જે ભાવ હતો, તે જ અત્યારે મારા મુખદ્વારા બહાર પડ્યો છે!" રાજાએ ગંભીરતાથી કહ્યું.

"એમ કે? જો એમ જ હોય તો પછી આ પાવા પ્રલયકાળ આવ્યો જ સમજવો! જો આપના અંતઃકરણમાં

ઉદ્‌ભવ્યો હોય, તો પછી આપની જે આજપર્યન્તની કીર્ત્તિ છે, તેમાંના સારનો નાશ થયો, એમ જ કહી શકાય. આ કેવી અધમતા અને નીચતા! પાવા પતિના મુખમાંથી આ શબ્દ! અત્યાર સુધી [illegible] ન્યાયશીલતાનું નાટક ભજવતા હતા, તે આપનો દંભ જ હતો. મહારાજ, હું આપના આ દુષ્ટ વિકારની વાર્તાનો વિશ્વમાં વિસ્તાર કરીશ! મારા બંધુને ક્ષમા કર્યા વિશેનું આ ક્ષણે જ આપના હસ્તાક્ષર યુક્ત આજ્ઞાપત્ર આપો; નહિ તો હું કંઠશોષ કરીને આપ કેવા પ્રકારની યોગ્યતા ધરાવનારા પુરુષ છો, મોરનાં પીછાંમાં કાગડા છો—એની આખા જગતમાં નોબત વગાડીશ." ભદ્રકાળીએ આવેશમાં આવી આંખોમાંથી લોહી વર્ષાવીને એ તિરસ્કારસૂચક વાક્યો સંભળાવ્યાં.

"ભદ્રકાળી, તું હજી ભોળી છે. તારા વચનમાં વિશ્વાસ કોણ રાખવાનું હતું! મારી નિષ્કલંક કીર્ત્તિ, મારું વિશુદ્ધ અને કઠિન આચરણ, મારો મહાન્ અધિકાર અને તું જે કહે છે તે સર્વ અસત્ય છે, એવું પ્રતિપાદન કરવાની મારી શક્તિ, આ સર્વ પ્રબળ સાધનો મારા પક્ષમાં હોવા છતાં, તું મારા વિરુદ્ધ ફાવી જવાની હતી કે? મારા એક શબ્દથી જ તારો કંઠશોષ એવો તો ઊડી જશે કે, તેનો પત્તો જ મળી શકવાનો નથી! તું કેવળ દ્વેષબુદ્ધિથી જ મારી નિન્દા કરે છે, એમ જ લોકો સમજશે! મારે જે કાંઈ બોલવાનું હતું, તે તો હું બોલી ચૂક્યો એટલે હવે હું ભેં કૂં કૂં કરવાની કશી પણ અગત્ય નથી. હું બીજીવાર પણ સ્પષ્ટતાથી કહું છું કે, મારી અનિવાર્ય થયેલી ઇચ્છાનો તું સ્વીકાર કર; તારી આ લજ્જા અને મર્યાદા આદિ અજ્ઞાતયૌવનાના ભાવોને ત્યાગી દે; એ ભાવોનો હવે કશો પણ ઉપયોગ નથી. તારા આ સૌન્દર્યવિભૂષિત શરીરભંડારને સર્વથા મારે સ્વાધીન કરી દે અને તારા બંધુના જીવનની રક્ષા કરી લે. એથી જો તું વિરુદ્ધ વર્ત્તન કરીશ, તો તારા બંધુને અવશ્ય દેહાંત દંડ ભોગવવો જ પડશે, એટલું જ નહિ, પણ તારી આ નિર્દયતાનો, તેને નિર્દયતાથી રીબાવી રીબાવીને મારી નાંખી, બરાબર બદલો લેવામાં આવશે! હું અત્યારે જ બળાત્કારે મારી ઇચ્છાને તૃપ્ત કરવા નથી ઇચ્છતો. હું તને ઉદારતાથી ત્રણ દિવસનો અવકાશ આપું છું—તેટલા સમયમાં તારો જે નિશ્ચય થાય, તે આ સમયે જ આવીને મને વિદિત કરજે. નહિ તો, જે મનોવિકારના યોગે આજે હું આટલો બધો પરવશ થઈ ગયો છું, તે જ મનોવિકારના બળથી હું અત્યંત નિર્દય થઇને તારા બંધુને મારાથી બનશે તેટલો રીબાવીશ! તું વળી કદાચિત એમ કહીશ કે, 'હું જનસમાજમાં જઇને એ વિશે આક્રોશ કરીશ!' [illegible] રે તને જણાવી દેવું જોઇએ કે, તારા એ આક્રોશનું કાંઈ પણ

પરિણામ થશે નહિ. મારું અસત્ય ભાષણ તારા સત્ય આક્રોશનો એક ક્ષણ માત્રમાં સ્વર્ગવાસ કરી નાંખશે!" વિષયાંધ રાજાએ અન્યાયપરાયણતાની સીમાનું પણ ઉલ્લંઘન કર્યું.

"આપનો આ અવિચલ નિશ્ચય છે?" ભદ્રકાળિએ પૂછ્યું.

"મારો નિશ્ચય મેરુ સમાન છે. તે કદાપિ ચલિત થવાનો નથી. હું તને જવાની આજ્ઞા આપું છું અને આશા રાખું છું કે, 'હું તારી ઇચ્છાને આધીન છું' એ શબ્દો સહિત પુલકિતવદને તું સત્વર જ પાછી અહીં આવશે અને તારા બંધુને જીવનદાન અપાવશે!" એમ કહીને રાજા પોતે ત્યાંથી ઊઠીને વસંતોદ્યાનમાંના પોતાના ગ્રીષ્મસદનમાં ચાલ્યો ગયો. કારણ કે, તે શરદૃઋતુ હોવા છતાં મદનના તાપથી સંતપ્ત થયો હતો.

ભદ્રકાળી સ્તબ્ધ થઈ ગઈ. તે ત્યાં જ થોડીકવાર સૂધી પાષાણપ્રતિમાસમાન અચલ ભાવથી ઊભી રહી, નયનોમાંથી નીરધારા વર્ષાવતી સ્વગત બોલી:—

"હે પરાત્પર પ્રભો! હે માતા ભદ્રકાળિ! આ તારી બાલિકાની રક્ષા કર! હવે હું મારી ફરિયાદ કોની પાસે લઈ જાઉં? રાજા પાસે! તે તો દુષ્ટ બન્યો છે. તેની આ દુષ્ટતાની વાર્ત્તા જો હું બીજા કોઇને કહીશ, તો મારાં વચનને કોઈ પણ વિશ્વાસપૂર્વક માનશે નહિ! હે જગત જનુની! તેં મનુષ્યના મુખને કેવું વિઘાતક નિર્માણ કર્યું છે! તેમાં જિહ્વા એક હોવા છતાં તે સત્ય અને અસત્ય ઉભયવાણીઓનો એક સરખી રીતે ઉચ્ચાર કરી શકે છે. તે એક જ મનુષ્યને અપરાધી સિદ્ધ કરીને દેહાંત દંડ આપી શકે છે અને પરમ ગુણવાન્ સિદ્ધ કરીને ઉપહારને પાત્ર પણ કરી શકે છે! કાયદો એટલે શું? કુટિલ પુરુષની સ્વચ્છંદતાનો એક નીચ ગુલામ? સત્ય અને અસત્ય તેમ જ શુભ અને અશુભ એ કેવળ સ્વચ્છંદી પુરુષની વાસનાને જ આધીન હોય છે. સ્વચ્છંદી પુરુષને તેની વાસના જે દિશામાં દોરી જાય, તે દિશામાં જ તે આંધળા પેરે ચાલ્યો જાય છે. મારો બંધુ પણ પોતાની વાસનાને આધીન થઇને નીતિમર્યાદાના માર્ગથી કિંચિત્ ચલિત થયો છે; તોપણ અદ્યાપિ તેનું અંતઃકરણ દૂષિત અને ભ્રષ્ટ થયેલું નથી. તે પાપથી મુક્ત છે, એ મારો દૃઢ નિશ્ચય છે. જ્યારે હું તેને આ સર્વ વૃત્તાંત કહી સંભળાવીશ, તે વેળાએ અવશ્ય તે 'મારી ભગિની આવું નિંદ્ય આચરણ કરીને પોતાના શરીર તથા પાતિવ્રત્યને ભ્રષ્ટ કરે, તેના કરતાં આવા એક નહિ, પણ એકવીસ શિરોનો છેદ થઈ જાય, તોપણ કશી ચિન્તા નથી!' આમ જ કહેશે! તે કહેશે કે 'હે ભદ્રકાળિ, તું ભદ્રકાળીના જેવી પવિત્ર જ થજે! તું પોતાના પવિત્ર પાતિવ્રત્યને જાળવીને શુદ્ધ જ રહેજે!' બંધુનો વધ થાય, તેની ચિન્તા નથી: કારણ કે,

બંધુના પ્રાણ કરતાં નિઃસંશય અધિક અલભ્ય અને અધિક મૂલ્યવાન્ ભગિનીનું શીલવ્રત છે. આ વિકારી રાજાની ઇચ્છા મારા બંધુને જણાવીશ અને થયેલી શિક્ષાને શાંતિથી સહન કરી લેવાનું મારા ઉપદેશવડે તેના મનમાં ધૈર્ય ઉપજાવીશ. ચાલ જીવ, ચાલ !"

ભદ્રકાળી ત્યાંથી કારાગૃહ તરફ ચાલી.



## નવમ પરિચ્છેદ.

### મૃત્યુ અને પ્રતિષ્ઠાની તુલના.

નિશાદેવીનું આગમન થઇ ચૂક્યું હતું. અંધકાર સર્વત્ર વ્યાપી ગયો હતો. કારાગૃહનાં દ્વાર બંધ હતાં. તેના દુર્ગપર પ્રહરીઓ સાવધાનતાસૂચક ધ્વનિ કરતા આમ તેમ ફરતા જોવામાં આવતા હતા. તેની એક મજબૂત પથ્થરની બાંધેલી અને લોઢાનાં સળિયાંવાળા દરવાજાની કોટડીમાં અપરાધી વિનયકાંત, તેને આપવામાં આવેલા સાધારણ આસનપર માથે હાથ મૂકીને વિચારમાં તલ્લીન થયેલો હતો. એક વૃદ્ધ પુરુષે પ્રવેશ કર્યો. દુર્ભાગી વિનયકાંતને પૂછ્યું;–"કેમ વિનય, પ્રકૃતિ તો ઠીક છે ? શા વિચારમાં લીન થયો છે ?"

"કોણ ? ગુણાઢ્યદેવ ? પધારો. આપને અત્યારે પરિશ્રમ લેવાનું કાંઇ કારણ ?" વિનયે વિચારનિદ્રામાંથી જાગૃત થઇને આશ્ચર્યયુક્ત ભાવથી પૂછ્યું.

"હું અત્યારે કેવળ તારા મનનું સમાધાન કરીને તને આશ્વાસન આપવા માટે જ આવ્યો છું. હું તને એમ પૂછું છું કે, મહારાજા જયસિંહ તારા આ અપરાધની ક્ષમા કરીને તને જીવનદાન આપશે, એવી તારા મનમાં આશા છે ખરી ?" વૃદ્ધ મંત્રીએ કહ્યું.

"દુર્ભાગી મનુષ્યોને કેવળ આશા વિના બીજો કાંઇ પણ આધાર હોતો જ નથી. મને જો કે જીવનદાન મળવાની આશા છે ખરી; તો પણ જો મરણ આવશે, તો તે માટે હું તૈયાર જ છું !" વિનયે આશા અને નિરાશાના મિશ્રિત ભાવથી કહ્યું.

"આમ આશા અને નિરાશા વચ્ચે ત્રિશંકુ સમાન લટકતો રહીશ. મરણ આવવાનું જ છે, એમ ધારીને કાળના સત્કારમાં બધી તૈયારીઓ કરી રાખ. એનું પરિણામ એ આવશે કે, જીવનદાન મળે તોપણ ઠીક અને ન મળે તોપણ ઠીક–તારા હૃદયમાં દુઃખનો વિશેષ થતો અટકશે અને જીવન મરણ ઉભય તને એક સરખાં

આનંદકારક થઈ પડશે. તું પોતાના હૃદયમાં એવી જ ધારણા કરતો રહે કે, 'હે જીવ, જો હું તારાથી વંચિત થયો તો એક એવી વસ્તુથી જ વંચિત થઈશ કે, જેના અસ્તિત્વ માટેની કેવળ મૂર્ખ અને જ્ઞાનહીન જનોવિના બીજા કોઇને પણ પ્રબળ ઇચ્છા હોતી નથી.' જીવ એટલે શું વારુ? જીવ કેવળ એક પ્રકારનો વાયુ છે, કે જે પરતંત્ર અને પંચ-ભૂતાધીન છે. તે જે શરીરમાં નિવાસ કરી રહ્યો છે, તે શરીરને નિરંતર દુઃખ જ દીધા કરે છે. આ શરીર મૃત્યુનું એક રમકડું છે. હે જીવ, મૃત્યુના હાથમાં એ શરીરરૂપ રમકડું ન સપડાઈ જાય, એટલા માટે તું બીજી દિશામાં દોડતો જાય છે, પણ ત્યાં તું પોતે પોતાની મેળે અચાનક તેના હાથમાં સપડાઈ જાય છે! વળી માનવજીવની કૃતિઓ પ્રતિષ્ઠિત અને ઉદારતામય હોવી જોઇએ, તે પણ નથી; કારણ કે, આત્મસંરક્ષણ માટેના જેટલા સગવડ ભરેલા માર્ગો તે આડંબરપૂર્વક શોધી કાઢે છે, તે માર્ગોનો ઉદ્‌ગમ કેવળ નીચતા અને અધમતામાંથી જ થયેલો હોય છે. વળી મનુષ્યના જીવમાં જે ધૈર્ય હોવું જોઇએ, તેનો પણ તેનામાં સંપૂર્ણ અભાવ છે. કારણ કે, એક યઃકશ્ચિત્ જીવાણુની જિવ્હાના સ્પર્શથી પણ તે ભયભીત થઇ જાય છે. મહાવિશ્રાંતિરૂપ જે નિદ્રા તે નિદ્રા માટે, પણ તે તલપાપડ થયા કરે છે અને મૂર્ખ પ્રમાણે મનમાં મરણની અત્યંત ભીતિ રાખે છે! મરણ તે કેવળ એક પ્રકા-રની અવિભંગ નિદ્રા જ છે! વળી તું પોતે શું છે? માટીમાંથી ઉત્પન્ન થનારા હજારો અન્નકણોપર તારા જીવનનો સઘળો આધાર છે. ખરી રીતે જોતાં કોઇ પણ મનુષ્યપ્રાણી સુખી તો છે જ નહિ. કારણ કે, મનુષ્યની પાસે જે વસ્તુનો અભાવ હોય છે, તેની આકાંક્ષા રાખીને તેને પ્રાપ્ત કરવા માટે તે અનેક પ્રકારનાં દુઃખ તથા ક્લેશ વેઠ્યા કરે છે. અને જે વસ્તુ પોતાની પાસે હોય છે, તેનું તેને ભાન જ હોતું નથી. માનવજીવનમાં દૃઢતા અને નિશ્ચિતતા લેશ માત્ર પણ નથી. ચંદ્રની કળા પ્રમાણે તેનો રંગ નિત્ય બદલાતો રહે છે. મનુષ્ય શ્રીમંત હોય તોપણ તે અત્યંત દરિદ્રી છે એમ જ ધારી લેવું; કારણ કે, સોનાની ઈંટોના ભારથી વાંકા વળી ગયેલા ગર્દભરાજ અને તે શ્રીમંતની અવસ્થા તાત્વિક દૃષ્ટિથી જોતાં એક સરખી જ હોય છે! એ ભારને ઉપાડીને કાપી શકાય તેટલો માર્ગ કાપવાનો અને અંતે મૃત્યુરૂપ સ્વામી આવીને તે ભારને ઉતારી નાંખશે. આ જગતમાં તારો ખરો મિત્ર પણ કોઇ જ નથી; કારણ કે, તારાં પોતાનાં સંતાનો કે જેમના કંઠો તને પિતા પિતા કહીને શુષ્ક થતા હોય છે, તેઓ ખરી રીતે તો તારા મરણની જ કાગને ડોળે વાટ જોયા કરે છે અને રોગો તને આવીને સદાને મા

લઇ ન જતા હોવાથી તેઓ નાના પ્રકારના રોગોને મનમાં અભિશાપ આપ્યા કરે છે. મનુષ્યને ખરેખર જુવાની નથી અને ઘડપણ પણ નથી. એટલે કે, યથાસ્થિત ભોજન વિધિ થતાં તેના નશાથી આંખો મીંચાય છે અને સ્વપ્ન લાધે છે; તે જ પ્રમાણે મનુષ્યને જુવાની અને ઘડપણ રૂપનાં સ્વપ્ન જ લાધતાં હોય છે. જ્યાં સુધી જુવાની હોય છે, ત્યાં સુધી ભવિષ્યમાં શું કરવાનું છે એ વિશેના વિચારો મનમાં ઘોળાયા કરે છે અને વૃદ્ધાવસ્થાનું આગમન થયું, એટલે ભૂતકાળમાં જે કાંઈ કર્યું હોય તે વિશેના વિચારો મનમાં આવ્યા કરે છે! અર્થાત્ ઉભય અવસ્થામાં વિચારોનો પ્રવાહ તો એક સરખો જ વહ્યા કરે છે. સારાંશ એટલો જ કે, મનુષ્ય વૃદ્ધાવસ્થામાં શું થશે, એના વિચારમાં તારુણ્યનો વ્યય કરે છે અને જે વૃદ્ધાવસ્થામાં ગાત્ર શિથિલ થઈ જવાનાં, તે અવસ્થામાટેનાં સુખસાધનો એકત્ર કરવામાં પોતાની બધી શક્તિ ખર્ચી નાંખે છે. આવા ઉદ્યોગો કરી ધન મેળવ્યા પછી જ્યારે અંતે ઘડપણ આવી પહોંચે છે, તે વેળાએ તેની શી અવસ્થા થાય છે? એ જ કે, શરીર પોતાને આધીન રહેતું નથી, સૌન્દર્ય અને મનોહરતા પ્રયાણ કરી જાય છે, ચંચળતાનો લોપ થાય છે. મન તથા શરીર ઉભય શિથિલ થઇ જાય છે અને તેથી તારુણ્યમાં એકત્ર કરેલી તે સંપત્તિના યોગે તેને અણુ માત્ર પણ સત્ય સુખનો લાભ મળી શકતો નથી. આવા પ્રકારના સદૈવ દુઃખી જીવનો મોહ શા માટે રાખવો જોઇએ? જીવ જ્યાં સૂધી દેહમાં હોય છે, ત્યાં સૂધી તેને સહસ્રાવધિ મૃત્યુઓ પીડા કરતાં હોય છે; પણ મરણ આવતાં એ સર્વ પીડાઓ ટળી જાય છે. છતાં એ સર્વ દુઃખોથી છોડવનાર મૃત્યુના નામથી આપણે ભયભીત થઇએ છીએ અને તેને ધિક્કારીએ છીએ, એ આપણું ભયંકર અજ્ઞાન નહિ તો બીજું શું વારુ?” મંત્રી ગુણાઢ્યરાજે તાત્ત્વિક ઉપદેશ આપ્યો.

“વૃદ્ધ મંત્રી, મારા પિતાતુલ્ય ગુણાઢ્યદેવ, આવા સંકટના સમયમાં આપે અહીં પધારી મારા નિરાશ મનને તત્ત્વજ્ઞાનના ઉપદેશામૃતનું પાન કરાવ્યું, એ આપનો મારાપર એક અલૌકિક ઉપકાર થયો છે. ખરી વાત છે કે, જો જીવવા માટેની વધારે ખટપટ કરવામાં આવે, તો મરણ સત્વર આવી લાગે છે; અને મરણને નિશ્ચિત માની બેસવામાં આવે, તો જીવન વિશાળ અને દીર્ઘ થાય છે, એમજ કે નહિ? ત્યારે ભલે મરણ આવે અને આનંદથી આ દુઃખી જીવને લઈ જાય.” વિનયે ઉપકાર માનીને કહ્યું;

“પરમાત્મા તને આ સંકટ સહન કરવાનું અપૂર્વ સાહસ આપે, એ જ મારો અંતિમ આશીર્વાદ છે. હવે હું અલકનન્દા પાસે જઇશ!” કહ્યું.

"તેના હૃદયને પણ દઢાવજે!" વિનયકાંત બોલ્યો.

"પરમાત્મા દઢાવશે! હું મારાથી બનશે તેટલા પ્રમાણમાં તેના મનનું સાંત્વન અને સમાધાન કરીશ." એમ કહીને મંત્રી ગુણાઢ્ય ત્યાંથી અલકનન્દા પાસે ચાલતો થયો. એટલામાં તેણે ભદ્રકાળીને આવતી જોઈ. ભદ્રકાળીએ વિનયકાંતની કોટડીમાં પ્રવેશ કર્યો અને મંત્રી ગુણાઢ્ય બહારના ભાગમાં છૂપાઇને ઊભો રહ્યો.

"ભાઈ વિનય, પ્રકૃતિ કેમ છે?" ભદ્રકાળીએ કોટડીમાં પેસતાં જ કુશળ સમાચાર પૂછ્યા.

"કોણ ભદ્રે? કેમ બ્હેન, કાંઈ સમાધાનકારક સમાચાર લાવી છે? શા સમાચાર છે?" વિનયે આતુરતાથી પૂછ્યું.

"હું અત્યારે એક મહાઉત્કૃષ્ટ સમાધાનકારક સમાચાર લાવી છું." ભદ્રકાળી મહાગંભીર મુદ્રા અને ગંભીર સ્વરથી કહેવા લાગી. "સાંભળ, મહારાજા જયસિંહનું સ્વર્ગ લોકમાં એક અગત્યનું રાજકીય કાર્ય આવી પડ્યું છે અને ત્યાં પોતાના પ્રતિનિધિ તરીકે તને મોકલવાનો તેણે દઢ નિશ્ચય કરેલો છે. ત્યાં જવા પછી તારે નિત્ય ત્યાં જ નિવાસ કરવો પડશે. એટલા માટે મારે તને એ જ કહેવાનું છે કે, તું બધી તૈયારી સારી રીતે કરી રાખ. એક બે દિવસમાં તારે અહીંથી પ્રયાણ કરવાનું છે!"

"મરણની શૃંખલામાંથી મુક્ત થવાનો કોઈ ઉપાય નથી જ?" વિનયકાંતે નિરાશાથી પૂછ્યું.

"એક ઉપાય છે ખરો; પણ તે એવો ઉપાય છે કે, હૃદયને ફોડી નાંખવું અને જીવનને બચાવવું!" ભદ્રકાળીએ માર્મિકતાથી કહ્યું.

"તે ઉપાય શો અને કયો?" વિનયે પૂછ્યું.

"તે ઉપાયના યોગે તારા પ્રાણ તો બચશે, પણ બીજી એક ભયંકર હાનિ થશે. મહારાજાધિરાજે રાક્ષસી પ્રકારની દયા દેખાડીને તારા પ્રાણ રક્ષણનો જે ઉપાય બતાવ્યો છે, તે જો કે અત્યારે તો તારા પ્રાણને બચાવશે, પણ તેના યોગે તારે મરણ પર્યન્ત મોઢું સંતાડીને જીવવાનાં અનેક દુઃખો સહન કરવાં પડશે." ભદ્રકાળી મર્મમાં જ બોલી.

"મારે તેથી મરણ પર્યન્ત મોઢું સંતાડવું પડશે?" વિનયે પુનઃ આશ્ચર્ય દર્શાવીને પ્રશ્ન કર્યો.

"મરણ પર્યન્ત તો શું, પણ કદાચિત્ બીજા અવતારમાં પણ તારે મોઢું છૂપાવીને ફરવું પડશે! જો તું એ ઉપાયના લાભનો લોભ રાખીશ, તો આ વિશાળ વિશ્વ હોવા છતાં તને તે લેશ માત્ર પણ ઉપયોગી થવાનું નથી. તું કદાચિત્ નિબિડ અંધકારમાં જઇને બેસીશ, તો ત્યાં પણ તારાથી આંખો ઉઘાડીને ઊંચું જોઈ શકાશે નહિ; કારણ કે,

લઇ ન જતા હોવાથી તેઓ નાના પ્રકારના રોગોને મનમાં અભિશાપ આપ્યા કરે છે. મનુષ્યને ખરેખર જુવાની નથી અને ઘડપણ પણ નથી. એટલે કે, યથાસ્થિત ભોજન વિધિ થતાં તેના નશાથી આંખો મીંચાય છે અને સ્વપ્ન લાધે છે; તે જ પ્રમાણે મનુષ્યને જુવાની અને ઘડપણ રૂપનાં સ્વપ્નજ લાધતાં હોય છે. જ્યાં સૂધી જુવાની હોય છે, ત્યાં સૂધી ભવિષ્યમાં શું કરવાનું છે એ વિશેના વિચારો મનમાં ઘોળાયા કરે છે અને વૃદ્ધાવસ્થાનું આગમન થયું, એટલે ભૂતકાળમાં જે કાંઈ કર્યું હોય તે વિશેના વિચારો મનમાં આવ્યા કરે છે! અર્થાત્ ઉભય અવસ્થામાં વિચારોનો પ્રવાહ તો એક સરખો જ વહ્યા કરે છે. સારાંશ એટલો જ કે, મનુષ્ય વૃદ્ધાવસ્થામાં શું થશે, એના વિચારમાં તારુણ્યનો વ્યય કરે છે અને જે વૃદ્ધાવસ્થામાં ગાત્ર શિથિલ થઈ જવાનાં, તે અવસ્થામાટેનાં સુખસાધનો એકત્ર કરવામાં પોતાની બધી શક્તિ ખર્ચી નાંખે છે. આવા ઉદ્યોગો કરી ધન મેળવ્યા પછી જ્યારે અંતે ઘડપણ આવી પહોંચે છે, તે વેળાએ તેની શી અવસ્થા થાય છે? એ જ કે, શરીર પોતાને આધીન રહેતું નથી, સૌન્દર્ય અને મનોહરતા પ્રયાણ કરી જાય છે, ચંચળતાનો લોપ થાય છે. મન તથા શરીર ઉભય શિથિલ થઇ જાય છે અને તેથી તારુણ્યમાં એકત્ર કરેલી તે સંપત્તિના યોગે તેને અણુ માત્ર પણ સત્ય સુખનો લાભ મળી શકતો નથી. આવા પ્રકારના સદૈવ દુઃખી જીવનો મોહ શા માટે રાખવો જોઇએ? જીવ જ્યાં સૂધી દેહમાં હોય છે, ત્યાં સૂધી તેને સહસ્રાવધિ મૃત્યુઓ પીડા કરતાં હોય છે; પણ મરણ આવતાં એ સર્વ પીડાઓ ટળી જાય છે. છતાં એ સર્વ દુઃખોથી છોડવનાર મૃત્યુના નામથી આપણે ભયભીત થઇએ છીએ અને તેને ધિક્કારીએ છીએ, એ આપણું ભયંકર અજ્ઞાન નહિ તો બીજું શું વારુ?" મંત્રી ગુણાઢ્યરાજે તાત્ત્વિક ઉપદેશ આપ્યો.

"વૃદ્ધ મંત્રી, મારા પિતાતુલ્ય ગુણાઢ્યદેવ, આવા સંકટના સમયમાં આપે અહીં પધારી મારા નિરાશ મનને તત્ત્વજ્ઞાનના ઉપદેશામૃતનું પાન કરાવ્યું, એ આપનો મારાપર એક અલૌકિક ઉપકાર થયો છે. ખરી વાત છે કે, જો જીવવા માટેની વધારે ખટપટ કરવામાં આવે, તો મરણ સત્વર આવી લાગે છે; અને મરણને નિશ્ચિત માની બેસવામાં આવે, તો જીવન વિશાળ અને દીર્ઘ થાય છે, એમજ કે નહિ? ત્યારે ભલે મરણ આવે અને આનંદથી આ દુઃખી જીવને લઈ જાય." વિનયે ઉપકાર માનીને કહ્યું;

"પરમાત્મા તને આ સંકટ સહન કરવાનું અપૂર્વ સાહસ આપે, એ જ મારો અંતિમ આશીર્વાદ છે. હવે હું અલકનન્દા પાસે જઇશ!" કહ્યું.

"તેના હૃદયને પણ દઢાવજે!" વિનયકાંત બોલ્યો.

"પરમાત્મા દઢાવશે! હું મારાથી બનશે તેટલા પ્રમાણમાં તેના મનનું સાંત્વન અને સમાધાન કરીશ." એમ કહીને મંત્રી ગુણાઢ્ય ત્યાંથી અલકનન્દા પાસે ચાલતો થયો. એટલામાં તેણે ભદ્રકાળીને આવતી જોઈ. ભદ્રકાળીએ વિનયકાંતની કોટડીમાં પ્રવેશ કર્યો અને મંત્રી ગુણાઢ્ય બહારના ભાગમાં છૂપાઇને ઊભો રહ્યો.

"ભાઈ વિનય, પ્રકૃતિ કેમ છે?" ભદ્રકાળીએ કોટડીમાં પેસતાં જ કુશળ સમાચાર પૂછ્યા.

"કોણ ભદ્રે? કેમ બ્હેન, કાંઈ સમાધાનકારક સમાચાર લાવી છે? શા સમાચાર છે?" વિનયે આતુરતાથી પૂછ્યું.

"હું અત્યારે એક મહાઉત્કૃષ્ટ સમાધાનકારક સમાચાર લાવી છું." ભદ્રકાળી મહાગંભીર મુદ્રા અને ગંભીર સ્વરથી કહેવા લાગી. "સાંભળ, મહારાજા જયસિંહનું સ્વર્ગ લોકમાં એક અગત્યનું રાજકીય કાર્ય આવી પડ્યું છે અને ત્યાં પોતાના પ્રતિનિધિ તરીકે તને મોકલવાનો તેણે દૃઢ નિશ્ચય કરેલો છે. ત્યાં જવા પછી તારે નિત્ય ત્યાં જ નિવાસ કરવો પડશે. એટલા માટે મારે તને એ જ કહેવાનું છે કે, તું બધી તૈયારી સારી રીતે કરી રાખ. એક બે દિવસમાં તારે અહીંથી પ્રયાણ કરવાનું છે!"

"મરણની શૃંખલામાંથી મુક્ત થવાનો કોઈ ઉપાય નથી જ?" વિનયકાંતે નિરાશાથી પૂછ્યું.

"એક ઉપાય છે ખરો; પણ તે એવો ઉપાય છે કે, હૃદયને ફોડી નાંખવું અને જીવનને બચાવવું!" ભદ્રકાળીએ માર્મિકતાથી કહ્યું.

"તે ઉપાય શો અને કયો?" વિનયે પૂછ્યું.

"તે ઉપાયના યોગે તારા પ્રાણ તો બચશે, પણ બીજી એક ભયંકર હાનિ થશે. મહારાજાધિરાજે રાક્ષસી પ્રકારની દયા દેખાડીને તારા પ્રાણ રક્ષણનો જે ઉપાય બતાવ્યો છે, તે જો કે અત્યારે તો તારા પ્રાણને બચાવશે, પણ તેના યોગે તારે મરણ પર્યન્ત મોઢું સંતાડીને જીવવાનાં અનેક દુઃખો સહન કરવાં પડશે." ભદ્રકાળી મર્મમાં જ બોલી.

"મારે તેથી મરણ પર્યન્ત મોઢું સંતાડવું પડશે?" વિનયે પુનઃ આશ્ચર્ય દર્શાવીને પ્રશ્ન કર્યો.

"મરણ પર્યન્ત તો શું, પણ કદાચિત્ બીજા અવતારમાં પણ તારે મોઢું છૂપાવીને ફરવું પડશે! જો તું એ ઉપાયના લાભનો લોભ રાખીશ, તો આ વિશાળ વિશ્વ હોવા છતાં તને તે લેશ માત્ર પણ ઉપયોગી થવાનું નથી. તું કદાચિત્ નિબિડ અંધકારમાં જઇને બેસીશ, તો ત્યાં પણ તારાથી આંખો ઊઘાડીને ઊંચું જોઈ શકાશે નહિ; કારણ કે,

સમાયલો છે. સ્વર્ગ નરકનો પ્રશ્ન છે. સ્ત્રીના સતીત્વનો પ્રશ્ન છે." ભ
કાળી બોલી.

"બ્હેન, તારો મારાપર આ એક અત્યંત ઉપકાર થયો છે. ઉપકારનો બદલો વાળવાને હું અસમર્થ છું!" વિનય બોલ્યો.

"બસ! હવે વધારે બોલવામાં કશો પણ સાર કે લાભ ન
એક બે દિવસમાં જે મરણ આવવાનું છે, તેને આલિંગન આપવા
તૈયારી કરી રાખ અને નિશ્ચિત રહે, એ જ તારા માટેનો શ્રેયસ્કર મ
છે." ભદ્રકાળીએ કહ્યું.

"સહોદરા, જે સર્વેશ્વરે તારા આ શરીરને સુંદર બનાવ્યું
તેણે તારાં મનને પણ તેવું જ સુંદર અને પવિત્ર બનાવ્યું છે.! શરીર
બાહ્ય સૌન્દર્યના યોગે જ્યાં મનના સૌન્દર્યની મહત્તા મરી જાય છે, ત
મનનું સૌન્દર્ય રહેતું જ નથી. પણ ભદ્રે! સુશીલતા એ જ તારા સૌન્દર્ય
સર્વસ્વ છે એટલે એથી તારું શરીર સૌન્દર્ય પણ નિરંતર અવિચલ જ રહેશે
મદોન્મત્ત રાજાએ તારા જેવી સાધ્વીનું જે અપમાન કર્યું છે, તેનાં ફળ
[illegible] તેને ભદ્રકાળી ચખાડશે જ. સ્વર્ગીય ન્યાયનો આડંબર બતાવનાર
તેય રાજાના આવા નીચ વર્તન માટે જો કે કાંઇક આશ્ચર્ય ભાસવું જોઇએ;
જત [illegible] એવી રીતે મોહપાશમાં સપડાઇને ન્યાય તથા નીતિને ભૂલી પાપ
કેપી [illegible] થયેલા બીજા પણ અનેક પાપાત્માઓનાં ઉદાહરણો
મરણના [illegible] સમક્ષ ઉપસ્થિત હોવાથી એ આશ્ચર્યની ભાવનાનો લોપ
સમાન છે. [illegible] એમ કહીને વિનય પુનઃ બોલ્યો;–"મારું તો હવે જે
[illegible]

કરીને પોતાના નશ્વર શરીરને બચાવવાની ચેષ્ટા કરે, એવો તું કાપુરુષ નથી. જયસિંહ જે અલૌકિક બાહ્ય પવિત્રતાનો આડંબર બતાવીને, મુખમુદ્રાને મહા ગંભીર બનાવીને અને મુખમાંથી પવિત્ર ન્યાયના શબ્દોનો ઉચ્ચાર કરીને પ્રેમી તરુણોના શિરચ્છેદ કરાવે છે અને અન્ય અલ્પ અપરાધીઓને ભયભીત કરે છે; તે પોતે એક ઘોર અપરાધી છે-પાપી છે,- દેવ નહિ પણ રાક્ષસ છે. તેના હૃદયમાં પાપનો જેટલો સંચય થએલો છે, તે સમસ્ત પાપને જો બહાર કાઢવામાં આવે; તો તેનું અંતઃકરણ સાક્ષાત્ નરક કુંડ કરતાં પણ અધિક મલિન છે, એમ કોઈ પણ કહી શકશે." ભદ્રકાળીએ રાજાના આંતરિક સ્વભાવનું કિંચિત્ સ્ફોટન કરી બતાવ્યું.

"મહાપવિત્ર રાજા જયસિંહ આવા પ્રકારના પુરુષ છે?" વિનયે આશ્ચર્યદર્શક પ્રશ્ન કર્યો.

"સાદાં વસ્ત્રો ધારણ કરવાં, મહાગંભીર અને પવિત્રતાદર્શક મુદ્રા બનાવવી અને નિરંતર પ્રસંગવિના પણ અલૌકિક નીતિનાં વાક્યો ઉચ્ચારવાં, એ કપટી અને કામી પુરુષોનાં, કેવળ પોતાની નીચતા તથા અધમતાને આચ્છાદિત કરવા માટેનાં સાધનો જ છે. ભાઈ, તારી આ ભગિની પોતાના પાતિવ્રત્યનો નાશ કરીને તારા પ્રાણ બચાવે, એવી તારી ઇચ્છા થાય છે ખરી?" ભદ્રકાળીએ પ્રશ્ન કર્યો.

"ચુપ! કૃપા કરીને પુનઃ તારા પવિત્ર મુખમાંથી આવા અપવિત્ર શબ્દોનો ઉચ્ચાર ન કરીશ!" વિનયે કાનમાં આંગળીઓ નાખીને કોપથી ભરેલા શબ્દ કહ્યા.

"સાંભળ, હું જો એ પાપનો સ્વીકાર કરું, તો તને એ પાપ કરવાની પૂર્ણ સ્વતંત્રતા મળી શકે! જે વ્યભિચારનું નામ સાંભળતાં જ મારું હૃદય કોપ અને તિરસ્કારના અગ્નિથી બળીને ભસ્મીભૂત થઈ જાય છે, તે જ વ્યભિચારનો જો હું આજે કે કાલે અંગીકાર કરું, તો તારા પ્રાણ બચી શકે! નહિ તો એક બે દિવસમાં તારા જીવનનાટકની સમાપ્તિ થઈ જશે!" ભદ્રકાળીએ ભયંકર વાર્ત્તા સ્પષ્ટતાથી કહી સંભળાવી અને વધારામાં કહ્યું કે;-"રાજા જયસિંહ મારા કૌમારછેદનનો અભિલાષી છે!"

"ઓ-ઓ-ઓ-રે આ વાર્ત્તા સાંભળતાં પહેલાં મારા કાન ફૂટી કેમ ન ગયા!" એમ કહીને વિનયે પોતાનાં નેત્રો બંધ કરી લીધાં.

"ભાઇ, જો તારા પ્રાણરક્ષણ માટે મારા પ્રાણનું બલિદાન આપવું પડે, તો મારા પ્રાણની હું કશી પણ મહત્તા માનતી
પ્રકાર તેથી કેવળ ભિન્ન પ્રકારનો છે. આમાં કુળ

અંધકાર પણ તારો તિરસ્કાર કરશે!" ભદ્રકાળી આગળ વધીને બોલી.

"પણ એવો તે એ ભયંકર ઉપાય શો છે, તે સ્પષ્ટ મને સંભળાવ. હું આ મર્મયુક્ત ભાષણ સમજી શકતો નથી;" વિનયકાંતે કંટાળો બતાવ્યો.

"સાંભળ, તે ઉપાય એવો છે કે, તેના યોગે તારું નશ્વર શરીર અત્યારે બચશે, પણ તે શરીર અને પ્રતિષ્ઠાના છૂટાછેડા થતાં તારે નિર્લજ્જતાનો સ્વીકાર કરવો પડશે!" ભદ્રકાળીએ વિશેષ ગંભીરતાથી જણાવ્યું.

"બ્હેન, કૃપા કરીને હવે મને વધારે વાર શંકામાં ન રાખતાં એ ઉપાયનું સત્ય સ્વરૂપ સરળતાથી બતાવી દે! મારું મન બહુ મુંઝાય છે," વિનયકાંતે ભદ્રકાળીના ભાષણના રહસ્યને ન સમજવાથી પ્રાર્થના કરી.

"ભાઈ, મારા હૃદયમાં અત્યંત ભય થયા કરે છે કે, પોતાના પ્રાણ બચાવવાને તું બહુ જ અધીર અને આતુર બની ગએલો હોવાથી, આ નશ્વર સંસારમાં પાંચ પંદર વર્ષ જીવવા માટે કદાચિત્ તું પોતાની પ્રતિષ્ઠાપર પણ પાણી ફેરવવાને તૈયાર થઈ જઈશ! મરણના સત્કારની તૈયારી કરી છે કે? મરણને આવેલું જોઈને તારી છાતી ફાટી તો નથી જતીને? મરણનું નામ સાંભળતાં જ મહાન્ વીરોનાં અંગ પણ થરથર કંપી જાય છે. એક કીડીથી તે મહાન્ રાક્ષસ પર્યન્ત સર્વના હૃદયમાં મરણની એક સરખી ભીતિ રહેલી હોય છે અને મૃત્યુની વેદના સર્વને સમાન છે. એ મૃત્યુને તું આનંદથી આદર આપી શકીશ ખરો?" ભદ્રકાળીએ મરણની ભયંકરતાનું દર્શન કરાવ્યું.

"હે ભદ્રે! તું ભદ્ર છતાં અભદ્ર વચન કેમ બોલે છે? તું મારી આશાનો ભંગ અને હૃદયનું વિદારણ કેમ કરતી જાય છે? તારા જેવી કોમળ બાળાના મુખમાંથી આવા દુર્બળ શબ્દો સાંભળવાથી મારા અંતઃકરણમાં ધૈર્યનો વિશેષ આવિર્ભાવ થશે અને નહિ તો હું ધૈર્યને ત્યાગી દઈશ, એવી તારી ધારણા છે કે શું? જો મરણ અવશ્ય આવવાનું જ હશે, તો હું તેને નવવધૂ પ્રમાણે આલિંગન આપીશ. તારે એ વિશે લેશ માત્ર પણ શંકા ન રાખવી. મરણથી હું કદાપિ ભયભીત થવાનો નથી!" વિનયે વિનયથી કહ્યું.

"મારા બંધુના મુખમાંથી આવા શબ્દો જ નીકળવા જોઈએ. આજે જાણે આપણા પૂજ્ય સ્વર્ગસ્થ પિતાના શબ્દો જ મારાં શ્રવણે આવી અથડાતા હોય, એવો જ મને ભાસ થાય છે. સુજ્ઞ સહોદર, મરણને આધીન થવાવિના તારો છૂટકો જ નથી. તારા આ ઉદ્‌ગારો સાંભળી મારો એવો નિશ્ચય થઈ ચૂકયો છે કે, નીચ ઉપાયની યોજના

કરીને પોતાના નશ્વર શરીરને બચાવવાની ચેષ્ટા કરે, એવો તું કાપુરુષ નથી. જયસિંહ જે અલૌકિક બાહ્ય પવિત્રતાનો આડંબર બતાવીને, મુખમુદ્રાને મહા ગંભીર બનાવીને અને મુખમાંથી પવિત્ર ન્યાયના શબ્દોનો ઉચ્ચાર કરીને પ્રેમી તરુણોના શિરચ્છેદ કરાવે છે અને અન્ય અલ્પ અપરાધીઓને ભયભીત કરે છે; તે પોતે એક ઘોર અપરાધી છે—પાપી છે,—દેવ નહિ પણ રાક્ષસ છે. તેના હૃદયમાં પાપનો જેટલો સંચય થએલો છે, તે સમસ્ત પાપને જો બહાર કાઢવામાં આવે; તો તેનું અંતઃકરણ સાક્ષાત્ નરક કુંડ કરતાં પણ અધિક મલિન છે, એમ કોઈ પણ કહી શકશે." ભદ્રકાળીએ રાજાના આંતરિક સ્વભાવનું કિંચિત્ સ્ફોટન કરી બતાવ્યું.

"મહાપવિત્ર રાજા જયસિંહ આવા પ્રકારના પુરુષ છે?" વિનયે આશ્ચર્યદર્શક પ્રશ્ન કર્યો.

"સાદાં વસ્ત્રો ધારણ કરવાં, મહાગંભીર અને પવિત્રતાદર્શક મુદ્રા બનાવવી અને નિરંતર પ્રસંગવિના પણ અલૌકિક નીતિનાં વાક્યો ઉચ્ચારવાં, એ કપટી અને કામી પુરુષોનાં, કેવળ પોતાની નીચતા તથા અધમતાને આચ્છાદિત કરવા માટેનાં સાધનો જ છે. ભાઈ, તારી આ ભગિની પોતાના પાતિવ્રત્યનો નાશ કરીને તારા પ્રાણ બચાવે, એવી તારી ઇચ્છા થાય છે ખરી?" ભદ્રકાળીએ પ્રશ્ન કર્યો.

"ચુપ! કૃપા કરીને પુનઃ તારા પવિત્ર મુખમાંથી આવા અપવિત્ર શબ્દોનો ઉચ્ચાર ન કરીશ!" વિનયે કાનમાં આંગળીઓ નાખીને કોપથી ભરેલા શબ્દ કહ્યા.

"સાંભળ, હું જો એ પાપનો સ્વીકાર કરું, તો તને એ પાપ કરવાની પૂર્ણ સ્વતંત્રતા મળી શકે! જે વ્યભિચારનું નામ સાંભળતાં જ મારું હૃદય કોપ અને તિરસ્કારના અગ્નિથી બળીને ભસ્મીભૂત થઈ જાય છે, તે જ વ્યભિચારનો જો હું આજે કે કાલે અંગીકાર કરું, તો તારા પ્રાણ બચી શકે! નહિ તો એક બે દિવસમાં તારા જીવનનાટકની સમાપ્તિ થઈ જશે!" ભદ્રકાળીએ ભયંકર વાર્ત્તા સ્પષ્ટતાથી કહી સંભળાવી અને વધારામાં કહ્યું કે;—"રાજા જયસિંહ મારા કૌમારછેદનનો અભિલાષી છે!"

"ઓ—ઓ—ઓ—રે આ વાર્ત્તા સાંભળતાં પહેલાં મારા કાન ફૂટી કેમ ન ગયા!" એમ કહીને વિનયે પોતાનાં નેત્રો બંધ કરી લીધાં.

"ભાઈ, જો તારા પ્રાણરક્ષણ માટે મારા પ્રાણનું બલિદાન પડે, તો મારા પ્રાણની હું કશી પણ મહત્તા માનતી નથી. પ્રકાર તેથી કેવળ ભિન્ન પ્રકારનો છે. આમાં કુળપ્રતિષ્ઠાનો :

સમાયલો છે. સ્વર્ગ નરકનો પ્રશ્ન છે. સ્ત્રીના સતીત્વનો પ્રશ્ન છે." ભદ્રકાળી બોલી.

"બ્હેન, તારો મારાપર આ એક અત્યંત ઉપકાર થયો છે. આ ઉપકારનો બદલો વાળવાને હું અસમર્થ છું!" વિનય બોલ્યો.

"બસ! હવે વધારે બોલવામાં કશો પણ સાર કે લાભ નથી. એક બે દિવસમાં જે મરણ આવવાનું છે, તેને આલિંગન આપવાની તૈયારી કરી રાખ અને નિશ્ચિંત રહે, એ જ તારા માટેનો શ્રેયસ્કર માર્ગ છે." ભદ્રકાળીએ કહ્યું.

"સહોદરા, જે સર્વેશ્વરે તારા આ શરીરને સુંદર બનાવ્યું છે, તેણે તારાં મનને પણ તેવું જ સુંદર અને પવિત્ર બનાવ્યું છે. શરીરના બાહ્ય સૌન્દર્યના યોગે જ્યાં મનના સૌન્દર્યની મહત્તા મરી જાય છે, ત્યાં મનનું સૌન્દર્ય રહેતું જ નથી. પણ ભદ્રે! સુશીલતા એ જ તારા સૌન્દર્યનું સર્વસ્વ છે એટલે એથી તારું શરીર સૌન્દર્ય પણ નિરંતર અવિચલ જ રહેશે. મદોન્મત્ત રાજાએ તારા જેવી સાધ્વીનું જે અપમાન કર્યું છે, તેનાં ફળ અવશ્ય તેને ભદ્રકાળી ચખાડશે જ. સ્વર્ગીય ન્યાયનો આડંબર બતાવનાર રાજાના આવા નીચ વર્ત્તન માટે જો કે કાંઇક આશ્ચર્ય ભાસવું જોઇએ; પરંતુ આવી રીતે મોહપાશમાં સપડાઇને ન્યાય તથા નીતિને ભૂલી પાપ માર્ગમાં પ્રવૃત્ત થએલા બીજા પણ અનેક પાપાત્માઓનાં ઉદાહરણો આપણી દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત હોવાથી એ આશ્ચર્યની ભાવનાનો લોપ થઈ જાય છે!" એમ કહીને વિનય પુનઃ બોલ્યો;–"મારું તો હવે જે થવાનું હશે તે થશે. પણ રાજાના અત્યાચારથી બચવાના અને પોતાના પાતિવ્રત્યને રક્ષવાના ઉપાયો તું સત્વર યોજી લે. મારો શિરચ્છેદ થવા પૂર્વે જ તું આ દુષ્ટ રાજાની ભૂમિનો ત્યાગ કરી જા. એમાં જ તારું હિત સમાયલું છે! એમાં જ મારો મોક્ષ છે!"

"વીર સહોદર, તારી આ દીન ભગિનીના પાતિવ્રત્યવિશે તારે લેશ માત્ર પણ ચિન્તા ન રાખવી–શંકા ન કરવી. સ્ત્રી જો પોતાના ધર્મમાં દૃઢ હોય, તો તેને પતિત કરવાને આ સંસારમાં કોઇપણ સમર્થ નથી! હું આવતી કાલે પ્રભાતમાં જ કામાધીન રાજાને પત્ર લખીને જણાવી દઈશ કે, 'અનીતિનો આશ્રય કરી મારા પવિત્ર પાતિવ્રત્યનો નાશ કરવા કરતાં મારા બંધુના પ્રાણનો નાશ થાય એ વિશેષ ઉત્તમ છે! મારા બંધુનો પણ એ જ નિશ્ચય છે, તે પાપકર્મી નથી, પાપભાગી નથી! પણ દુષ્ટની દુષ્ટતાનો માત્ર ભોગ છે! ન્યાયના નામથી તારે જેટલો અન્યાય કરવો હોય તેટલો કરી લેજે. પણ યાદ રાખજે કે ભદ્રકાલી, તારાપર છે તે આજથી ગઈ જ!' આપણા અંતઃકરણમાં

હવે જીવનની આકાંક્ષા જ નથી, તો એ રાજા આપણું વિશેષ અકલ્યાણ શું કરવાનો હતો ?" ભદ્રકાળીએ આશ્વાસન આપ્યું અને ત્યાંથી બંધુને આશીર્વાદ આપીને પ્રયાણ કર્યું.

જે વૃદ્ધ મંત્રી છુપાઇને ભાઇબ્હેનનું આ સંભાષણ સાંભળતો ઉભો હતો, તે ઉભયના આવા નિશ્ચયને જાણીને મનમાં જ તેમને ધન્યવાદ આપતો બોલ્યો;–"ખરેખર, આવાં ધર્મપરાયણ અને નીતિશાળિ સ્ત્રી પુરુષો અદ્યાપિ જગતમાં છે, તેથી જ આ જગચ્ચક્ર નિર્વિઘ્ન ચાલી રહ્યું છે. જો જયસિંહ રાજા જેવા બધા જ દુષ્ટાત્મા હોય, તો આ જગચ્ચક્ર ચાલવું સર્વથા અશક્ય થઈ પડે અને સૃષ્ટિનો સંહાર થઈ જાય, એમાં લેશ માત્ર પણ સંશયનો સંભવ નથી. પ્રભુ આ સંકટમાંથી એમનો ઉદ્ધાર કરે, એ જ મારી આકાંક્ષા છે !"

## દશમ પરિચ્છેદ.

### અલકનન્દાની અચલતા.

મંત્રી ગુણાઢ્ય અલકનન્દાની કોટડી તરફ જતો હતો, એવામાં વચ્ચે ચોકમાં કોટવાલ સાથે તેનો ભેટો થયો. વૃદ્ધાવસ્થાના યોગે પોતાની દૃષ્ટિમાં કાંઇક મંદતા આવેલી હોવાથી અને રાત્રિનો સમય હોવાથી તત્કાળ તે કોટવાલને ઓળખી શક્યો નહિ. થોડીવાર તેને તાકીને જોયા પછી તે બોલ્યો;–"કોણ કોટવાલ ? પરમાત્મા તારું કલ્યાણ કરે."

"દેવ, વિનયના મનનું સમાધાન કરી આવ્યા ? હવે અલકનન્દા પાસે જવાની ઇચ્છા છે ?" કોટવાલે પૂછ્યું.

"મારો જે ધર્મ છે તેને અનુરૂપ કાર્ય મારે કરવું જ જોઇએ. આ કારાગૃહમાં આવી પડેલાં દુઃખી મનુષ્યોને ઉપદેશની ચાર વાતો સંભળાવીને જો થાય તો તેના મનનું સમાધાન કરવું એ જ મારા અહીં આવવાનો ઉદ્દેશ છે. એક સ્થળે તો તે ઉદ્દેશ સફળ થયો છે. અન્યત્ર જોઇએ કે, શું થાય છે. પણ કોટવાલ, તમે આ વિનય તથા અલકને પકડવામાં મોટી ભૂલ કરી છે. ઘણાં અપરાધી નરનારી કાયદાની ચુંગાલમાંથી છટકી ગયાં હશે અને આ નિર્દોષ પ્રાણીઓ માર્યાં જવાનાં !" મંત્રીએ કહ્યું.

"દેવ, મારી એ ભયંકર ભૂલ થઈ છે ! વિનયકાંતના એક હિતશત્રુએ તેના અલકનંદા સાથેના ગુપ્ત મેળાપની વાર્ત્તા મને સંભળાવી, મને કુબુદ્ધિ આવી અને મેં મારી સત્તા ચલાવી. પણ હવે એ ભૂલને

સુધારવાનો સમય રહ્યો નથી. અને તેથી મારા અંતઃકરણમાં અસ પશ્ચાત્તાપ થયા કરે છે!"

મંત્રી કાંઈ પણ વધારે ન બોલતાં અલકનન્દાની કોટડી તર ગયો. વિનયકાંતની કોટડી પ્રમાણે જ ત્યાં પણ એક ચટાઈ પાથરે હતી અને એક મંદ દીવો બળતો હતો. અલકનંદા પોતાના હાથે ખોળામાં છુપાવી ભીંતને અઢેલીને ચિંતામાં નિમગ્ન બેઠી હતી. મંત્રી જોતાં જ તે ઊભી થઈ અને ફાળ ખાઈ બોલી;–"તમે કોણ?"

"હું આ રાજ્યનો પ્રધાન! અત્યારે એક ધર્મોપદેશક તરીકે, મા ઉપદેશથી તારા હૃદયનું સાંત્વન કરવા માટે અહીં આવ્યો છું. તારા હાથમાં આ લોહશૃંખલા?" મંત્રીએ પ્રશ્નનું ઉત્તર આપી તેના હાથ લોહશૃંખલા જોઇને આશ્ચર્ય દર્શાવ્યું. "આ લોહશૃંખલા તારા હાથમાં કોણે પહેરાવી અને કોની આજ્ઞાથી પહેરાવી, એ હું સમજી શકતો નથી."

"જે રાજાઓ ગોબ્રાહ્મણ પ્રતિપાલકના નામથી ઓળખાય છે, તેમની આજ્ઞાથી જ આજકાલ વિપ્રકુમારિકાના કરમાં કાંચનકંકણને બદલે લોહશૃંખલા નખાય છે. ધર્મપિતા, આ લોહશૃંખલા મને કારા ગૃહના અધિકારીએ પહેરાવી છે અને તે રાજાની આજ્ઞાથી!" અલકનન્દાએ અશ્રુ વર્ષાવીને ઉત્તર આપ્યું.

ઉંચે જોઈ તે બડબડયો,–"રાજ્યની અધોગતિનાં આ ચિહ્ન છે! વત્સે, તને આવી અવસ્થામાં જોઇને મારા મનમાં એક બીજા જ પ્રકારનો ખેદ થાય છેઃ તું એક કુલીન પિતાની પુત્રી હોવા છતાં યૌવનનાં ઇન્ધનથી પ્રજળેલી મદનજ્વાળામાં સપડાઇને પોતાના કુલશીલને ભસ્મીભૂત કરી બેઠી! જેણે તને આ સંકટમાં લાવી નાખી છે, તે પણ એવો તો સુંદર તરુણ પુરુષ છે કે, તેને જોતાં જ મનમાં અનુકંપાનો ઉદય થઈ આવે છે! પણ તમો ઉભયના અવિવેક અને અધૈર્યનું પરિણામ એ આવ્યું છે કે, તેને દેહાંતશિક્ષા અપાઈ છે અને તું દેશાંતરદંડને પાત્ર થઈ છે! શિવ, શિવ!" વૃદ્ધ મંત્રીએ પોતાનો ખેદ પ્રદર્શિત કર્યો.

"તારુણ્યના ઇન્ધનથી મદનજ્વાળા પ્રજળી હતી ખરી, પણ વિવેકનું સ્મરણ થતાં અમો ઉભય તે જ્વાળામાં સપડાઇને નીતિભ્રષ્ટ થયાં નથી જ! હું–પણ મારા પ્રિયતમનો એ દુષ્ટ રાજાની આજ્ઞાથી ક્યારે શિરચ્છેદ થવાનો છે, તે કૃપા કરીને જણાવશો?" અલકનન્દાએ પોતાની નિર્દોષતાનું સમર્થન કરીને પૂછ્યું.

"એક બે દિવસમાં જ!" મંત્રીએ કહ્યું.

"બહુ સારું, ત્યારે મારે પણ હવે સ્વર્ગવાસની તૈયારી કરી રાખવી ... કનન્દાએ કહ્યું.

"વત્સે! તારા હૃદયમાં કૃત કર્મનો પશ્ચાત્તાપ તો થતો જ હશે, રુ કે નહિ?" મંત્રીએ એક વિશિષ્ટ આશયથી પૂછ્યું.

"ધર્મપિતા, મેં કોઈ પણ પ્રકારે કોઈ કુકૃત્ય કર્યું જ નથી, તો ારા હૃદયમાં પશ્ચાત્તાપ શાનો? એક પત્ની પોતાના પતિમાં પ્રેમ રાખે, ા શું પાપ? જો પતિપત્નીનો સંબંધ અને સૃષ્ટિની ઉત્પત્તિનો નિયમ ે પાપ મનાતાં હોય, તો જ મારી અને મારા પ્રિયતમની કૃતિ પાપરૂપ ાની શકાય. પરંતુ જો પતિ સાથેના પત્નીના સંબંધને પાપ માનવામાં માવશે, તો તો વિશ્વની ભૂતકાલીન અને વર્તમાનકાલીન સર્વ સતી અને ાધ્વીના ઉપનામથી ઓળખાતી અબળાઓ પણ વ્યભિચારિણી વેશ્યાઓ જ સેદ્ધ થશે અને આ સમસ્ત સૃષ્ટિના લોકો વ્યભિચારથી જ ઉત્પન્ન થએલા મનાશે. વસ્તુ સ્થિતિ એવી નથી. પતિપત્નીનો સંબંધ તે અત્યંત પવિત્ર અને સ્વર્ગીય સંબંધ છે. મેં પણ મારા પ્રિયતમ સાથે તેવો જ સંબંધ રાખેલો હોવાથી પશ્ચાત્તાપ કરવાનું મને કાંઈ પણ કારણ નથી!" અલકનંદાએ ગંભીરતાપૂર્વક પોતાની પવિત્રતાનું પ્રબળતાથી સમર્થન કર્યું.

"અજ્ઞાન બાળા, જે વિનયે તને આવા સંકટમાં નાખી દીધી છે અને તારા નારી–અવતારને જેણે ભ્રષ્ટ કરી નાખ્યો છે, તે વિનયમાં અદ્યાપિ તારો પ્રેમ છે?" મંત્રીએ પૂછ્યું.

"ધર્મપિતા! કૃપા કરીને હવે મારા પ્રિયતમ–મારા સૌભાગ્યહેતુના સંબંધમાં આવા નિંદાત્મક શબ્દો ઉચ્ચારશો નહિ. તેણે મને સંકટમાં નથી નાખી, કિંતુ મને મળવા માટે આવતાં તેઓ સ્હામા મારા યોગે જ આ ભયંકર સંકટમાં આવી પડ્યા છે અને પ્રાણાંતદંડને પાત્ર થયા છે! તેમને સંકટમાં નાખનારી હું હોવાથી મારો તેમનામાં એવો પ્રેમ છે કે જેવો પ્રેમ મારો મારા પોતામાં પણ નથી!" અલકનંદાએ પ્રેમની દૃઢતાનો પરિચય કરાવ્યો.

"ત્યારે આ અપરાધ તારી સંમતિથી થએલો છે એમ જ ને?" મંત્રી બોલ્યો.

"અપરાધ કેવો? કોનો? મળવું અને બોલવું ચાલવું, એ અપરાધ હોય, તો અવશ્ય તે અપરાધ મારી સંમતિથી જ થએલો છે, એમાં શંકા નથી." અલકનંદાએ પુનઃ વિશેષ દૃઢતાથી કહ્યું.

"ત્યારે તો એ વિશે તારા હૃદયમાં પશ્ચાત્તાપ પણ વિશેષ પ્રમાણમાં થતો હોવો જોઇએ!" મંત્રીએ કહ્યું.

"પશ્ચાત્તાપ વળી કેવો? પશ્ચાત્તાપ પાપીને માટે છે! પતિ પત્નીએ મળવું, બોલવું, હાસ્ય કરવું એ પાપ હોય તો તે અમે કર્યું છે! પરંતુ ખરી રીતે એ પાપ ન હોવા છતાં રાજાની આંખમાં પાપ ઠર્યું છે અને

તેથી મારા યોગે વિના કારણ વિનયકાંતનો નાશ થાય છે અને એ નિર્દોષ પુરુષના વિનાશનું મૂળ કારણ હું છું, એ વિચારથી જ મારા હૃદયમાં પશ્ચાત્તાપ થાય છે. જો વારંવાર મને આવીને દર્શન દેવા માટેનો મેં તેને આગ્રહ ન કર્યો હોત, તો આજે આ વિઘાતક પ્રસંગ કદાપિ ન આવત !" અલકનન્દાએ સત્ય તત્ત્વ નિવેદિત કર્યું.

"વિનયનો વધ થયા પછી તારો શું કરવાનો વિચાર છે ? તારા કહેવા પ્રમાણે તેની સાથે તારાં લગ્ન થયાં નથી તેમ જ અપવિત્ર સંબંધના યોગે તારું શરીર પણ ભ્રષ્ટ થયું નથી. આવી અવસ્થામાં તું કોઈ બીજા પુરુષ સાથે લગ્ન સંબંધ કરીને સુખી થવાને સર્વથા સમર્થ છે !" મંત્રીએ કહ્યું.

"ધર્મપિતા, આપની આ ધારણા ભૂલ ભરેલી છે. જો કે મારો તેની સાથે બાહ્યતઃ વિધિપૂર્વક લગ્ન સંબંધ થયો નથી અને મારા શરીરની ભ્રષ્ટતા પણ થઈ નથી, એ સત્ય જ છે. છતાં હું મારા મનથી તેને વરી ચૂકી છું, એટલે મારો પતિ તો એ જ છે. આ ભવે પણ એ જ ને પર ભવે પણ એ જ. શું તમે નથી જાણતા કે:-

'આકાશમાં જ્યમ ચંદ્ર ને રવિ ઉભયની ગતિ એક છે,
રણવીર નરની સમરમાં અવનતિ ઉન્નતિ એક છે;
જ્યમ ધર્મ રાજાની સદા દૃઢ ધર્મમાં મતિ એક છે,
ત્યમ સતીનો આલોક ને પરલોકમાં પતિ એક છે;
નારી સતી નિજ જીવની પરવા જરા કરતી નથી,
જે વરી એક જ નાથને તે અન્યને વરતી નથી !'

"ત્યારે વિનયના મરણ પછી તારો શું કરવાનો વિચાર છે ?" વૃદ્ધ મંત્રીએ ખોંચીને પૂછ્યું.

"સહગમન ! સતીધર્મ !" અલકનંદાએ ઉત્તર આપ્યું.

"સતી થવું તે એક પ્રકારની આત્મહત્યા છે, અને આત્મહત્યાને શાસ્ત્રોએ નિષિદ્ધ માનેલી છે. જે આત્મહત્યા કરે છે, તે નરકવાસી થાય છે !" મંત્રીએ કહ્યું.

"આ આત્મહત્યા નથી, કિન્તુ પ્રેમ માટે આપેલું આત્મબલિદાન છે. પ્રદીપ્ત દીપકની શિખાપર તો અનેક પતંગો પ્રાણત્યાગ કરે છે, પણ બુઝાઈ ગયેલા દીપકપર પ્રાણ ત્યાગવા એ તો કોક પતંગ જ કરી શકે છે. જીવિત પતિમાં પ્રેમ રાખવો એમાં વિશેષ મહત્તા નથી, કિન્તુ મૃત ...ટે પ્રેમના અતિરેકથી પ્રાણનો તૃણ સમાન ત્યાગ કરવો એમાં જ પ્રેમનું ગૌરવ અને સન્માન છે—પતિના શબ સાથે બળીને

સતી થનારી નારી માટે નરકવાસ નહિ, પણ સ્વર્ગનું ઉદ્યાન છે!" અલકનંદાએ પોતાના વિચાર પ્રદર્શિત કીધા.

"તું હજી નાદાન છે અને આ સંસારના વ્યવહારથી સર્વથા અજ્ઞાન છે. આ પ્રેમના ઉન્માદને ભૂલી જા અને જીવીને સુખી થા. મરણ એક મહાભયંકર વસ્તુ છે! જ્યાંસૂધી મરણ સમક્ષ આવ્યું નથી ત્યાં સૂધી આવી વાતો થાય છે, પણ એકવાર કરાળ કાળ આવીને સ્હામો ઉભો રહ્યો એટલે આ બધી તીનપાંચ ભૂલી જવાય છે. આ તારો હઠવાદ છે અને એક પ્રકારનો મિથ્યા પ્રમાદ છે!" મંત્રીએ જવાબ દીધો.

"તમે ધર્મવાદને હઠવાદ કહો છો, તમે નાસ્તિક છો! ચાલ્યા જાઓ. હવે નહિ બોલું. તમને સતીના શાસનની ખબર નથી. સાંભળો, આ મારો હઠવાદ નહિ, પણ ધર્મવાદ છે; પ્રમાદ નહિ, પણ જ્ઞાનવાદ છે. ધર્મપિતા, તમે જો મારા હૃદયનું સાંત્વન કરવાને આવ્યા હો, તો એ જ ઉપદેશ આપો કે, 'હે પુત્રિ, આ નશ્વર સંસારને ભૂલી જા અને પતિ સાથે સ્વર્ગમાં વાસ કરી સદાને માટે સુખી થા'!" અલકનન્દા સદ્‌ગદિત સ્વરથી બોલી.

વૃદ્ધ મંત્રીનાં મંદ નેત્રોમાંથી આનંદ અને પ્રેમનાં અશ્રુ ખરી પડ્યાં. તે ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગ્યો;—"હે પવિત્રહૃદયા પુત્રિ, જે સ્થાનમાં દુઃખ, દ્વેષ અને અન્યાયનો સર્વથા અભાવ છે; સુખ, સંપ અને સંન્યાયનો પૂર્ણ પ્રભાવ છે; જ્યાં બીજાનાં સુખોમાં બાધા કરનાર રાજા જયસિંહ જેવા દાનવ—પાશવ વૃત્તિના પુરુષો વસતા નથી; બીજાના સુખમાં પોતાના સુખને માનનારા સંતુષ્ટ વૃત્તિના દેવ તુલ્ય લોકો જ્યાંથી ખસતા નથી; જ્યાં આનંદ અને આનંદનું જ ગાન છે; જે અક્ષય સુખનું સ્થાન છે, તે સ્વર્ગ સ્થાનમાં આનંદથી પતિ સાથે સિધારી જા; આ લોકમાં કીર્ત્તિ વધારી તારા નારી જન્મને સુધારી જા. તારા પતિના શિરચ્છેદ સમયે તારા સહગમન માટેની બધી તૈયારી હું કરાવી રાખીશ. તું હવે નિશ્ચિન્ત થઇને પ્રભુના ધ્યાનમાં નિમગ્ન થા—આ સંસારને ભૂલી જા!"

"ધર્મપિતા, અત્યારે આ આપનો મારાપર એવો અને એટલો બધો આભાર થયો છે, કે એ આભારના ભારથી હું કદાપિ મુક્ત થઇ શકવાની નથી!" અલકનન્દાએ કૃતજ્ઞતા દર્શાવી.

"એ મારું કર્ત્તવ્ય છે; આભાર કે ઉપકાર માનવાની કશી પણ અગત્ય નથી. હું તો પ્રભુને એ જ પ્રાર્થના કરું છું કે, જો પુનઃ મને મનુષ્યાવતાર પ્રાપ્ત થાય અને મારા ભાગ્યમાં સ્ત્રી સંતાનનું સુખ હોય, તો તારા જેવી સાધ્વી પુત્રી જ મને પ્રાપ્ત થજો." મંત્રી બોલ્યો.

"અને હું પણ પ્રભુ પાસેથી એ જ યાચના કરૂં છું કે, જો મારો પુનઃ સ્ત્રી તરીકે જ જન્મ થવાનો હોય, તો આપના જેવા ધર્મશીલ પિતા અને વિનયકાંત જેવા ધર્માનુરાગી તથા પ્રેમી પતિની જ પ્રાપ્તિ થજો. ભવોભવમાં મને એ જ પતિ મળજો." અલકનંદાએ કહ્યું.

"પરમાત્મા તારી આશાને સફળ કરો! હવે હું આજ્ઞા લઇશ." મંત્રીએ જવાની ઇચ્છા દર્શાવી.

"ધર્મપિતા, પધારો. આ અભાગિની અલકનન્દાને વિસારશો નહિ." અલકનન્દાએ આજ્ઞા આપી.

વૃદ્ધ મંત્રી ગુણાઢ્ય કોટડીમાંથી બહાર નીકળ્યો અને પાછો જ્યાં કોટવાલ બેઠો હતો ત્યાં આવ્યો. કોટવાલે પૂછ્યું; "કેમ દેવ, અલકનન્દાના અંતઃકરણની અવસ્થા શી છે?"

"કોટવાલ, વિનયકાંત, ભદ્રકાળી, અને અલકનન્દા ત્રણે માનવ કોટિના નહિ, પણ દેવ કોટિના જ યોગભ્રષ્ટ જીવ છે. એમની ધર્મનિષ્ઠા અને પ્રેમભાવનાને જોઇને હું તો મુગ્ધજ બની ગયો છું. આવા ધર્માવતારોપર આવો અત્યાચાર કરવામાં આવે છે, એ આ રાજ્યપર આવનારી અનિવાર્ય આપત્તિનું જ પૂર્વ ચિહ્ન છે. હજી પણ ઇશ્વર રાજાને સદ્બુદ્ધિ આપે અને ભાવિ આપત્તિનો આટલેથી જ અવરોધ થઈ જાય, તો સારૂં. મને જે ખેદ થાય છે તે એટલો જ કે, ખીલેલાં પુષ્પો તો બે દિવસ પોતાનો પ્રભાવ બતાવ્યા પછી સૂકાય છે; પણ આ કોમળ કલિકાઓ ખીલ્યા વિના જ મુર્ઝાય છે." મંત્રીએ કહ્યું.

"ભાવિ પ્રબળ છે–ઇશ્વરેચ્છા અનિવાર્ય છે!" કોટવાલે નિઃશ્વાસ યુક્ત ઉદ્ગાર કાઢ્યો.

"વારુ ત્યારે હું રજા લઇશ." મંત્રીએ કહ્યું.

"પધારો." કોટવાલે ઉત્થાન આપીને કહ્યું.

વૃદ્ધ મંત્રી ત્યાંથી ચાલી કારાગૃહના સિંહદ્વારમાંથી બહાર આવ્યો. એ વેળાએ અંધકારનું પૂર્ણ સામ્રાજ્ય વ્યાપેલું હતું.

"ખરેખર આ સર્વ રાજ્યની અને રાજાની અવનતિનાં ભયંકર ચિહ્નો જ છે, એમાં લેશમાત્ર પણ સંશય નથી. જે રાજા જિતેન્દ્રિય છે, તે રાજા જ પ્રજાને પોતાની આજ્ઞામાં રાખી શકે છે. જે રાજા વિષયાંધ થઇને અયોગ્ય કૃત્યમાં આસક્ત થાય છે, તે પોતે પોતાના હસ્તે જ પોતાના શિરપર ભયંકર આપત્તિને ખેંચી લાવે છે. રાજ્યરૂપ ભવ્ય મંદિરનો મૂળાધાર દૃઢ સ્તંભ પ્રજાનો સંતોષ છે. જ્યાં રાજાના અવિ-...ને અત્યાચારથી એ પ્રજાનો સંતોષ મંદ અને શિથિલ થાય છે ...ંતોષનો વિસ્તાર વધતો જાય છે, ત્યાં રાજ્યના વિનાશનું બીજ

રોપાય છે અને રાજ્યસહિત રાજા નષ્ટ થાય છે. કાળનું કારણ રાજા છે કે રાજાનું કારણ કાળ છે, એવી શંકા કરવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, રાજા જ કાળનું કારણ છે, એ સર્વથા નિર્વિવાદ અને નિઃસંશય છે. જો વિનયનો શિરચ્છેદ થશે, અલકનન્દાને દેશાંતર દંડ આપવામાં આવશે અને ભદ્રકાળીના પાતિવ્રત્યરૂપ ધનનું રાજા બળાત્કારે હરણ કરશે; તો પરમેશ્વરની આ રાજ્યપર વક્રદષ્ટિ થશે, ભદ્રકાળીનો કોપ ઉતરશે, અને તે વક્રદષ્ટિ રાજા તથા પ્રજા ઉભયને દગ્ધ તથા ભસ્મીભૂત કરી નાખશે. હું આ રાજ્યનો વૃદ્ધ સચિવ હોવાથી રાજાને યોગ્ય ઉપદેશ આપીને આ કુમાર્ગનો ત્યાગ કરીને તે સન્માર્ગમાં સંચરે એવું તેના મનમાં પરિણામ ઉપજાવવું એ મારું અત્યારે પ્રથમ કર્ત્તવ્ય છે. જો રાજા માનશે તો ઠીક, નહિ તો નિરપરાધી વિનયને બચાવવાની બીજી કોઈ યોજના બની શકશે તો કરીશ. પ્રયત્ન કરવો એ મારું કર્ત્તવ્ય છે; યશ મળે કે અપયશ મળે એ ઈશ્વરાધીન છે."

એ પ્રમાણેની મનોગત યોજના કરતો વૃદ્ધ મંત્રી પોતાના ગૃહ પ્રતિ ચાલ્યો જતો હતો; માર્ગમાં વારંવાર તેને ઉભું રહેવું પડતું હતું. કારણ કે, નગરમાં સર્વત્ર વિનય અને અલકનન્દાની ચર્ચા જ ચાલ્યા કરતી હતી. વિશેષતઃ લોકો એ ઉભયની પ્રશંસા અને રાજાની નિન્દા કરતા જોવામાં આવતા હતા. "પંચની વાણી તે પ્રભુવાણી જ હોય છે." એવી સાધારણ માન્યતા હોવાથી વિનય તથા અલકની પવિત્રતા તથા નિર્દોષતા વિશેનો વૃદ્ધ મંત્રીનો સંકલ્પ વિશેષ દઢ થયો. તે ગૃહમાં આવી સૂક્ષ્મ આહાર કરી વિશ્રાંતિકારિણી નિદ્રાના સેવન માટે શય્યામાં પડ્યો, પણ તે પરોપકારી અને પરહિતતત્પર સચિવને નવીન ઉદ્‌ભવેલી ચિન્તાના યોગે નિદ્રાનું સુખ મળ્યું નહિ. સમસ્ત રાત્રિ તેણે નાના પ્રકારના વિચારમાં ને વિચારમાં વીતાડી દીધી.



## એકાદશ પરિચ્છેદ.

### મંત્રીનો ઉપદેશ.

રાત્રે નિદ્રા ન આવેલી હોવાથી મંત્રી ઉષઃકાળમાં જ શય્યાનો ત્યાગ કરી પોતાનાં નિત્ય કર્મથી મુક્ત થઈ સંધ્યા આદિ કરીને રાજમહાલયમાં ગયો અને ત્યાં બ્હારના ઓરડામાં રાજાના આગમનની માર્ગપ્રતીક્ષા કરતો બેઠો. સૂર્યોદયને લગભગ એક પ્રહર જેટલો સમય વીતી જવા પછી રાજા પોતાના સાદા પોશાકમાં અંતઃપુરમાંથી બહાર આવ્યો. મંત્રીએ નમન કર્યું અને પૂછ્યું, "મહારાજાધિરાજને આજે કેમ વિલંબ થયો?"

"ગુણાઢ્ય, બે ચાર દિવસથી મારી પ્રકૃતિ કાંઈક અસ્વસ્થ રહ્યા કરે છે; ક્યાંય ચેન પડતું નથી. મોડી રાત થતાં સૂધી નિદ્રા ન આવવાથી ઉષઃકાળમાં આંખ લાગી ગઈ અને તેથી રોજ કરતાં આજે ઊઠવામાં જરા વિલંબ થયો;" રાજાએ જણાવ્યું.

"પરમાત્મા આપની પ્રકૃતિમાં સત્વર સ્વસ્થતા આપો !" મંત્રી બોલ્યો.

"આજે પ્રભાતમાં જ આગમનનો પરિશ્રમ કેમ વેઠવો પડ્યો? કોઈ એવું ગહન રાજકાર્ય આવી પડ્યું છે?" રાજાએ પૂછ્યું.

"કાંઈ કારણ છે તો ખરું."

"શું છે? બોલો."

"આજે આપને કેટલોક કટુ ઉપદેશ આપવાની ઇચ્છાથી અહીં આવ્યો છું. અભયવચન આપવામાં આવે તો હું મારા અંતઃકરણના ભાવો અને પ્રજાના વિચાર—લોકચર્ચા નિવેદન કરું! ધર્મ કરતાં ધ્વંસ ન થાય એનો મને બહુજ ભય છે." મંત્રીએ કહ્યું.

"મંત્રી, તમે મારા પિતાના સમયના વૃદ્ધ અને હિતૈષી સચિવ હોવાથી, હું તમને પિતાતુલ્ય માનું છું! તમારે આવો સંકોચ રાખવાની કશી પણ અગત્ય નથી. છતાં જો તમારા હૃદયમાં ભય હોય, તો તમને આનંદથી અભયવચન સાથે આજ્ઞા આપવામાં આવે છે કે, જે કાંઈ કહેવાનું હોય તે સંકોચ વિના સ્વતંત્રતાથી કહી સંભળાવો !" રાજાએ આજ્ઞા આપી.

"અન્નદાતા! ન્યાય મંદિરમાં વિરાજો અને વિનય તથા અલકનંદાને નિર્દોષ સિદ્ધ કરીને છોડી મૂકો! એમાં જ આપની અને આપના ન્યાયની મહત્તા અને પ્રતિષ્ઠા છે. એ બન્ને નિરપરાધી છે, અને નિરપરાધીઓને દંડ દેવાથી રાજ્યની સર્વ પ્રકારે હાનિ છે!" મંત્રીએ કહ્યું.

"અપરાધીઓને છોડી મૂકું, ન્યાયના નામને કલંકિત કરું અને મારી સત્તાના પ્રભાવમાં ન્યૂનતા કરું? આજે તમે મને આ કેવા પ્રકારની સૂચના કરો છો, તે હું સમજી શકતો નથી." રાજાએ આશ્ચર્ય દર્શાવ્યું.

"મહારાજાધિરાજ, મનુષ્ય માત્રમાં દોષો તો રહેલા જ છે, રાજા કે રાણી, રાજપુત્ર કે સચિવ, કોઈ દોષમુક્ત નથી. પરંતુ રાજામાં તે દોષો વિશેષ પ્રમાણમાં છે! યૌવન, ધનસંપત્તિ, સત્તા અને કુલીનતા એમાંની એક એક વસ્તુ પણ મહા અનર્થનું કારણ થઈ પડે છે; તો પછી જ્યાં એ ચારે વસ્તુની એકત્રતા થએલી હોય, ત્યાં કેવો અનર્થ થવો જોઈએ કલ્પના આપ પોતે જ કરી શકશો. રાજામાં આ ચારે વસ્તુઓની એકત્રતા હોવાથી રાજાઓ અનર્થના મહાન્ ઉત્પાદકો હોય છે;

અને તેથી જ અંતે તેમનો નાશ થઈ જાય છે!" મંત્રીએ રાજાના સ્વાભાવિક દોષોનું દર્શન કરાવ્યું.

તેથી ચમકતો ને કંટાળો બતાવતો રાજા બોલ્યો;–"આ સર્વ વિવેચન કરવામાં તમારો આશય શો સમાયલો છે?"

"શિરચ્છત્ર! આમ કંટાળો ન ખાઓ. મારી વાર્તાને શાંતિથી સાંભળો અને તે વિશે ક્ષણભર શાંતિથી વિચાર કરો. અન્ય દોષોથી જે જે રાજાઓનો વિનાશ થયો છે તે ઉદાહરણોનો અત્યારે વિચાર ન કરતાં કેવળ કામના દોષથી કેટલા અને કેવા કેવા મહાન્ મહીપતિઓનો નાશ થઈ ગયો છે એજ માત્ર હું આપને કહી સંભળાવું છું. નક્ષત્રોનો રાજા ચંદ્ર, ગુરુપત્ની સાથે ગમન કરવાથી તેજ:ક્ષયને પામ્યો છે; નહુષ રાજા પરસ્ત્રીના અભિલાષથી મહાભુજંગના નીચ અવતારને પામ્યો હતો; યયાતિ રાજા બ્રાહ્મણકન્યાનું પાણિગ્રહણ કરીને પતિત થયો હતો; સુદ્યુમ્ન પણ એવા જ કોઈ કારણથી સ્ત્રીમય જ થઈ ગયો હતો; પુરુકુત્સ મહા તપસ્વી હોવા છતાં મેકલકન્યા સાથે કુકર્મ કરીને વિનાશને પાત્ર થયો હતો; કુવલયાશ્વ રાજાએ નાગ લોકમાં જઈને કામવશ થઈ ખેચરીની કન્યા સાથે ભ્રષ્ટ વ્યવહાર કર્યો હતો; સંવરણક રાજાએ પોતાના મિત્રની કન્યા સાથે વ્યભિચાર કરી મિત્રદ્રોહનું પાતક વ્હોરી લીધું હતું; અને પાંડુ રાજા શાપિત હોવા છતાં મદનરસમાં લુબ્ધ અને લીન થવાથી તત્કાળ મૃત્યુને પાત્ર થયો હતો. વ્યભિચાર કે મદનવિકારવડે રાજાઓના વિનાશનાં આવાં બીજાં પણ સહસ્રાવધિ ઉદાહરણો મળી શકે છે. જે દોષથી રાજાઓ પોતે જ મુક્ત નથી, તે દોષનો સત્ય કે અસત્ય આરોપ કરી પ્રજાજનોને પ્રાણાન્ત શિક્ષા આપવાનું સાહસ કરવું અને પ્રજાની અગાધ અપ્રિયતા મેળવવી એ દક્ષ રાજાનું કર્તવ્ય નથી!" પ્રધાન ગુણાઢ્યે પ્રભાવપૂર્વક દૃઢતાથી કહ્યું.

"જે રાજાઓ મદનવિકારને વશ થઇ વર્તતા હોય અથવા તો વ્યભિચાર આચરતા હોય, તેમને જ માત્ર એવા અપરાધીઓને શિક્ષા કરવાનો અધિકાર નથી; પણ જે રાજા પોતે અવ્યભિચારી હોય, તેને આ નિયમ લાગૂ પડી શકતો નથી!" રાજાએ પોતાની પવિત્રતાનું પ્રદર્શન કરાવતાં કહ્યું.

"મનુષ્ય, જે પોતાને સર્વથા નિર્દોષ માનવા અને મનાવવાનો પ્રયત્ન કરે છે તે તેની ભયંકર ભૂલ છે! મદનવિકારના પાશથી મોટા મોટા અરણ્યવાસી ઋષિમુનિઓ પણ છટકી શક્યા નથી, તો એ પાશમાંથી આપ સર્વથા છટકી જાઓ, એ અશક્ય અને અસંભવનીય જ છે.
કને હૃદયમાં સ્થાન આપો અને જરા પોતાના દોષને પણ જો

કેવળ પ્રજાના દોષ જોવા અને પોતાના દોષોને દબાવી રાખવા એ રાજાનું કર્તવ્ય નથી. રાજનીતિશાસ્ત્ર પોકાર કરીને એમ કહે છે કે, 'आत्मनश्च प्रजायाश्च दोषदर्श्युत्तमो नृपः' જે પોતાના અને પ્રજાના દોષ શા છે, એનો સમાનદૃષ્ટિથી વિચાર કરે છે, તે જ ઉત્તમ રાજા છે." વૃદ્ધ મંત્રીએ વિશુદ્ધ ઉપદેશમય વાક્યોનો ગંભીર સ્વરથી ઉચ્ચાર કર્યો.

મંત્રીની આ સ્પષ્ટોક્તિથી પાપી રાજાના મુખમંડળમાં કિંચિત્ કાલિમા દગ્ગોચર થવા લાગી. ચાણક્ય મંત્રી તે કાલિમા જોઇ શક્યો. રાજા પોતાના પાપને પ્રાચ્છાદિત કરવાના ઉદ્દેશથી બોલ્યો કે;–"મને પણ તમે એ અપરાધનો ભાગી ગણો છો! જો એમ જ હોય, તો તમારી પણ ભૂલ છે! કારણ કે, મારા હાથે કદાપિ એવો અપરાધ થયો પણ નથી અને હવે પછી ભવિષ્યમાં થવાનો સંભવ પણ નથી."

"રાજન્; આટલીવાર સૂધી મારી એવી ધારણા હતી કે, આપ મારા અન્યોક્તિરૂપ ઉપદેશના રહસ્યને સમજી જશો અને આ અસાચારને ત્યાગવા તરત તૈયાર થશો. પરંતુ તમારા પોતાની નિર્દોષતાને બલાત્કારે સિદ્ધ કરવાના પ્રયત્ન કિંવા દુરાગ્રહને જોઇને મારી એ ધારણા ભૂલ ભરેલી હતી, એમ હવે હું પ્રત્યક્ષ જોઇ શકું છું. સંકેતમાં આપ ન સમજ્યા તો હવે હું નિર્ભયતાથી પ્રત્યક્ષ જણાવું છું. વ્યભિચારના દ્વારમાં પ્રવેશ કરીને મદનવિકારની તૃપ્તિ માટેનો અપરાધ આપના હાથે થયો છે જ! એટલું જ નહિ, પણ અત્યારે આપ એ અપરાધના આજ્ઞાનુવર્તી દાસ થઇને જ મનની સ્વસ્થતાને ખોઈ બેઠા છો! ભદ્રકાળીના પાતિવ્રત્યનું છેદન કરવાને અદ્યાપિ આપ સમર્થ થયા નથી, અને હું ધારું છું કે, એ કાર્યમાં હવે પછી પણ આપને નિરાશા જ મળવાની છે!" રાજહિતૈષી મંત્રીએ મનઃસંયમ ન થવાથી પોતાના મનમાં જે કાંઈ સત્ય હતું તે બધું એવી દઢતાથી બહાર કાઢ્યું કે રાજા જયસિંહ સડક જ થઇ ગયો.

"વૃદ્ધ સચિવ ગુણાઢ્ય દેવ, મને એવી આશા નહોતી કે, તમને આપેલી સ્વતંત્રતાનો તમે આવો દુરુપયોગ કરશો, અને મારા સન્મુખ જ મારી માનહાનિનો પ્રયત્ન આદરશો! તમને કોઇએ ભમાવ્યા છે તેથી જ તમે મારાપર આવા મલિન આક્ષેપો કરો છો. ભદ્રકાળીના પાતિવ્રત્યછેદનનો પ્રયત્ન મેં કદાપિ કર્યો જ નથી. હું સર્વથા નિર્દો અને નિરપરાધી છું. મેં તમને અભયવચન આપ્યું છે અને તમને હું પૂજ્ય માનું છું. એટલા માટે આજના તમારા આ અપરાધની હું ક્ષમા ... છું! પણ હવેથી કૃપા કરીને આવો અપરાધ બીજીવાર ન કરશો.

અને અનુભવી ધર્માત્મા મંત્રી હોવા છતાં આજે તમને નીચ

અપરાધીઓનો પક્ષપાત કરતા જોઇને મારા આશ્ચર્યનો અવધિ થયો છે! અફસોસ!" અંતે રાજાએ નિરુત્તર થવાની સ્થિતિમાં આવી પડવાથી સત્તાના શસ્ત્રનો ઉપયોગ કર્યો.

"હું પણ એમ જ ઇચ્છું છું કે, આપના હાથે એ અપરાધ ન થયો હોય! અને ન થાય! કારણ, પાપ બોલતું નથી પણ બોળી મારે છે, એટલા માટે જ મારે આ કટુ શબ્દો ઉચ્ચારવા પડ્યા છે. મને આ સાહસની ક્ષમા આપવા માટે હું આપનો આભાર માનું છું! મેં માત્ર મારો ધર્મ બજાવ્યો છે!" વૃદ્ધ મંત્રીએ કુટિલ નીતિનો મૃદુ પ્રયોગ કર્યો.

એટલામાં એક અનુચરે આવીને રાજાને નમન કરી કહ્યું:–"કૃપાનાથ, એક મનુષ્ય આ પત્ર આપને આપવા માટે આપી ગયો છે." એમ કહીને તે પત્ર તેણે રાજાના હાથમાં આપ્યું.

રાજાએ તે પત્ર ઉકેલ્યું, વાંચ્યું. તેમાં આ પ્રમાણેનો લેખ હતો.

"કામાંધ રાજા જયસિંહ,

મારા નિરપરાધી બંધુ **વિનયને** જે શિક્ષા કરવાની હોય તે હવે વિલંબ ન કરતાં સત્વર કરી દેજે! હું કદાપિ તારી પાપવાસનાને આધીન થવાની નથી. મારા એવા સહસ્ર બંધુ હોય, તોપણ તેમના જીવનનું મૂલ્ય મારા પવિત્ર પાતિવ્રત્યના મૂલ્ય સમક્ષ કાંઈ પણ નથી. મારા બંધુની પણ પોતાની ભગિનીના અલભ્ય સતીત્વના ભોગે ક્ષુદ્ર જીવનને ખરીદી લેવાની ઇચ્છા નથી. **અલકનન્દા** પણ પોતાને જે દંડ આપવામાં આવે તે ભોગવવાને તૈયાર જ છે! હવે હું તારા અપવિત્ર આગારમાં આવવાની નથી અને બંધુની પ્રાણરક્ષા માટે પ્રાર્થના કરવાની નથી. મહામાયા ભદ્રકાળી તારા જેવા દુષ્ટાત્મા રાજાના મુખદર્શનનો પ્રસંગ ન લાવે! વધસ્થાનમાં મારા બન્ધુના અંતિમ દર્શનનો લાભ મેળવી આ અપવિત્ર રાજ્યનો હું સદાને માટે ત્યાગ કરીશ. મારા પાતિવ્રત્યનું સંરક્ષણ મારી માતા ભદ્રકાળીને ચરણે છે. જો તારું શી—

**ધર્માનુરાગિની ભદ્રકાળી."**

આ પત્ર વાંચતાં જ રાજાના હૃદયમાં કોપની ભયંકર જ્વાળા પ્રકટી અને તેની અગ્નિશિખાનું તેનાં આરક્ત નેત્રોમાં દર્શન થવા લાગ્યું. પરંતુ વૃદ્ધ મંત્રી પાસે બેઠેલો હોવાથી પોતાના એ ક્રોધને મુખદ્વારા પ્રકટ ન કરતાં તે પત્ર તેણે ફાડીને ફેંકી દીધું અને પત્રની છિન્નવિચ્છિન્નતાથી ક્રોધનું શમન કર્યું. પુનઃ અનુચરે આવીને પ્રાર્થના કરી કે;–"મહારાજાધિરાજ, **ભદ્રસિંહ** કાંઇક યુદ્ધસમાચાર લાવ્યા છે અને આવવા માટે આપની આજ્ઞાની માર્ગપ્રતીક્ષા કરતા બહાર ઊભા છે."

"તેને સત્વર અહીં મોકલ." રાજાએ આજ્ઞા કરી.

અનુચર નમન કરીને ચાલ્યો ગયો.

## દ્વાદશ પરિચ્છેદ.

### વિજયસમાચાર અને ગર્વવૃદ્ધિ.

"મહારાજાનો જયજયકાર થાઓ! સિંહાસન અમર તપો! ધન ધાન્ય આયુષ્ય પરિવારની વૃદ્ધિ થાઓ! શત્રુઓનો સંહાર થઈ જાઓ!" ગુપ્તચરોના વરિષ્ટ અધિકારી ભદ્રસિંહે આવતાં જ રાજાને નમન કરીને રાજભક્તિદર્શક ઉદ્દ્ગાર કાઢ્યા.

"શત્રુઓનો સંહાર થઈ જાઓ!" આ શબ્દો ગુપ્તચરના મુખમાંથી જેવા બહાર પડ્યા કે તેની સાથે નિર્ધૂમ વ્યોમમાં ખડખડાટ કોઈના હસવાનો સ્વર સંભળાયો. રાજા, મંત્રી, ગુપ્તદૂત, સર્વ ચકિત, દિગ્મૂઢ–પાષાણમય પ્રતિમારૂપ બની ગયા. જાણે ભૂતે, પ્રેતે–રાક્ષસે ભરખી ખાધા હોય તેવા બની ગયા. થોડીવાર લગી તે સર્વ એક બીજાના મુખને ટગર ટગર જોતા બેસી રહ્યા. ત્યાર પછી રાજા બોલ્યો:–"મને લાગે છે કે આ ભ્રાંતિ છે–ખાલી સ્વર છે! બીજું કંઈજ નથી."

"ના, મહારાજ! એ કંઈ આપત્તિ સૂચવે છે!" વૃદ્ધ મંત્રીએ કહ્યું.

"દીવાનજી, તમે ઘરડા થયા એટલે વહેમીલા પણ થયા છો!" રાજાએ કહ્યું.

"એમ જ છે!" ગુપ્તચરે રાજાને રાજી રાખવાના ઉદ્દેશથી કહ્યું. "છે તો કાંઈ નહિ, ખાલી કલ્પના જ છે. મને પહેલે ભ્રાંતિ થઈ ખરી, પણ પછી તો કાંઈજ જણાયું નહિ."

"મૂઢ! પ્રસન્નતાને મેળવવાનો મિથ્યા પ્રયત્ન ન કર! દૈવી આપત્તિયો કહીને આવતી નથી–અહીં તો દુંદુભિનાદ કરતી આવે છે!" મંત્રીએ ગંભીરતાથી કહ્યું.

રાજાને ભય તો વ્યાપ્યો હતો, પણ તેને દૂર કરી–હસી કાઢી ગુપ્તચરને કહ્યું; "તારી વાત આગળ ચલાવ! યુદ્ધના શા સમાચાર છે? વિજય કોનો છે અને પરાજયનો ભાગી કોણ છે?"

"પ્રતાપી રાજન્, આપણા શૂરવીર સેનાપતિ રણપાળે શત્રુ પક્ષના સરદાર મલીક અસદ્ખાનને રણક્ષેત્રમાંથી મારી હટાવ્યો છે, તેના અનેક સૈનિકોને તલવાર, બાણ અને નાલિકા આદિ શસ્ત્રાસ્ત્રથી ધૂળ ચાટતા કરી દીધા છે, જે થોડા ઘણા બચ્યા તેઓ જીવ લઈને શિયાળવાં પેઠે ગચ્છંતી કરી ગયા છે, મુસલમાન સૈન્યમાંના કેટલાક પુરુષોને ગુલામ તરીકે અને કેટલીક સ્ત્રીઓને ગુલામડી તરીકે પકડવામાં છે, તેમ જ બે હાથી અને કેટલાક ઘોડાઓ તેમના બધા સરં-

જામ સાથે લૂટ તરીકે આપણા હાથમાં આવ્યા છે. મલીક અસદ્‌ખાન, બાયલા પ્રમાણે પીઠ બતાવીને રણભૂમિમાંથી પલાયન કરી ગયો છે, તે હવે પાછો આવશે! વિજય ચાંપાનેરના અખંડ પ્રૌઢ પ્રતાપી મહારાજાધિરાજ જયસિંહરાજનો છે અને યવનશત્રુ પરાજયના ભાગી થઇને ભાગી ગયા છે!" ભદ્રસિંહે ભવ્ય મુદ્રા અને વીરરસભરિત સ્વરથી વિજયસમાચાર સંભળાવ્યા.

"શાબાશ! રણપાળે રણમાં ચાંપાનેરનો વિજય વર્ત્તાવીને ક્ષત્રિયોની કીર્તિને જાળવી તો ખરી!" મંત્રીએ રણપાળના શૌર્યની પ્રશંસા કરી.

"મહમૂદ બેગડો અને તેના સરદારો આજ કાલ મદથી ઘણા જ છકી ગયા છે અને હિન્દુ રાજ્યોને નષ્ટ ભ્રષ્ટ કરવાનો ધંધો જ આદરી બેઠા છે. જૂનાગઢ રાજ્યમાં ફાવી જવાથી તેણે આપણા રાજ્યપર દૃષ્ટિપાત કર્યો છે અને આવો ઉત્પાત આરંભ્યો છે. પણ એને ખબર નથી કે, ચાંપાનેરનો રાજા પ્રખ્યાત ચહુઆણ વંશીય છે અને તે જૂનાગઢના રાજા પ્રમાણે જોતજોતાંમાં દબાઇ જાય તેમ નથી. મહમૂદ બેગડાથી ચાંપાનેરનું રાજ્ય કદાપિ લઇ શકાય તેમ નથી." રાજા જયસિંહ આત્મશ્લાઘા અને ગર્વનું દર્શન કરાવતો બોલ્યો.

"રાજન્! અત્યારે તો દેવી ભદ્રકાળીની કૃપાથી રણક્ષેત્રમાં આપણો વિજય થયો છે, પણ આ વિજય તે વિજયની ગણનામાં નથી. એક સાધારણ થાણદારે આપણા રાજ્યમાં પોતાના થોડા સૈનિકોને સાથે રાખીને લૂટફાટ ચલાવવા માંડી અને તેને આપણે મારીને હટાવ્યો તેમાં શું? યુદ્ધની પદ્ધતિ પ્રમાણે મહમૂદ બેગડાના વિશાળ સૈન્ય સાથે રણભૂમિમાં યુદ્ધ કરીને આપણે વિજય મેળવ્યો નથી. અલ્પ વિજયથી ગર્વ ધારણ કરી નિશ્ચિંત થતા ના!" વૃદ્ધ મંત્રી ગુણાઢ્યે સૂચના કરી.

"નિશ્ચિન્ત ન થવાનું કારણ?" રાજાએ ભ્રકુટીને વક્ર કરીને પૂછ્યું.

"એ જ કે, મલીક અસદ્‌ના આ પરાજયની વાર્ત્તા જ્યારે મહમૂદ બેગડાના જાણવામાં આવશે, તે વેળાએ તે પોતાના દોષનો લેશ માત્ર પણ વિચાર ન કરતાં આ પરાજયનો બદલો લેવાને તૈયાર થઈ જશે. મુસલમાનોની રાજનીતિ અત્યાર લગી એ જ પ્રકારની ચાલતી આવી છે. તેઓ પોતાના દોષનો કદાપિ વિચાર કરતા જ નથી, કેવળ બીજાના દોષોનું જ દર્શન કરે છે. વળી બેગડો પોતે મહા સાહસી અને પરાક્રમી સુલતાન છે. તે આ અપમાનને સહન કરીને બેસી રહેશે નહિ. જો આપની ખરેખરી નિશ્ચિન્તતાને મેળવવાની જ ઇચ્છા ... તો અત્યારથી જ યુદ્ધ સામગ્રી અને સૈનિકોની વ્યવસ્થા કરી

મહમૂદ સુલતાન પોતાના પ્રબળ સૈન્ય સહિત ચઢી આવે, તો પણ યુદ્ધમાં લડીને વિજયની આશા રાખી શકાય. વિશેષ હિતાવહ માર્ગ તો એ છે કે, પોતાની બરાબર વ્યવસ્થા કર્યા પછી સુલતાન પાસેથી મલીક અસદ્‌ની આપણા અપરાધી તરીકે માગણી કરો અને તેને જો સુલતાન આપણા કબજામાં ન સોંપે તો એ કારણને આગળ ધરીને અમદાવાદ પર ચઢાઇ કરો અને યુદ્ધમાં વિજય મેળવી ગુજરાતમાંથી મુસલમાની રિયાસતના વૃક્ષને જડમૂળથી ઉખેડી નાખો. રાજનીતિનું તત્ત્વ એવું છે કે, જે રાજા રોગ અને શત્રુનો ઉત્પન્ન થતાંની સાથે જ નાશ નથી કરતો, તે પોતે ગમે તેવો અને ગમે તેટલો બળવાન્ હોય, તો પણ અંતે ઉપેક્ષાના યોગે, તેને તે રોગ અથવા શત્રુ વૃદ્ધિંગત થઇને ઠાર કરી નાખે છે. જે રાજાને પોતાના નિષ્કંટક કલ્યાણની ઇચ્છા હોય, તેણે નીતિ ને જનહિતનો માર્ગ પકડી, પ્રજાને રંજિત કરી શત્રુનાં પરાક્રમો જો વૃદ્ધિંગત થતાં દેખાતાં હોય, તો તેની કદાપિ ઉપેક્ષા કરવી નહિ. નીતિનિપુણો વધતા રોગ અને શત્રુને એક સરખા જ માને છે. ગર્વથી અંધ થએલો રાજા જો બેપરવાઇ અને આલસ્યથી ક્ષીણબળ-શત્રુની પણ ઉપેક્ષા કરે, તો જે શત્રુ સહજ સાધ્ય હોય છે, તે જ શત્રુ ઉપેક્ષિત રોગ પ્રમાણે ધીમે ધીમે અસાધ્ય થઇ જાય છે. પછી તેને પરાજિત કરવાનું બહુ જ કઠિન થઇ પડે છે.” વૃદ્ધ મંત્રીએ રાજનીતિનો યથેષ્ટ બોધ આપ્યો.

“રાજનીતિજ્ઞ અને અનુભવી વૃદ્ધ સચિવશ્રેષ્ઠનો આ ઉપદેશ યથાર્થ અને માન્ય કરવા યોગ્ય છે.” ભદ્રસિંહે અનુમતિ દર્શાવી.

“ગુણાઢ્ય દેવ, વૃદ્ધાવસ્થાના યોગે જેમ તમારાં ગાત્ર શિથિલ થયાં છે, તે જ પ્રમાણે સાહસ અને શૌર્યની તમારી ભાવનાઓ પણ શિથિલ થઇ ગએલી હોય, એમ કલ્પના કરી શકાય છે. ભાવિ ભયના વિચારથી અત્યારે જ પોતાના ઉત્સાહ અને વિજયાનંદને ત્યાગીને ચિન્તાનું પોષણ કરવું એ બુદ્ધિમાનોનું કર્ત્તવ્ય નથી. અમદાવાદના સુલતાનોની આંખમાં આ હિન્દુ રાજ્ય શલ્ય પ્રમાણે ખૂંચ્યા કરે છે અને આપણી સાથે તેમનો લાંબા સમયથી વૈરભાવ ચાલૂ છે, એ વાર્તા મારા સ્મરણમાં નથી, એમ જો તમે ધારતા હો તો તે તમારી ભૂલ છે. મહમૂદ બેગડો જે વેળાએ ચડી આવશે, તે વેળાએ તલવારનો જવાબ તલવારથી વાળવાને આ જયસિંહ સર્વ પ્રકારે સમર્થ છે. સુલતાને શસ્ત્ર ધારણ કર્યાં છે, તો આપણે કાંઇ ચૂડીઓ પ્હેરીને નથી બેઠા. મુસલમાનોની તરવાર ક્ષત્રિયોની તલવારની ધાર વધારે તીક્ષ્ણ અને મર્મભેદક છે! આજે જે વિજય થયો છે, તે ભાવિ અભંગ વિજયના પૂર્વચિહ્નરૂપ

છે ! ભદ્રસિંહ, નગરમાં વિજયના ઉત્સવની તૈયારી કરાવવાનો કોટવાલને મારો હુકમ સંભળાવો અને વિજયી સેનાપતિને બહુ જ આદર અને ધામધૂમથી રાજસભામાં લાવો." રાજાએ મંત્રીના બોધનું ખંડન કર્યું.

"મારા જેવા વિચારો હોય, તે પ્રસંગાનુસાર મહારાજાનાં ચરણોમાં નિવેદિત કરવા, એ મારો ધર્મ છે. તે વિચારોને માન્ય રાખી તે પ્રમાણે વર્તવું કે ન વર્તવું એ આપની ઇચ્છાને આધીન છે. પોતાને જેમ યોગ્ય લાગે તેમ વર્તવાને મહારાજા સ્વતંત્ર છે." વૃદ્ધ મંત્રીએ પોતાના ઉપદેશનું વિપરીત પરિણામ થએલું જોઇને સમયસૂચકતાનો ઉપયોગ કરી વિસ્તારેલી બાજીને પાછી સમેટી લીધી.

એટલામાં કોટવાલ આવ્યો. તેણે રાજાને પ્રણામ કરીને જણાવ્યું કે;–"આજે વ્યભિચારીઓમાંના ચાર અપરાધીઓ પકડાયા છે !"

"તેમને અત્યારે તો કારાગૃહમાં રાખો. ચાર છ દિવસ પછી તેમનો ન્યાય કરવામાં આવશે. આજે વિજયી સેનાપતિ રણપાળના સત્કાર માટે નગરમાં સર્વને ધામધૂમ કરવાની આજ્ઞા આપો. આજનો દિવસ દીપોત્સવીના ઉત્સવ સમાન પાળવાનો છે !" રાજાએ આજ્ઞા કરી.

"જેવી મહારાજની આજ્ઞા !" કોટવાલે કહ્યું.

"મારી બીજી આજ્ઞા એ છે કે, જેવી રીતે આજે મારા શૌર્યના વિજયને નિહાળવાનો લોકોને પ્રત્યક્ષ પ્રસંગ પ્રાપ્ત થયો છે, તે જ પ્રમાણે લોકોને મારા અપક્ષપાત ન્યાયના વિજય રંગને જોવાનો અવસર મળે, એટલા માટે વ્યભિચારી વનયના શિરચ્છેદની તૈયારી પણ કરો ! પરમ દિવસ સુધીમાં સર્વ તૈયારી થઇ જવી જોઇએ; કારણ કે, આજથી ચોથે દિવસે પ્રભાતમાં સર્વ નાગરિકો સમક્ષ તેનો શિરચ્છેદ થાય, એવી મારી ઇચ્છા છે. હું પોતે પણ મારા પ્રધાનમંડળ સાથે ત્યાં આવીશ !" અચાનક ભદ્રકાળીના પત્રનું સ્મરણ થઇ આવતાં પોતાના આંતરિક વૈરનો બદલો લેવાના હેતુથી રાજાએ નિર્દયતાભરેલી એ આજ્ઞા આરક્ત નેત્ર અને તિરસ્કારદર્શક મુદ્રાથી કોટવાલને સંભળાવી.

"બહુ સારું, અન્નદાતા ! ત્યારે હવે મને આજ્ઞા ?" કોટવાલે પૂછ્યું.

"ભલે જાઓ." કોટવાલને રાજાએ જવાનો સંકેત કરીને કહ્યું.

કોટવાલ અને ભદ્રસિંહ ચાલતા થયા. પછી વૃદ્ધ મંત્રીએ રાજાને પ્રાર્થના કરી;–"ધર્માવતાર, અપરાધીઓને શિક્ષા તો થવાની જ છે, તો પછી જો તેમને તેમની ઇચ્છા પ્રમાણે જ એ શિક્ષા ભોગવવાની સ્વતંત્રતા આપવામાં આવે, તો તેથી ન્યાયની કાંઇ હાનિ થવાનો સંભવ છે ખરો ?"

"અપરાધીઓ એ શિક્ષા કેવી રીતે ભોગવવા ઇચ્છે છે?" રાજાએ ગંભીરતા અને આડંબરથી પૂછ્યું.

"અલકનન્દાને દેશાન્તરદંડની શિક્ષા આપવામાં આવી છે, પણ તેનો પોતાના પ્રિયતમ સાથે સહગમન કરીને સતી થવાનો દૃઢ વિચાર છે; તેમજ વિનયકાંતનો પણ એવો મનોભાવ છે કે ચાંડાલના હાથે તેનો શિરચ્છેદ કરાવવાને બદલે જો તેને જીવતાં જ ચિતામાં પ્રવેશ કરી મરણને શરણ થવાની આજ્ઞા આપવામાં આવે, તો વધારે સારું. બન્ને અપરાધીઓ એક જ ચિતામાં બળી મરવાની ઇચ્છા ધરાવે છે." વૃદ્ધ મંત્રીએ અલકનન્દા તથા વિનયકાંતની ઇચ્છા રાજાને જણાવી.

રાજા પ્રથમ તો થોડીવાર વિચારમાં પડી ગયો; અને ત્યાર પછી બોલ્યો કે;–"જો અપરાધીઓની એવી રીતે જ પ્રાણત્યાગ કરવાની ઇચ્છા હોય, તો તેમની એ ઇચ્છાને પૂર્ણ થવા દેવામાં કોઇપણ પ્રકારે ન્યાયની હાનિ નથી. વિનયકાન્તને દેહાંતશિક્ષા થવી જોઇએ એટલો જ માત્ર ન્યાયનો ઉદ્દેશ છે; પછી તેના પ્રાણનો કોઇપણ પ્રકારે નાશ થાય, એની સાથે ન્યાયને કશો પણ સંબંધ નથી. હવે જો કે અલકનન્દાને, તે સ્ત્રી હોવાથી ન્યાય એ પ્રાણાંતશિક્ષા આપી શકતો નથી; પણ તે જ્યારે પોતાની ઇચ્છાથી જ સતી થાય છે, તો તેને તેના એ પવિત્ર કૃત્યથી અટકાવવાની ન્યાયને કશી પણ સત્તા નથી."

"સતીના શરીરદહન માટેની ચિતાની રચના ભિન્ન પ્રકારની થતી હોવાથી એ સર્વ વ્યવસ્થા હું કરીશ. વળી એ માટે જે ધનનો વ્યય થાય, તેમાં જો સંકોચ વૃત્તિ નહિ રાખવામાં આવે, તો તેથી રાજાની કીર્ત્તિ થવાનો સંભવ છે. પછી તો જેવી મહારાજાની ઇચ્છા!" મંત્રીએ કહ્યું.

"એની વ્યવસ્થા તમે કરજો અને જો અપરાધીઓને કાંઇ દાન ધર્મ કરવાની ઇચ્છા હોય, તો તે માટેની સગવડ પણ કરી આપજો: સંકોચ નામમાત્રને પણ કરશો નહિ. આવા સમયમાં તો આપણે ઉદારતા જ બતાવવી જોઇએ." રાજાએ ઉદારતા બતાવવાની આજ્ઞા આપીને પોતાની ઉદારતાનો કારણવશાત્ પરિચય કરાવ્યો.

"અન્નદાતાનો જયજયકાર થાઓ!" મંત્રીએ આશીર્વાદ આપ્યો.

"ભલે ત્યારે હવે જાઓ!" રાજાએ પ્રધાનને જવાની આજ્ઞા કરી.

વૃદ્ધ પ્રધાન પ્રણામ કરીને ચાલતો થયો અને રાજા ત્યાંથી ઉઠીને પોતાના અંતઃપુરમાં ગયો.

માર્ગમાં જતાં જતાં ગુણાઢ્ય મનોગત વિચાર કરવા લાગ્યો કે;–

દુર્બુદ્ધિ અને નિર્દયતાનો આટલો બધો વિકાસ અને વિસ્તાર

શા કારણથી થયો છે, એની યથાર્થ કલ્પના અદ્યાપિ કરી શકાતી નથી ભદ્રકાળીને ભોગવવાની ઇચ્છાથી જ એ વિનયકાન્તના પ્રાણ લે છે એમ કહીએ, તો પોતે રાજા હોવાથી એમ કર્યા વિના બળાત્કારે જ એ ભદ્રકાળીના પાતિવ્રત્યનો ભંગ શા માટે નથી કરતો, એ પ્રશ્ન સ્હામો આવીને ઊભો રહે છે. કદાચિત્ લોકલજ્જાથી તે બળાત્કાર કરવાથી અચકાતો હશે એમ ધારીએ, તો ભદ્રકાળીને અન્ય રીતે પ્રસન્ન કરવા માટે તેના બંધુને તે ક્ષમા આપી મુક્ત કેમ નથી કરતો, એ પણ એક પ્રશ્ન જ છે. ગમે તેમ હોય, પણ રાજાનું આ અનિષ્ટ આચરણ કોઇ ભાવિ ભયંકર આપત્તિને સૂચવનારું છે, એમાં તો મીન કે મેખ નથી જ."

એ જ ક્ષણે જાણે જમીનમાંથી ભૂગર્ભમાંથી ફૂટી નીકળ્યો હોય એવો એક પુરુષ, ગુણાઢ્યની લગોલગ થઇને બોલ્યો; "ગુણાઢ્ય! તારાથી સત્ય જ બોલાય છે! ભદ્રકાળી, ભદ્રકાળી જ છે! તેના પ્રતિ પાપવૃત્તિ એ પાપાનો નાશ છે!" આટલું બોલીને તે વિકરાળ પુરુષ અદૃશ્ય થઇ ગયો.

## ત્રયોદશ પરિચ્છેદ.

### પતિપત્નીનો ચિતાપ્રવેશ.

અનન્તકાળ વીજળીના ઝબકારા પેઠે અદૃશ્ય થઈ જાય છે, તો ત્રણ દિવસ વીતતાં શો વિલંબ લાગે વારુ? અર્થાત્ ત્રણ દિવસ નિમેષમાત્રમાં વીતી ગયા અને ચતુર્થ દિવસના સૂર્યનો આકાશમાં ઉદય થયો. આજે સંધ્યાકાળે વિનયકાંત અને અલકનન્દા ઉભય ચિતામાં પ્રવેશ કરવાનાં છે, એ વાર્ત્તાનો સમસ્ત નગરમાં વિસ્તાર થઈ ગયો હતો. વૃદ્ધ મંત્રી ગુણાઢ્યના ઉપદેશથી વિનયકાંતે ચિતામાં પ્રવેશ કરીને પ્રાણ અર્પવા માટે પોતાની અનુમતિ દર્શાવી હતી. પ્રથમથી જ વિનયકાંત તથા અલકનંદા વિશે ઘણા લોકોની સારી ભાવના હોવાથી અને તેમાં વળી આજે અલકનન્દા સતી થવાની હોવાથી નગરનાં નાગરિક સ્ત્રી પુરુષો સતીના એ ચિતાપ્રવેશસમારંભમાં ભાગ લઈ પોતાના જન્મને કૃતાર્થ કરવા માટેની તૈયારીમાં પ્રભાતથી જ લાગી ગયાં હતાં. અર્થાત્ પ્રત્યેક ગૃહમાં આજે એ વિષયની જ ચર્ચા ચાલતી જોવામાં અને સાંભળવામાં આવતી હતી.

સ્મશાનભૂમિમાં આજે એક વિલક્ષણ દૃશ્ય જોવામાં આવતું હતું. સ્મશાનના મધ્ય ભાગમાં એક મહા વિશાળ ચિતા ખડકીને ઉભી કરવામાં આવી હતી, પણ દૂરથી તે ચિતા એક ઉત્તમ પર્ણકુટીનો ભાસ

કરાવતી હતી. કારણ કે, ચિતાના મધ્ય ભાગમાં દેવાલયના આકારની એક દેરી બનાવવામાં આવી હતી અને તેનાપર બહુમૂલ્ય કીનખાબ તથા રેશમનું આચ્છાદન કરી લેવામાં આવ્યું હતું. એમાં પ્રવેશ કરવા માટેનો એક ન્હાનો દરવાજો રાખવામાં આવ્યો હતો અને તેમાં પ્રવેશ કર્યા પછી સતી કોઇના જોવામાં ન આવી શકે, એવી એ દેરીની યોજના કરેલી હતી. એ ચિતાથી લગભગ પચીસ ત્રીસ હાથના અંતરપર રાજા અને પ્રધાન મંડળનાં આસનો ગે... વામાં આવ્યાં હતાં અને નાના પ્રકારનાં વાદ્ય વગાડનારાઓને પણ હાજર રાખવામાં આવ્યા હતા. સતી થવા સમયના ધર્મવિધિ માટે બ્રાહ્મણો પણ સર્વ સામગ્રીસહિત સ્મશાનમાં આવીને ઉપસ્થિત થયા હતા. લોકોની–સ્ત્રી અને પુરુષોની–ભીડ તો એટલી બધી જામી હતી કે, સ્મશાન અને તેની આસપાસના કેટલાક પ્રદેશમાં તિલ નાખવાની જગ્યા પણ ખાલી રહી ન હોતી. સૂર્ય ઘડીકમાં પ્રકાશિત થતો તો ઘડીકમાં વાદળામાં છુપાઈ જતો હતો અને તે જાણે લોકોના હર્ષ તથા દુઃખના મિશ્રિતભાવનું દર્શન કરાવતો હોયની, એમ સહૃદયજનો તત્કાળ કલ્પના કરી શકતા હતા. અંતે અગ્નિપ્રવેશનો સમય પાસે આવી લાગ્યો.

તૃતીય પ્રહર સમયે અત્યંત સુશોભિત અને મૂલ્યવાન્ વસ્ત્રાભૂષણોથી મંડિત થઇને શાંત મુદ્રાધારી **વિનયકાંત** અને **અલકનન્દા** કોટવાલ તથા તેના સિપાહીઓના પહેરાવચ્ચે સ્મશાનભૂમિમાં આવી લાગ્યાં અને તેમને તેમના માટે પ્રથમથી જ નિયત કરેલા સ્થાનમાં આદરપૂર્વક બેસાડવામાં આવ્યાં. **ભદ્ર**કાળી પણ એ જ સમયે આવી લાગી. આજે **ભદ્ર**કાળીનો આદર્શ જૂદા જ પ્રકારનો હતો. તેણે આજે પોતાના શરીરને અત્યંત ઉત્તમ વસ્ત્ર અને અલંકારોથી શૃંગાર્યું હતું, ભાલમાં તિલકનો વિસ્તાર કર્યો હતો અને મુખમંડળમાં અસ્ખલિત હાસ્યની છટાને ધારણ કરી લીધી હતી. અર્થાત્ તે પોતાના બંધુના ચિતાપ્રવેશના દુઃખકારક પ્રસંગમાં આવવાને બદલે જાણે બંધુના વિવાહ ઉત્સવમાં જ આવી હોયની, એવો જ ઘણા જનોને ભાસ થતો હતો, અને તે સત્ય હતો.

તેના આવા આદર્શને જોઇને એક સ્ત્રીએ તેને પૂછ્યું કે;–"બ્હેન **ભદ્ર**કાળી; આવા શોકના સમયમાં તમે આવા આનંદના અવતારમાં આવ્યાં છો, એનું શું કારણ વારુ?"

"બ્હેન, આજે મારા માટે શોકનો નહિ, પણ અલૌકિક આનંદનો અવસર છે. પોતાના કુળની લજ્જા તથા પ્રતિષ્ઠાનું સંપૂર્ણ રક્ષણ કરી ... માડીજાયો વીર આણને તૃણસમાન માની અગ્નિપ્રવેશ કરવાનો ... એટલું જ નહિ પણ તેની પત્ની પણ તેની સાથે સહગમન કરીને

સતી થવાની છે, એ શું સાધારણ આનંદનો અવસર કહેવાય કે? જેમના સંબંધીઓ નરહત્યા કિંવા એવાં જ અન્ય કાળાં કૃત્ય કરીને દેહાંતશિક્ષાને ભોગવતા હોય, તેમના માટે જ આવા પ્રસંગો શોકદાયક થઈ પડે છે; કારણ કે, તેથી તેમનાં કુળ સદાને માટે કલંકિત અને જનનિન્દાને પાત્ર થાય છે. મારા બંધુના આ ધર્માર્થ આત્મવિસર્જનથી તો મારા પૂર્વજોનાં નામ સદાને માટે સ્તુતિ તથા પ્રશંસાને જ પાત્ર થવાનાં છે, અને તેથી અત્યારે મારા મનમાં જેટલો હર્ષ થાય તેટલો ઓછો જ કહી શકાય.” ભદ્રકાળીએ ભવ્ય અને ગંભીર વાણીથી ઉત્તર આપ્યું.

“પણ બ્હેન, અલકનન્દાને તો દેશનિકાલની સજા થઈ હતી એટલે તેને જીવવાનો લાભ મળે એમ હતું; છતાં તે પ્રાણ આપવાને શા માટે તૈયાર થઈ છે વારુ?” એક બીજી સ્ત્રીએ સવાલ કર્યો.

“સ્ત્રીનું પતિ વિનાનું જીવન મરણ કરતાં પણ વિશેષ દુઃખદાયક અને અસહ્ય હોય છે એટલા માટે. વળી જે સ્ત્રી પોતાના પતિ સાથે અગ્નિપ્રવેશ કરીને સતી થાય છે, તે પોતાના માતૃવંશ અને પિતૃવંશને પવિત્ર કરે છે; કેવળ એટલું જ નહિ, પણ જો તેના પતિએ બ્રહ્મહત્યા, વિશ્વાસઘાત અને મિત્રવધ જેવાં મહા ઘોરતમ પાતકો કર્યાં હોય, તોપણ એવી સતીના પુણ્યપ્રતાપથી તે પતિ એ ઘોર પાતકોથી મુક્ત થાય છે અને સતીનો પાલવ પકડી સ્વર્ગમાં જાય છે. આ નશ્વર સંસારનાં ક્ષણિક સુખોની આશાને ત્યાગી પતિ સાથે બળી મરનારી સતી ચૌદ ઇન્દ્રોના રાજ્યની સમાપ્તિ થાય ત્યાં સુધી પોતાના પતિ સાથે અનંત સ્વર્ગસુખનો ઉપભોગ લઇ શકે છે.” ભદ્રકાળીએ સતીની મહત્તાનું દર્શન કરાવ્યું.

“ખરેખર આવી સતી સન્નારીઓનો જ ધન્ય અવતાર છે.” ત્રીજી અબળાએ ઉદ્ગાર કાઢ્યો.

જનસમાજમાં આવા પ્રકારની ચર્ચા અનેક સ્થળે ચાલતી હતી, એટલામાં પોતાના પ્રધાનમંડળ સહિત રાજા જયસિંહ સ્મશાનભૂમિમાં આવી લાગ્યો અને પોતાના આસને વિરાજ્યા પછી તેણે કોટવાલને બોલાવીને પૂછ્યું કે;–“કેમ કોટવાલ, બધી તૈયારી બરાબર છે કે?”

“જી મહારાજ, તૈયારી બરાબર છે. માત્ર આપની આજ્ઞાનો જ વિલંબ છે.” કોટવાલે ઉત્તર આપ્યું.

ભદ્રકાળી પાસે જ ઉભી હતી, તે રાજાની આવી આજ્ઞા સાંભળતાં જ એકદમ તેના આસન સમક્ષ આવીને તેને સંબોધી કહેવા લાગી કે;–"ધર્માવતારના નામથી ઓળખાતા ભૂપાળ, હજી પણ મારી પ્રાર્થનાનો સ્વીકાર કરીને મારા નિર્દોષ બંધુ તથા પવિત્ર અલકનંદાને શિક્ષાથી મુક્ત કર. હજી પણ સમય હાથમાંથી ચાલ્યો ગયો નથી. અત્યારે ચેતીશ તો પણ તારું કલ્યાણ થશે અને આવનારી આપત્તિ ટળી જશે. તેં મારું અક્ષમ્ય અપમાન કરેલું હોવા છતાં અદ્યાપિ મેં ક્રોધ દર્શાવ્યો નથી અને મારી દૈવી શક્તિનો લેશ માત્ર પણ ઉપયોગ કર્યો નથી. તું પ્રજાપતિ અને ભૂમિપાલ હોવાથી હજી પણ હું તારું કલ્યાણ જ ઇચ્છું છું. જો આ સમય ચાલ્યો જશે, તો પાછો છૂટેલા તીર પ્રમાણે કદાપિ હાથમાં આવશે નહિ અને ભવિષ્યમાં તારે અસહ્ય પશ્ચાત્તાપ અને મનોવ્યથા ભોગવવાં પડશે. હું અત્યારે જ મારી શક્તિનો ઉપયોગ કરત, પણ નહિ, જ્યાં સૂધી તારા અત્યાચારનો અવધિ નહિ થાય અને તારા પાપનું વિનાશકારક પરિણામ નહિ દેખાય, ત્યાં સૂધી મારી એ અલૌકિક શક્તિનો ઉપયોગ કરવાની મારી ઇચ્છા નથી. કારણ કે, એથી કદાચિત્ ઇશ્વર મારાપર કોપાયમાન થાય, એવી મારા મનમાં ભીતિયુક્ત શંકા રહ્યા કરે છે."

"ભદ્રકાળી, કૃપા કરીને અત્યારે અહીંથી જાઓ. અત્યારનો જે સમય તમે આવી નિરર્થક પ્રાર્થનામાં વીતાડો છો, તે તમારા બંધુ સાથેના અંતિમ વાર્તાલાપમાં વીતાડો, તો વધારે સારું. કોઈ પણ ઉપાયે મારાથી કાયદાનું ઉલ્લંઘન કરી શકાય તેમ નથી." રાજાએ કૃત્રિમ ગંભીરતાના ભાવને ધારણ કરીને કહ્યું.

"રાજન્, કાયદાનું ઉલ્લંઘન કરી શકાય છે કે નહિ, એ તારા હૃદયને પૂછી જો, કાયદાને ભૂલી જા અને મારા પવિત્ર અંતઃકરણનો સ્વર્ગસુખદાયક આશીર્વાદ લે. આ આશીર્વાદ જેવું આ વિશ્વમાં બીજું એક પણ ધન નથી." ભદ્રકાળીએ માર્મિકતાથી કહ્યું.

"ભદ્રકાળી, જો ન્યાયાધીશનાં અંતઃકરણો શાપથી ભયભીત થવા જેટલાં દુર્બળ અને સત્ત્વહીન થઈ જશે અને આશીર્વાદના ધનના બદલામાં ન્યાય વેચાવા માંડશે, તો આ જગતમાં કાયદાનાં જેટલાં પુસ્તકો અસ્તિત્વ ધરાવે છે, તે પુસ્તકોનાં પૃષ્ઠો ગાંધીનાં પડીકાં બાંધવાના કામમાં જ આવશે–પછી ન્યાયમંદિરમાં તેમની આવશ્યકતા રહે તેમ નથી. તમારી આશા કદાપિ સફળ થવાની નથી." રાજાએ છેલ્લો ઉત્તર આપી દીધો.

ભદ્રકાળી વિશેષ કાંઈ પણ બોલ્યા વિના ત્યાંથી ચાલતી થઈ અને પોતાના બંધુ તથા અલકનન્દા પાસે આવી લાગી. તેઓ ચિતા પાસે ઉભાં હતાં અને તેમના ચિતાપ્રવેશની સઘળી તૈયારી થઈ ચૂકી હતી. પાસે જ બ્રાહ્મણો અને નિકટના કેટલાક સંબંધીઓ ઉભા હતા. ત્યાં એકત્ર થયેલા લોકો સતી અલકનન્દાના શિરપર મોગરીનાં પુષ્પોની વૃષ્ટિ વર્ષાવતા હતા અને તેના દૃઢ શીલ તથા સત્ત્વગુણની અનંત મુખે પ્રશંસા કરીને તેના ઉત્સાહની વૃદ્ધિ કરતા હતા. નાગરિક નારીઓ પુરુષસમૂહરૂપ દુર્ગને ભેદીને સતીનાં વસ્ત્રોને સ્પર્શ કરવાના ઉદ્દેશથી આગળ વધવાનો યત્ન કરતી હતી; કારણ કે, સતીનાં વસ્ત્રોને સ્પર્શ કરવાથી દૈવની ભાવિ વક્ર દૃષ્ટિનો સર્વથા વિનાશ થઈ જાય છે, એવી તે સમયમાં સર્વની માન્યતા હતી અને અત્યારે પણ છે.

ભયાનક ચિતા પોતાનાં નેત્રો સમક્ષ ખડકાયલી હોવા છતાં અને મરણ મુખ વિકાસીને સન્મુખ આવેલું છતાં દૃઢહૃદયા અલકનન્દાના મુખમંડળમાં ભય કિંવા નિરાશાનાં કશાંય ચિહ્નો દેખાતાં ન હોતાં. તેની મુખમુદ્રા નિત્ય કરતાં આજે વિશેષ પ્રફુલ્લ અને હર્ષભરિત દેખાતી હતી. તેનાં નેત્રોમાં જાણે પ્રેમનો મદ ચઢ્યો હોય અને તેથી તે મદોન્મત્ત બની ગઈ હોયની! એવો જ ભાસ થતો હતો. દાહની વેદનાની તેના મનમાં જરા પણ કલ્પના ન હોતી અને ધર્મમય પ્રેમભાવનાએ તેના અન્ય સર્વ સાંસારિક વિકારોનો વિનાશ કરી નાખ્યો હતો. સતીનું જીવન અત્યારે કેવળ પતિમય બની ગયું હતું.

ચિતાપ્રવેશની ધાર્મિક ક્રિયાનો આરંભ કરવામાં આવ્યો. એ વેળાએ અનેક અબળાઓએ આવી સતીનાં ચરણોમાં મસ્તક નમાવી ઇચ્છિત આશીર્વાદો માગ્યા અને તે સર્વને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપી અલકનન્દા ચિતાપ્રવેશમાટે તત્પર થઈ. વિનયકાન્તે પ્રથમ ચિતાપરની દેરીમાં પ્રવેશ કર્યો. બ્રાહ્મણો સાથે અલકનન્દાએ ભૂમિપર કોડીઓ અને ચોખાની ધારા કરીને તથા આસપાસના લોકોપર તેમનાં પાપોને નષ્ટ તથા શરીરોને પવિત્ર કરવાના હેતુથી જલસિંચન કરીને મંત્રોચ્ચાર તથા પ્રાર્થનાસહિત ચિતાને સાત પ્રદક્ષિણાઓ કરી. એ પ્રદક્ષિણાના કાર્યની સમાપ્તિ થવા પછી તેણે પોતાના અલંકારો ઉતારીને ભદ્રકાળી તથા અન્ય સંબંધી જનોને આપી દીધા અને સર્વને ઉદ્દેશીને થોડા થોડા આશા તથા ઉત્સાહથી ભરેલા શાંત અને મૃદુ સ્મિતયુક્ત શબ્દો કહ્યા. એ પછી બ્રાહ્મણોએ તેના હાથમાં એક સળગેલી મશાલ આપી. એ મશાલને હાથમાં લઇને તે આશાભરેલા જીવનવાળી અને તારુણ્યવસંતમાં વિહરતી વિકસિત કલિકા સમાન અલકનન્દાએ ચિતાના

થવું પડે છે અને ખરી રીતે એમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇપણ નથી. દુષ્ટ ભૂપાલ, કરી લે-તારાથી થાય તેટલો અત્યાચાર અને પ્રજાસંહાર કરી લે. પરંતુ જ્યારે સમયનું પરિવર્તન થશે અને તારો કાળ સમક્ષ આવી તને રૌરવ નરકમાં લઇ જશે, તે વેળાએ આ સત્તા, સંપત્તિ અને અત્યાચારપ્રિયતાનો લેશ માત્ર પણ ઉપયોગ થવાનો નથી-ઇશ્વરના ન્યાયબંધનથી તું બચવાનો નથી. આજનું તારું પાપ તો વળી એવું ભયંકર છે કે, એનું પરિણામ તો તારે આ જન્મમાં અને તે પણ વળી અલ્પ કાળમાં જ ભોગવવું પડશે. આ પાપની શિક્ષા માટે તારે બીજા અવતારની વાટ જોવી નહિ પડે." ભદ્રકાળીએ વળી પણ નિર્ભયતાથી કહ્યું.

ભદ્રકાળીનાં આ વચનો સાંભળતાં કોપથી, પોતાની પ્રતિષ્ઠાને જાળવવાના ઉદ્દેશથી કિંવા અન્ય કોઇ ગુપ્ત હેતુથી, પણ રાજાના મુખમંડળમાં તિરસ્કારની છાયા વિસ્તરી ગઇ અને કોપના આવેશથી તે ભયંકર ગર્જના કરતો કહેવા લાગ્યો કે;-"વિનયહીન વનિતા, હું જેમ જેમ સહનશીલતા બતાવતો જાઉં છું, તેમ તેમ તું મારું વધારે અને વધારે અપમાન કરતી જાય છે? ગમે તેવો પણ હું રાજા છું-પ્રજાપતિ છું, એ તત્ત્વને તું ભૂલી ગઈ છે, અને તેથી એની શિક્ષા તને મળવી જ જોઇએ. મારી દયાનો તેં દુરુપયોગ કર્યો છે. જે રાજાની કૃપાનું શુભ પરિણામ થતું નથી અને જે રાજાના કોપનું ભયંકર ફળ કોપભાગીને મળતું નથી, તે રાજાની પ્રજા નિરંકુશ અને રાજદ્રોહી થઇ જાય છે. અર્થાત્ મારી પ્રજામાં મારા પ્રતાપ અને ભયને કાયમ રાખવા માટે પણ મારે તને શિક્ષા આપવી જ જોઇએ. કોટવાલ, આ ભદ્રકાળીને આ ક્ષણે જ ચતુર્ભુજ કરી લ્યો અને કારાગૃહમાં લઇ જાઓ. જ્યાં સુધી મારી બીજી આજ્ઞા ન મળે, ત્યાં સુધી એને કઠિન બંધનમાં રાખો. એ કાંઇ પણ ખટપટ ન કરે, એની બરાબર સંભાળ રાખજો. આ શિક્ષા એને રાજદ્રોહના અપરાધ માટે જ આપવામાં આવે છે."

"રાજન્! તારા આ એક વિશેષ અત્યાચારને હું માનપૂર્વક મસ્તકે ચઢાવું છું; અને મારા હૃદયમાં એક પ્રકારનો અત્યારે જે અપૂર્વ આનંદ થાય છે તે એટલા માટે કે, આ અત્યાચારથી તને જે શિક્ષા પ્રભુના હસ્તે ચાર દિવસ પછી મળવાની હતી તે હવે તત્કાળ મળશે-તારા અત્યાચારો તારા વિનાશના રૂપે સત્વર જ તારા શરીરપર ફૂટી નીકળશે! કોટવાલ! ચાલો; મને સત્વર કારાગૃહમાં લઈ જાઓ. આ કામાંધ અને અત્યાચારી રાજા સન્મુખ રહી પોતાનાં નેત્રોને અપવિત્ર થવા ... એના કરતાં કારાગૃહનો નિવાસ અત્યંત પુણ્યપ્રદ અને સુખદાયક ...કાળીએ ભયને સર્વથા ત્યાગીને વીરતાથી કહ્યું.

વૃદ્ધ મંત્રીએ ઉભા થઈ હસ્તદ્વય જોડી રાજાને પ્રાર્થના કરી કેઃ–“સુજ્ઞ વસુંધરાનાથ, સ્ત્રીની બુદ્ધિ સ્વાભાવિક જ સાહસી હોય છે અને તેમાં પણ આ ભદ્રકાળીના તરુણ બંધુનો અત્યારે શિક્ષાના પરિણામે સ્વર્ગવાસ થયેલો હોવાથી એના હૃદયમાં જે ઉદ્વિગ્નતા થયેલી છે તેના યોગે જ એનાથી આમ બોલી જવાયું છે. તો એની ક્ષમા આપવી એમાં જ આપની શોભા છે. ક્ષમા જ સત્તાનું ભૂપણ છે. એ અનાથ અબળાને એના આવા આપત્તિકાળમાં આવી શિક્ષા કરવી, એ યોગ્ય નથી.”

“ગુણાઢ્યદેવ, તમારે હવે આ વિષયમાં કાંઈ પણ બોલવું નહિ. જો કાંઈ પણ મધ્યસ્થતા હવે આ વિષયમાં કરશો, તો તમારું માન જરા પણ જળવાશે નહિ. હું હવે કોઇનો કાંઈ પણ ઉપદેશ માનવાનો નથી. મારી બુદ્ધિ મને જે માર્ગમાં દોરી જશે, ત્યાં જ જઇશ. મેં જે કાંઈ પણ કર્યું છે, તે યોગ્ય જ કર્યું છે.” રાજાએ વૃદ્ધ મંત્રીનો તિરસ્કાર કર્યો.

રાજાના આ અત્યાચારમય કૃત્યથી પ્રધાનમંડળના સર્વ સભ્યો અને સર્વ સાધારણ જનો જો કે એક સરખી રીતે અપ્રસન્ન થઈ ગયા હતા, છતાં પ્રધાનનો આવો તિરસ્કાર થયેલો જોઇને બીજા કોઇએ કાંઈ પણ બોલવાનું સાહસ કર્યું નહિ. અચાનક એ વેળાએ આકાશ અભ્રાચ્છાદિત-થઈ ગયું, ભયંકર અંધકારનો વિસ્તાર થયો અને વીજળીના ચમકારા થવાથી વૃષ્ટિનાં ચિહ્નો સ્પષ્ટતાથી દષ્ટિગોચર થવા લાગ્યાં. રાજા તરત અશ્વારૂઢ થઇને પોતાના મહાલય ભણી ચાલતો થયો, બીજા સભ્યો પણ ખિન્ન હૃદયથી ઉઠ્યા અને કોટવાલ ભદ્રકાળીને સાથે લઇને કારાગૃહની દિશામાં પ્રયાણ કરવા લાગ્યો. સ્મશાનમાં એકત્ર થયેલાં નાગરિક નરનારીઓ પણ ઉતાવળથી ઘેર જવા માટે ચાલતાં થયાં. આ અકાળ વૃષ્ટિનાં ચિહ્નોને જોઇને લોકો પોતપોતામાં નાના પ્રકારના તર્કવિતર્કમય વાર્તાલાપ કરવા લાગ્યા અને તે આ પ્રમાણેઃ–

“ભાઈ, આ રાજ્યમાં કોઇવાર ન થયેલી બ્રહ્મહત્યા અને સ્ત્રીહત્યા આજે એક સાથે થઈ છે અને તેથી જ આ અકાળ વૃષ્ટિનાં ચિહ્નો દેખાય છે. જેવી રીતે આજે અચાનક આકાશમાં વાદળ ઘેરાઈ આવ્યું છે, તેવી રીતે આ રાજ્યપર કોઈ વિપત્તિનું વાદળ ન ઘેરાઈ આવે તો સારું.” એક મનુષ્યે પોતાના બે ચાર મિત્રોને ઉદ્દેશીને કહ્યું.

“ જેવી રીતે પિતાનાં દુષ્કૃત્યોનું પરિણામ પુત્રને ભો[illegible] પડે છે, તેજ પ્રમાણે રાજાનાં દુષ્કૃત્યોનું પરિણામ પ્રજા[illegible] છે; એવો નિયમ હોવાથી રાજા જયસિંહના આ દિ[illegible] આપણને ક્યાંક ન ચાખવાં પડે તો સારું. રાજાના

પીડામાં આવી પડશે, એનો જ મને તો ભય થયા કરે છે." બીજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"જ્યારે વિનાશકાળ આવવાનો હોય છે, ત્યારે મનુષ્યની બુદ્ધિ વિપરીત થઈ જાય છે, અને રાજા જયસિંહનો પણ અત્યારે તેવો જ પ્રકાર થયેલો જોવામાં આવે છે." ત્રીજાએ રાજાનો દોષ વ્યક્ત કર્યો.

"ભદ્રકાળી ખરેખરી દેવી છે. રાજા સન્મુખ તે કેવી નિર્ભયતાથી બોલતી'તી! હું તો તેના ભાષણથી મૂઢ જ થઈ ગયો. એનો શાપ ફળીભૂત થયાવિના રહેવાનો નથી, એવો આપણો તો દઢ નિશ્ચય છે." ચોથાએ ભદ્રકાળીની સ્તુતિ કરી.

"અરે, એ ભદ્રકાળી તો દેવી ભદ્રકાળીનો અવતાર હોય, એમ જ દેખાય છે. નહિ તો, એક સાધારણ સ્ત્રીમાં આવું સ્વર્ગીય તેજ હોય ખરું કે?" પાંચમાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

સ્ત્રીસમાજમાં વળી એથી કેટલેક અંશે ભિન્ન પ્રકારની ચર્ચા ચાલતી હતી, અને તે આ પ્રમાણેઃ–

"અલી બ્હેન નર્મદા, આવા કલિયુગમાં આવું સત્ય તો કોઈક સ્ત્રીના શરીરમાં વ્યાપતું હશે. આપણે તો ચિતાથી કેટલાંય છેટાં ઉભાં'તાં; તોય આપણાથી તાપ ખમી શકાતો નહોતો ને એ ચિતામાં અલકનન્દા બળી મુઈ, એ કાંઈ ઓછું સત્ય કહેવાય કે? સતી તો ખરેખરી હો." એક સ્ત્રી પોતાની સખીને ઉદ્દેશીને બોલી.

"ને બળતાં બળતાં સતીએ જરાય બૂમ પણ ન પાડી. આપણે તો રાંધતાં જરા દાઝયાં હોઈએ, તોય બૂમરાણ જગાડી મૂકીએ છીએ ને એ આખી બળી ગઈ તોય કાંઈ બોલી નહિ. રાણકદેવીની તો બાઈ, વાત જ સાંભળી'તી, પણ આ તો આજે નજરે જોયું. હજી સંસારમાંથી સત્ય ચાલ્યું ગયું નથી. અલકનન્દા પોતાના સ્ત્રીઅવતારને સફળ કરી ગઈ છે." નર્મદાએ તેના કથનને પુષ્ટિ આપીને પોતાના વિચાર જણાવ્યા.

"પણ વિનયકાંત જેવા દેવ અને અલકનન્દા જેવી દેવીને રાજાએ વિના કારણ જીવતાં જીવત બાળી નાખ્યાં, એથી મને તો બ્હેન, એમ જ લાગે છે કે, આ પીટયા રાજાનો દહાડો જ ભરાઈ ગયો છે. 'સાહબ રૂઠે શું કરે, અવળી મતિયાં દે' એ કહેવત રાજાના સંબંધમાં ખરી પડેલી દેખાય છે." ત્રીજી એક પ્રૌઢા સ્ત્રીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"પણ બ્હેન, હવે આ રામાયણ મહાભારતને રહેવા દઈને જરા પાડી ચાલો. જુઓ છાંટા પડવા માંડ્યા અને જે વખત જાય

છે, તેમાં મૂશળધાર વર્ષાદ આવી પડવાનો. જો આમ જ ચાલીશું તો ઘેર પહોંચતાં પહેલાં તો ભીંજાઇને તરબોળ થઇ જઇશું." નર્મદાએ ચેતવણી આપી.

સર્વ સ્ત્રીઓ ઉતાવળથી ચાલવા લાગી. પરંતુ વૃષ્ટિમાંથી છટકી જવાની તેમની આશા પરિપૂર્ણ થઇ શકી નહિ. સ્મશાનમાંથી પાછાં ફરેલાં સ્ત્રી પુરુષોને જાણે મેઘરાજાએ પોતે જ સ્નાન કરાવવાનો નિશ્ચય કર્યો હોયની! તે પ્રમાણે હજી તો તેઓ નગરના સિંહદ્વારથી બહારના ભાગમાં જ હતાં, એટલામાં તો આકાશમાંથી જળની મૂશળધાર વૃષ્ટિ વર્ષવા લાગી અને તેણે સર્વને ભીંજાવીને તરબોળ કરી નાખ્યાં. વિનયકાન્ત અને અલકનન્દાના ચિતાપ્રવેશ અને ભદ્રકાળીના રાજાની આજ્ઞાથી થએલા કારાગૃહવાસના યોગે સાધારણતઃ લોકોના મનમાં શોકનો એટલો બધો આઘાત થયો હતો કે, તે દિવસે રાત્રે કોઇએ પણ ચૂલો સળગાવ્યો નહિ, અને સર્વ ખાનપાન વિના જ શય્યામાં પડીને મોડી રાત સૂધી એ વિષયની ચર્ચા ચલાવતાં જ નિદ્રાવશ થઈ ગયાં.

મધ્યરાત્રિના આવા ભીષણ સમયમાં એક કૃષ્ણવસ્ત્રધારી પુરુષે કારાગૃહના દ્વાર પાસે આવીને પ્રહરીને પોતાપાસે બોલાવી ધીમેથી એક સાંકેતિક શબ્દનો ઉચ્ચાર કર્યો. પ્રહરીએ તે શબ્દ સાંભળતાં જ તરત તેને મસ્તક નમાવીને દ્વાર ખોલી આપ્યાં. તે અજ્ઞાત પુરુષે કારાગૃહના આંતરિક ભાગમાં પ્રવેશ કરીને ભદ્રકાળીની કોટડીભણી પ્રયાણ કર્યું.

એ કૃષ્ણવસ્ત્રધારી અજ્ઞાત પુરુષ કોણ હતો અને શા હેતુથી એ વેળાએ કારાગૃહમાં આવ્યો હતો, તે આપણે પછીથી જોઇશું; કારણ કે, અત્યારે સ્મશાનમાંની એક વિલક્ષણ ઘટનાનું આપણે અવલોકન કરવાનું છે; માટે ચાલો વાચકો, પાછા તે શોકોત્પાદક સ્થાન સ્મશાનમાં અને થાઓ આશ્ચર્યચકિત.



## પંચદશ પરિચ્છેદ.

## માનવ કે પિશાચ?

મધ્યરાત્રિનો સમય વીતી ગયો હતો. વૃષ્ટિ બંધ થઇ ગઇ હતી, તો પણ હજી આકાશ અભ્રાચ્છાદિત હોવાથી અંધકારની ભીષણતા તો તેવી ને તેવી જ કાયમ હતી. આકાશમાંથી નૈસર્ગિક જલના અગાધ પતનથી ચિતાનો અગ્નિ શાંત થઇ ગયો હતો; છતાં રાત્રિના સમયે સ્મશાનમાં ચિતાની જ્વાળાના યોગે જે ભીષણતા જોવ.

તેના કરતાં એક પ્રકારની ભિન્ન પણ વિશેષ ભીષણતા અત્યારે પ્રસરેલી જોવામાં આવતી હતી. એવા ભયંકર સમયમાં ભયંકર સ્મશાન સ્થાનમાં એક કૃષ્ણવસ્ત્રધારી વ્યક્તિએ મંદગતિથી સંચાર કર્યો અને તે આસપાસ વિસ્તરેલી ભયાનકતાને જોઇને મનોગત કહેવા લાગ્યો કે;—

"હે પરમાત્મન્, રાત કેવી ભયાનક અંધેરી છે; જાણે પ્રલયકાળની ફેરી છે. આજની રાત તે પ્રેમી જનોના વિયોગની રાત છે—આજના અંધકાર સમક્ષ પ્રલયના અંધકારની શી બિસાત છે? આજની રાત નૈસર્ગિક આપત્તિઓનો વૃત્તાંત છે, આજનો ભયાનક આદર્શ સાક્ષાત્ કૃતાંત છે. આ ભયંકરતાને ભાળીને જંગલી અને હિંસક પશુઓ પોતપોતાનાં ગુપ્ત સ્થાનોમાં સંતાયાં છે; વિલાસી જનો શય્યામાંથી બહાર નીકળતાં ગભરાયા છે. આ નિશા પ્રેમી કિંવા વિકારી જીવોને સાહસ કિંવા કુકર્મમાં પ્રવૃત્ત કરવાવાળી છે—આ નિશા અપરાધીઓની પાપપત્રિકા સમાન કાળી છે. આ નિશા તે છે કે, જેણે ચંદ્રના મુખપર આચ્છાદન કરી દીધું છે અને આજનો અંધકાર અસહ્ય થવાથી રૂપેરી તારકોએ પોતાનું મુખ ઢાંકી લીધું છે. આ જનશૂન્યતા અને ભીષણતાને જોઇ કાળના શરીરમાં પણ કંપ થાય છે, અને અંધકારમય નરકનો ગર્વ પણ ગળી જાય છે. કેટલાક પાપાત્માઓ અત્યારે સ્વપ્નવિહારમાં છે, અને કેટલાક ધર્માત્માઓ આ ક્ષણે ચિન્તા તથા મનોવ્યથાના આગારમાં છે. અલકનન્દા અને વિનયકાંતને જે ચિતાએ બાળીને ભસ્મીભૂત કર્યાં છે, તે ચિતાનું સ્થાન અત્યારે દૃષ્ટિગોચર થવું અસંભવનીય છે; તેમની રક્ષાથી શરીરને પવિત્ર કરવું અશક્ય છે. અફસોસ—મેઘરાજાએ પણ શત્રુતા બતાવી—વ્હાલાંની રક્ષાને પણ પાણીમાં વહેવડાવી; વિધાતાએ તેમની મુખમુદ્રા તો નહિ, પણ રક્ષા માત્ર પણ ન બતાવી. જેવું ભાવિ!"

એમ બોલતાંની સાથે તે વ્યક્તિએ પોતાનાં નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની જળધારા વર્ષાવવા માંડી.

અચાનક સ્મશાનના મધ્ય ભાગમાં પૃથ્વીના ગર્ભમાંથી એક પ્રકારનો પ્રકાશ બહાર નીકળતો તેના જોવામાં આવ્યો. સ્મશાનમાંના એ ચમત્કારને જોતાં જ તે ગભરાયો. થોડીવારમાં તે પ્રકાશ વધ્યો અને પૃથ્વીના ગર્ભમાંથી એક મનુષ્યનો આકાર બહાર નીકળતો દેખાયો. તે મનુષ્યના હાથમાં મશાલ હતી અને તેનો જ એ પ્રકાશ હતો. તે મનુષ્યે પણ મસ્તકથી ચરણ પર્યન્ત કાળાં વસ્ત્રો જ ધારણ કરેલાં હતાં. તે મનુષ્યે બહાર નીકળી મશાલના પ્રકાશના સાહાય્યથી ચારે તરફ દૃષ્ટિપાત પૃથ્વી ભણી મુખ કરી કહ્યું કે;—"સર્વત્ર નિઃસ્તબ્ધતા અને શૌન્ય-

નું જ સામ્રાજ્ય વ્યાપેલું છે. કોઇ પશુનો સંચાર પણ જોવામાં આવતો નથી, તો પછી માનવી પ્રાણીનો સંચાર તો ક્યાંથી જ હોય? મારી ધારણા પ્રમાણે બહાર નીકળવામાં હવે કશી પણ બાધા નથી. આપણે ધારણા પ્રમાણે યથેચ્છ સ્થાનમાં ગમન કરી શકીશું—ભયના સ્થાનમાં નિર્ભયતા ભરી શકીશું."

તે પ્રથમ આગત વ્યક્તિ જરાક દૂર હોવાથી જો કે એના એ શબ્દોને સ્પષ્ટતાથી સાંભળી શક્યો નહોતો, તો પણ તેનો સ્વર કાંઇક તેના કાનોમાં આવીને અથડાયો હતો. તે મનમાં વળી વિચાર કરવા લાગ્યો કે;—"લોકો કહે છે કે; સ્મશાનભૂમિમાં મધ્ય રાત્રિના સમયે પિશાચો અને પિશાચિનીઓ ભ્રમણ કરવા માટે બહાર નીકળી પડે છે તેમજ તાંત્રિકો પોતાની વિદ્યાની સાધના માટે સ્મશાનમાં આવે છે, તેમાંનો તો આ પ્રકાર નહિ હોય? આ કોઈ પિશાચ અથવા કાપાલિક જ હોવો જોઇએ. જે હોય તે ખરું; હવે તો એ પિશાચ હોય તો પણ એની લીલાનું લક્ષપૂર્વક અવલોકન કરવું જ જોઇએ."

તત્કાળ પુનઃ પૃથ્વીના ગર્ભમાંથી એક બીજા પછી બે વ્યક્તિઓનું આગમન થયું. તેમણે પણ પ્રથમ વ્યક્તિ પ્રમાણે એક જ આકારનાં કૃષ્ણ વસ્ત્રો ધારણ કરેલાં હોવાથી તેમાં સ્ત્રી કોણ અને પુરુષ કોણ એ ઓળખી શકાતું નહોતું. પૃથ્વીના ગર્ભમાંથી નીકળેલી તે ત્રણે મનુષ્યાકૃતિયો મંદગતિથી સ્મશાનની જે દિશામાં એક ભયાનક અરણ્ય વિસ્તરેલું હતું, તે દિશામાં ચાલી ગઈ અને ગાઢ અંધકારમાં જોતજોતાંમાં અદૃશ્ય થઈ ગઈ. તેમને એવી રીતે અદૃશ્ય થએલી જોઇને તે પ્રથમતઃ સ્મશાનમાં આવી છુપાઈ ઉભેલો અજ્ઞાત મનુષ્ય પુનઃ મનોગત તર્કવિતર્ક કરતો કહેવા લાગ્યો કે;—

"લોકોની એવી શ્રદ્ધા છે કે, જે સ્ત્રી અથવા પુરુષ પોતાની આશાઓ પૂર્ણ થવા પૂર્વે જ આ સંસારમાંથી પ્રયાણ કરી જાય છે, તેઓ પિશાચયોનિને પ્રાપ્ત થાય છે અને નિરંતર નિશાભ્રમણ કર્યા કરે છે. સ્ત્રી ડાકિની કિંવા પિશાચિની થાય છે અને પુરુષ ભૂત, પિશાચ કિંવા રાક્ષસના અવતારને ધારણ કરે છે. જો લોકોની એ માન્યતામાં કાંઇ સત્યાંશ હોય, તો વિનયકાંત અને અલકનન્દા પણ આશાભર્યાં મરણ પામેલાં હોવાથી અવશ્ય પિશાચ અને પિશાચિની થએલાં હોવાં જોઇએ. લોકો એમ પણ કહે છે કે, પિશાચો અગ્નિને સ્પર્શ કરી શકતા નથી અને જેની પાસે અગ્નિ હોય છે તેને પિશાચની બાધા ? નથી. અને એ ત્રણમાંના એકના હાથમાં તો પ્રત્યક્ષ મશાલ

ચિન્તા નહિ; મારા સુખના વિનાશક એ પાપાત્મા રાજાના આ અત્યાચાર અને અધર્મનો હું સારી રીતે પ્રતિશોધ કરીશ. હું જન્મથી બ્રાહ્મણ હોવા છતાં કર્મથી ક્ષત્રિય છું અને શસ્ત્રાસ્ત્રનો કેવા પ્રસંગે કેવી ઉપયોગ કરવો જોઇએ, એ વિદ્યાને સંપૂર્ણતાથી જાણું છું." એમ રમણચંદ્રે પ્રતિજ્ઞા કરી કે:-

"જ્યારે કર્યો છે પાપિ, તેં આ ઘોર અત્યાચાર;
જો જીવતો છોડે તને, તો રમણને ધિઃક્કાર!"

"રમણચંદ્ર, તું રાજાનો નાશ કેવી રીતે કરીશ?" તે વ્યક્તિએ પૂછ્યું.

"અત્યારે ને અત્યારે હું નગરભણી જઇશ અને આવતી કાલે સવારમાં જ સભાના મધ્યમાં તે સિંહાસને બેઠો હશે, તે વેળાએ 'એ પાપાત્મા, આ ધર્માસને વિરાજવાની તારી યોગ્યતા નથી.' એમ કહી ધિક્કાર વર્ષાવી ત્યાં જ તે ચાંડાલનો વધ કરી નાખીશ. કૃપા કરીને, તમે મનુષ્ય હો કે પિશાચ હો, પણ મને જવાની અને પ્રતિશોધ કરવાની આજ્ઞા આપો." રમણચંદ્રે આવેશથી કંપાયમાન થઇને કહ્યું.

"રમણચંદ્ર, આ તારા બાલિશ અને વિઘાતક વિચારો છે. આપત્તિના યોગે આવા અનિવાર્ય આવેશને ધારણ કરવાથી ઇચ્છિત કાર્યની કદાપિ સિદ્ધિ થઈ શકતી નથી. જો પ્રભાતમાં જ તું રાજાને મારવાના ઉદ્દેશથી રાજસભામાં જઇશ, તો પોતાના કાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થતાં સૂધી પોતાના મનોભાવને ગુપ્ત રાખી શકીશ નહિ અને તેથી રાજાને પોતાનો શિકાર બનાવવાને બદલે પોતે જ રાજાનો શિકાર થઈ જઇશ. અત્યારે આ વિચારને ત્યાગીને ચાલ અમારી સાથે. એમ કરવાથી તારો જીવ આપત્તિના ભયથી મુક્ત થશે અને તારા પ્રતિશોધના કાર્યમાં અમારા તરફથી તને જોઇતું સાહાય્ય પણ મળશે." તે વ્યક્તિએ યોગ્ય ઉપદેશ આપ્યો.

"પણ મારી પ્રિયતમા ભદ્રકાળી કારાગૃહમાં છે, તેની શી દશા થશે?" રમણચંદ્રે ભદ્રકાળીનું સ્મરણ કરીને વધારામાં કહ્યું કે:-"જો રાજા તેના પાતિવ્રત્યનું બળાત્કારે હરણ કરશે, તો મારો તો અવતાર જ બગડી જશે."

"રમણચંદ્ર, જ્યાંસૂધી આપણો એક વિશિષ્ટ હિતૈષી પુરુષ ચાંપાનેરમાં પ્રભુની કૃપાથી જીવતો બેઠો છે, ત્યાં સૂધી તો પવિત્ર ભદ્રકાળીના પાતિવ્રત્યનો કે જીવનનો કદાપિ નાશ થવાનો નથી. ભદ્રકાળી વિશે તારે લેશ માત્ર પણ ચિન્તા રાખવી નહિ. સતીના સત્વની રક્ષા કરનાર પરમાત્મા સમર્થ છે." તે વ્યક્તિએ આશ્વાસન આપ્યું.

"પણ તમને હું ઓળખતો નથી, એટલે તમારા સર્વ કથનમાં તત્કાળ વિશ્વાસ કેમ બંધાય વારુ? તમે સ્મશાન ભૂમિમાંથી-

પૃથ્વીના ગર્ભમાંથી બહાર કેમ આવ્યા અને તમારાં નામ શું છે તેમ જ તમે ક્યાંના નિવાસી છો ઇત્યાદિ મારા સંશયોનું સંતોષકારક સમાધાન આપો, તો હું તમારી સાથે આવવા અને તમારા વચનમાં વિશ્વાસ રાખવા તૈયાર છું." રમણચંદ્રે કહ્યું.

"રમણચંદ્ર, તું વીર પુરુષ છે અને તેથી એક બીજા વીર પુરુષના વચનમાં વિશ્વાસ ન રાખવો, એ તને યોગ્ય નથી. એ બધો ભેદ અમારી સાથે આવવાથી તારા જાણવામાં આવશે. અત્યારે આ સ્થાનમાં આપણે નિર્ભય ન હોવાથી સમયનો અહીં અધિક વ્યય કરવામાં અત્યંત હાનિ સમાયલી છે. કલ્યાણકારક પરમાત્માના નામનો ઉચ્ચાર કરી વિશ્વાસથી અમારી સાથે ચાલ કે જેથી તારું પણ કલ્યાણ થાય." તે વ્યક્તિએ ગંભીરતાથી કહ્યું.

"ભલે–મારી મનોદેવતા મને તમારા વચનમાં વિશ્વાસ રાખવાની સૂચના કરતી હોવાથી હું તમારી સાથે ચાલું છું. પરંતુ વિશ્વાસઘાતકનો ક્યાંય જય નથી એ તત્ત્વને સારી રીતે ધ્યાનમાં રાખજો." રમણચંદ્રે તેની સાથે જવાની વાર્તાનો સ્વીકાર કર્યો.

તે બન્ને જ્યાં બીજી બે વ્યક્તિઓ ઊભેલી હતી ત્યાં આવી લાગ્યા. ત્યાં જરાક દૂર ત્રણ સુસજ્જિત અશ્વો ઊભેલા હતા. રમણચંદ્ર સાથેના પુરુષે તે બે વ્યક્તિઓને ઉદ્દેશીને કહ્યું કે;–"તમો બન્ને તમારા અશ્વોપર આરોહણ કરો. હું અને આ ગૃહસ્થ એક અશ્વપર આરૂઢ થઇશું. હવે વિલંબ ન કરતાં સત્વર માર્ગક્રમણનો આરંભ કરો."

તત્કાળ સર્વ જનો અશ્વારૂઢ થઈ ગયા અને અશ્વો, ઉચ્ચ જાતિના હોવાથી ચાબૂકનો અવાજ માત્ર કરતાંની સાથે જ સરિતાના સલિલ પ્રવાહ સમાન, ચાલવા લાગ્યા. તેમને માર્ગમાં જ ચાલતા છોડીને પ્રિય વાચકો, ચાલો આપણે કારાગૃહવાસિની ભદ્રકાળી અને મધ્ય રાત્રિના સમયમાં કારાગૃહમાં આવેલા કૃષ્ણવસ્ત્રધારી પુરુષની ભાળ લઇએ.

---

## ષોડષ પરિચ્છેદ.

### રાજા કે રાક્ષસ?

ચતુર્દશ પરિચ્છેદના અંતમાં જે કૃષ્ણવસ્ત્રધારી પુરુષનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે પુરુષ ભદ્રકાળીને જે કોટડીમાં રાખવામાં આવી હતી તે કોટડીના દ્વાર આગળ આવીને ઊભો રહ્યો, અને આમ તેમ દૃષ્ટિપાત કરી પોતાની કમરમાંથી ચાવી કાઢી તેવડે તાળું ખોલીને તે

કોટડીનાં બારણાં તેણે ઊઘાડી નાખ્યાં. કોટડીમાંના એક ખૂણામાં બળ-મંદ પ્રકાશયુત દીપકનો ઝાંખો પ્રકાશ ત્યાં વિસ્તરેલો હતો અને ભદ્રકાળી માથે હાથ દઈને અશ્રુ વર્ષાવતી બેઠી હતી. તેના હાથ અને પગોમાં મજબૂત લોહશૃંખલા જોવામાં આવતી હતી. તે કૃષ્ણવસ્ત્રધારી પુરુષે આવી પોતાના મુખપરના અવગુંઠનને ઊઠાવી સ્મિત હાસ્ય કરી પૂછ્યું કે;–"કેમ જગન્મોહિની ભદ્રકાળી, હવે તો પ્રકૃતિ શાંત અને સ્વસ્થ છે ને?"

"પરમાત્માનો ઉપકાર છે કે, અદ્યાપિ મારા પ્રાણનો અંત થયો નથી અને હું જીવતી છું." ભદ્રકાળીએ કહ્યું.

"અદ્યાપિ તું જીવતી છે, એ પરમાત્માનો નહિ, પણ તારાપર મારોજ ઉપકાર છે." રાજાએ કહ્યું.

"એમ હશે."

"પણ એ ઉપકારનો બદલો અદ્યાપિ કાંઈ ન મળ્યો."

"મળી રહેશે."

"ક્યારે?"

"જ્યારે સમય આવશે ત્યારે."

"આવી રીતે નિરાશાનું અવલંબન ક્યાં સૂધી કરવું?"

"આ જગત્ પાપ અને પુણ્યનું ક્ષેત્ર છે; જેવું કરવું તેવું ભરવું."

"ઓ હઠીલી અબળા, હજી પણ મને આમ કરે છે હતાશ!"

"રાજન્, એમ કહો કે, 'હે પવિત્ર પુત્રી, શાબાશ!'"

"પુત્રી હતી ત્યારે હતી."

"અને એક રમણચંદ્ર વિના બીજા કોઈની પત્ની હું સાત અવતારમાં પણ થવાની નથી."

"નાદાન, જો મારી પત્ની થઈ હોત, તો મહારાણીના નામથી ઓળખાત."

"અફસોસ–જો તારા હૃદયમાં આ વિકાર ન આવ્યો હોત, તો તું નરકને બદલે સ્વર્ગમાં જાત."

"સ્વર્ગની આશાથી અહીંના સુખને તિલાંજલિ આપું, એવો હું નાદાન નથી."

"અને હું આ ક્ષણિક સંસારના ક્ષણભંગુર સુખ માટે ધર્મને તિલાંજલિ આપું, એવી અજ્ઞાન નથી."

"ભદ્રકાળી, મારાપર નહિ, તો તારી જિન્દગાનીપર દયા કર-ખીલતી જવાનીપર દયા કર."

"દયા અને તે આ સ્થાનમાં ? પરમાત્માનો ભય અને તે રાક્ષસના નિવાસસ્થાનમાં ? કદાચિત્ આ નગર, નગરનાં દ્વાર અને દ્વારપાળો નષ્ટ થશે; તો પણ અંતપર્યન્ત દયાના આગમન માટે તો આ સ્થાનનાં દ્વારો સદા સર્વથા બંધ જ રહી જશે."

"હજી નથી સમજતી ?"

"પથ્થા પત્થર સમજમાં જેની નહિ તે તો કશું સમજે;
બુરું કહેતાં ભલું સમજે, ભલું કહેતાં બુરું સમજે;
સમજતી હું નથી કાંઈ, છતાં યે એટલું સમજું;
ન સમજે લેશ સમજાવ્યાથી, તો તેને પ્રભૂ સમજે !"

"અત્યારે તું મારા કારાગારમાં છે અને પરતંત્ર છે, એનું તને કાંઈ ભાન છે ખરું કે ?"

"છે દેહ કારાગારમાં પણ હૃદય મારું મુક્ત છે;
અવલોકિ નિજને દુ:ખમાં મન હર્ષભાવનયુક્ત છે;
આ ઘોર અત્યાચાર છે આ નારણીજ વવાય છે;
બસ એ નિરંતર નાદ આજે ગગનમાંથી થાય છે;
રવિ ચંદ્ર બન્ને દે પુરાવો સ્વર્વિશે સહુ વાતનો;
છે એક સાક્ષી દિવસનો ને એક સાક્ષી રાતનો !"

"ભદ્રકાળી, હવે તારાં આ લાંબાં લાંબાં ભાષણોનું મારા હૃદયમાં કાંઈ પણ પરિણામ થવાનું નથી; કારણ કે, મારા વિરહાગ્નિથી દગ્ધ અને વિલાસપ્રિય હૃદયપર હવે મારો લેશ માત્ર પણ અધિકાર રહ્યો નથી. જ્યાંસૂધી તારા શરીરના સ્પર્શનો આનંદ નહિ મળે, ત્યાંસૂધી મારી આંતરિક વેદના નહિ ટળે. કોઈપણ રીતે તારે મારા હૃદયનું સમાધાન કરવું જ પડશે—મારા આનંદનું સ્થાન થવું જ પડશે." રાજાએ બેસ્લા પાટલાપર આવીને એ શબ્દો ઉચ્ચાર્યા.

"ત્યારે તું મારા શરીરમાં આસક્ત થએલો છે કેમ ? બોલ બોલ–સત્વર તારી જિવ્હાને ખોલ કે, આ શરીર–જીવતી જાગતી મૃત્તિકા–નો કયો ભાગ તારી દૃષ્ટિમાં સમાયો છે–તું કઈ વસ્તુપર આટલો બધો મોહાયો છે ?

"જો હોય ઇચ્છા ચર્મની તો ચર્મ લે ઊતારિ આ;
જો હોય નયનો નયનમાં આપું નયન અવિકારિ આ;
જો હોય દૃષ્ટી કેશમાં તો કૃષ્ણ કેશકલાપ લે;
એ વસ્તુ સઘળી આપવા તૈયાર છું હું આ પલે;
છે એક પાતિવ્રત્ય જે આપી શકાય નહીં કદા;
મારી નથી એ વસ્તુ, એ મમ નાથની છે સંપદા."

"તારા જેવી હઠીલી અબળા અત્યાર સુધી બીજી કોઈ પણ મારા જોવામાં આવી નથી. તારા હૃદયમાં આ હઠના પીડાકારક પરિણામનો પણ ભય નથી ? આવી રીતે હું 'નહિ, નહિ' ક્યાંસુધી સાંભળ્યા કરવાનો હતો વારુ ?"

"જ્યાંસુધી પૃથ્વી આકાશ પર્યન્ત નહિ પહોંચે, જ્યાંસુધી આકાશ પૃથ્વીના ગર્ભમાં નહિ સમાઈ જાય, જ્યાંસુધી સૂર્યનારાયણ આપણા નિકટમાં ઉદિત નહિ થાય અને જ્યાંસુધી પરમેશ્વરની ધર્મ સભામાં ન્યાય નહિ અપાય ત્યાંસુધી મારા મુખમાંથી અધર્મના અંગીકાર માટે 'નહિ અને નહિ' વિના બીજો એક પણ શબ્દ નહિ સંભળાય."

"જો એમ જ છે તો જેવી રીતે તું તારા સ્ત્રીહઠને દૃઢતાથી વળગી રહી છે, તેવી જ રીતે મારો પણ રાજહઠ છે એટલે હું પણ મારા હઠથી કદાપિ ટળવાનો નથી. તેં જેવી રીતે પોતાના પાતિવ્રત્યને સંભાળવાનું પણ લીધું છે, તેવી જ રીતે મેં તારા પાતિવ્રત્યને ટાળવાનું અને તારા ગર્વને ગાળવાનું પણ લીધું છે. હવે જોવાનું છે કે, વિજય કોનો થાય છે ?" એમ કહીને વિકારથી અંધ બનેલા રાજાએ બળાત્કારનાં લક્ષણો દેખાડવા માંડ્યાં.

તેનાં એ ચિહ્નોને જોઈને ભદ્રકાળીએ ભયંકર ગર્જના કરીને કહ્યું કે;–"દુરાચારી ભૂપાલ, રાક્ષસ પ્રમાણે અત્યાચાર કિંવા બળાત્કારનો વ્યર્થ પ્રયત્ન ન કરતો. નહિ તો અહીંથી જીવતો રાજમહાલયમાં જવા નહિ પામે અને તારી રાણીને વિધવા થવાનો પ્રસંગ આવશે. હજી પણ ચાલ્યો જા–એમાંજ તારી પ્રતિષ્ઠા છે."

"અશક્ત કોમળ બાળા, તું આ રણવીર રાજાને ડરાવે છે, આવી રીતે ધમકાવે છે ? તો લે, તારા હઠનું પરિણામ ભોગવ, સીધી રીતે ન માન્યું તો હવે આડી રીતે માનીશ." એમ કહીને રાજાએ ભદ્રકાળીના શરીરપર ધસારો કર્યો.

પોતાની પ્રતિષ્ઠાના નાશનો સમય અત્યંત નિકટ આવેલો જોઈને કોમલાંગી ભદ્રકાળીના કોમળ શરીરમાં સહસ્ર સિંહના બળનો સંચાર થયો અને તે ક્ષણે જ અત્યંત બળથી તેણે પોતાના શૃંખલાબદ્ધ ઉભય હસ્તોનો રાજાના મસ્તકપર એવો તો આઘાત કર્યો કે, તેના મસ્તકમાંથી રક્તની અસ્ખલિત ધારાનું વહન થવા લાગ્યું. તે જરાક ગભરાટમાં પડ્યો એટલામાં ભદ્રકાળીએ તેની છાતીમાં લત્તા પ્રહાર કરીને તેને નીચે નાખી દીધો અને રાજા મસ્તિષ્કમાંથી રક્તનું વિશેષ વહન થવાથી મૂર્ચ્છિત થઈ ગયો. તે શુદ્ધિહીન રાજાને ઉદ્દેશીને ચંડિકા સમાન ઉગ્રતાથી ભદ્રકાળી કહેવા લાગી કે;–"દુષ્ટાત્મા, અત્યારે જ તારા પ્રાણનો

નાશ કરી નાખવો હોય, તો તે સહજ કાર્ય છે. પણ નહિ, આના કરતાં વિશેષ અપ્રતિષ્ઠા અને દુઃખપૂર્વક મરવા માટે તને જીવતો રહેવા દેવો, એ જ વધારે સારું છે."

રાજાની મૂર્છાના નિવારણનો કાંઈ પણ ઉપચાર ન થવાથી તે ઘણીવાર સુધી અશુદ્ધિની અવસ્થામાં પડી રહ્યો. કેટલાક સમય પછી જે વેળાએ તેને ભાન આવ્યું અને તેણે નેત્ર ઉઘાડીને જોયું, તો તે કોટડીમાં ભદ્રકાળી તેના જોવામાં ન આવી. રાજા આવ્યો, ત્યારે કોટડીનાં બારણાં તેણે અંદરથી વાસી લીધાં હતાં, તે જ પ્રમાણે અત્યાર સુધી બારણાં વાસેલાંજ હતાં અને કોટડીમાંથી જવાનો બીજો કોઈ માર્ગ ન હોવા છતાં ભદ્રકાળી અચાનક અદૃશ્ય થઇ ગઈ હતી. એ રહસ્ય બહુ વિચાર કરવા છતાં તેના જાણવામાં ન આવ્યું અને ઉષઃકાળનો સમય ત્યાં વિચાર કરવાનો વિશેષ અવકાશ ન હોવાથી તે ત્યાંથી ઉઠીને પોતે પુત્રો થયો. મહાલયમાં જવા પછી મસ્તકમાં પડેલા જખમને રૂઝ- વે, તેણે ઉપચાર કર્યો. પ્રભાતમાં કોટવાલને બોલાવીને ભદ્રકાળી વિષે પૂછતાં કોટવાલે તેના અદૃશ્ય થઈ જવાના સમાચાર સંભળાવ્યા. એ પોતાના ગુપ્તચરોને ભદ્રકાળીને શોધી પકડી લાવવા માટે ચારે દિશામાં રવાના કરી દીધા. જ્યારે રાણીએ રાજાના મસ્તકમાં જખમ થવાનું કારણ પૂછ્યું, ત્યારે તેના ઉત્તરમાં રાજાએ જણાવ્યું કે;—"હું રાત્રે ગુપ્ત વેશમાં નગરચર્યા જોવાને ગયો હતો, તે વેળાએ એક સ્થળે માર્ગમાં ઠોકર લાગવાથી પડી ગયો અને એક શિલા સાથે મસ્તક અથડાયાથી આ જખમ થયો." ભોળી રાણીએ રાજાનાં કથનને સત્ય માની લીધું. પોતાનાં એક પાપને છુપાવવા માટે બીજાં અસત્યકથન આદિ મનુષ્યોને કેટલાં બધાં પાપો કરવાં પડે છે, એનું આ એક પ્રત્યક્ષ ઉદાહરણ છે. અસ્તુ. હવે આપણે અમદાવાદ ભણી પ્રયાણ કરીશું.



## સપ્તદશ પરિચ્છેદ.

## ભેગડો અને ભેગમ.

**અમદાવાદ** નગર વસ્યાવિશે એક એવી આખ્યાયિકા સાંભળવામાં આવે છે કે, જે વેળાએ અમદાવાદ વસ્યું નહોતું તે વેળાએ તે સ્થાનમાં આસપાસ ઘાટી ઝાડી અને તેની વચ્ચે **આસ્તોડિયું** અથવા આશાવલી નામક એક ન્હાનું ગામ હતું. સંસ્કૃતમાં એ ગામનું નામ 'આશાપલ્લી' લખેલું છે. એ ગામમાં **આશો** નામનો એક ભિલ્લ હતો, અને તેની **ગુર્જરકુમારી** (ગુજરકુંવરી) નામક એક અત

યૌવતી પુત્રી હતી. તે સમયમાં અત્યારે જ્યાં માણેકચોક છે, ત્યાં સાભ્રમતી નદીનો વહનમાર્ગ હતો. એ સ્થળે તે બાળા નિત્ય પાણી ભરવા આવતી હતી. એક દિવસ **પાટણ**ના બાદશાહ **અહમ્મદશાહ**નો રાવત બાદશાહના ઘોડાને પાણી પાવા ત્યાં આવ્યો અને તેનો એ ગુર્જરકુમારી સાથે અચાનક મેળાપ થઈ ગયો. એ પછી તે રાવત નિત્ય તે ઘોડાને લઈને **પાટણ**થી આવતો અને તેજ રાતે ગુર્જરકુમારીને મળીને પાછો **પાટણ** પહોંચી જતો હતો. અન્તે એ વાર્ત્તા બાદશાહના જાણવામાં આવી અને તેથી બાદશાહે ત્યાં આવીને સંવત્ ૧૪૬૭ માં ત્યાં પોતાના નામથી **અહમ્મદાબાદ** નામક નગર વસાવ્યું, કે જેનું પછીથી- 'અમદાવાદ' એવું અશુદ્ધ કિંવા અપભ્રષ્ટરૂપ થઇ ગયું અને તે અત્યાર સુધી પ્રચલિત છે. બાદશાહોનું સિંહાસન **અમદાવાદ**માં હોવાથી કેટલાકો એ નગરને **રાજનગર**ના નામથી પણ ઓળખે છે અને તે યોગ્ય જ છે. **અહમ્મદાબાદ** વસાવ્યા પછી બાદશાહે ગુર્જરકુમારીને પોતાના અંતઃપુરમાં રાખી. વનવાસિનીને રાજમંદિરનિવાસિની બનાવી. એ સમયમાં સાભ્રમતી નદીના તીરપ્રાંતમાં **માણેકનાથ** બાવો વસતો હતો. બાદશાહે જ્યારે નગરની આસપાસ ફરતો કોટ ચણાવવા માંડયો, ત્યારે ચમત્કાર એવો થયો કે, જે વેળાએ દિવસે કોટના ચણતરનું કામ ચાલતું, તે વેળાએ બાવો **માણેકનાથ** પોતાની એક જૂની ફાટેલી ગોદડીમાં દોરા ભરવા બેસતો અને રાતે ગોદડીમાંથી તે દોરા કાઢી નાખતો એટલે ચણાયલો બધો કોટ કડડભૂસ દઇને પડી જતો. આ વાર્ત્તા જે વેળાએ બાદશાહના જાણવામાં આવી તે વેળાએ બાદશાહે એમ ન કરવાને બાવાને નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી. એટલે બાવાએ જણાવ્યું કે, "જો તમો મારું નામ કાયમ રાખો તો કોટ ચણાય અને શહેર પણ આબાદ થાય." બાદશાહે તેની માગણીને માન આપી તેના નામનો '**માણેકબુર્જ**' ચણાવ્યો અને ચોકનું '**માણેકચોક**' નામ રાખ્યું કે જે અદ્યાપિ ચાલૂ છે.

બીજી એક આખ્યાયિકા કિંવા ઐતિહાસિક કથા એવી છે કે, જે વેળાએ સુલ્તાન **મુજફ્ફરશાહ** મરી ગયો, તે વેળાએ તેનો પૌત્ર **અહમ્મદશાહ** ગુજરાતનો સુલતાન થયો. પરંતુ તેનાં પિત્રાઇ **ફીરોજશાહ** તેના સુલ્તાનપદનો અસ્વીકાર કરીને પોતે સુલ્તાન થવાની આકાંક્ષાથી **ભૃગુપુર** (ભરૂચ)માં સાત કે આઠ હજાર માણસનું સૈન્ય એકઠું કરી નર્મદાના તીરે છાવણી નાખીને પડ્યો. એ બળવાખોર **ફીરોજશાહ**ને [illegible]ી દેવા માટે જ્યારે **અહમ્મદશાહ** **પાટણ**થી **ભરૂચ** તરફ આવવા [illegible]ળ્યો ત્યારે વચ્ચે સાભ્રમતી નદીના તીરપ્રાન્તમાં આવેલા આશ[illegible]

વલી ગામ પાસે તેના લશ્કરે છાવણી નાખી. એ સ્થાનનાં હવા પાણી બાદશાહને ઘણાં જ સારાં લાગવાથી ફીરોજશાહને પરાજિત કર્યા પછી તેણે એ સ્થાનમાં પોતાના નામથી નવીન નગર વસાવ્યું અને તેને જ પોતાની રાજધાનીનું કેન્દ્રસ્થાન બનાવ્યું. એ પછી પાટણના સુલ્તાનો અહમ્મદાબાદ (અમદાવાદ)માં વસવા લાગ્યા અને તેઓ અમદાવાદના સુલ્તાનના નામથી ઓળખાતા થયા.

અમદાવાદના આબાદ થવા વિશેની એ બન્ને આખ્યાયિકાઓમાં કેટલોક ભેદ હોવા છતાં એટલું તો નિર્વિવાદ જણાઈ આવે છે કે, અમદાવાદનો વસાવનાર તો અહમ્મદશાહ પહેલો જ હતો અને અત્યારે એ નગર તેના નામથી જ ઓળખાય છે. કેવળ એટલું જ નહિ, પણ મૂળ આસ્તોડિયા અથવા આશાવલી ગામના સ્મારકરૂપ 'આસ્તોડિયો દરવાજો'.પણ અત્યાર સુધી કાયમ છે. અસ્તુ.

અમદાવાદનો મૂળ વસાવનાર તો અહમ્મદશાહ હતો, પણ મહમૂદ બેગડો ગુજરાતનો એક મહાપ્રતાપી સુલ્તાન હોવાથી તેના સમયમાં અમદાવાદની જાહોજલાલી ઘણી જ વધી ગઈ હતી. અત્યારે અમદાવાદમાં મુસલ્માનોના સમયની જે સારી સારી ઇમારતોનાં જોવા લાયક ખંડીયેરો છે, તેમાંની ઘણીખરી ઇમારતો એ મહમૂદ બેગડાના સમયમાં જ અસ્તિત્વમાં આવી હતી. અર્થાત્ એટલાથી જ અમદાવાદની તે વખતની જાહોજલાલીની કાંઇક કલ્પના કરી શકાય એમ છે.

જે વેળાએ ચાંપાનેરના રાજા જયસિંહના સેનાપતિ રણપાળે બેગડાના થાણદાર મલીક અસદ્ખાનનો પરાજય કર્યો અને તેને પ્રતિષ્ઠાહીન કરીને કાઢી મૂક્યો, તે વેળાએ મહમૂદ બેગડો જૂનાગઢથી પાછો અમદાવાદમાં આવી લાગ્યો હતો. પણ હજી મલીક અસદ્‌ના પરાજયની વાર્ત્તા તેના સાંભળવામાં આવી નહોતી. એક દિવસ તે અમદાવાદમાંના પોતાના રાજમહાલયમાંના વિશાળ ઝરૂખામાં બેઠો હતો એવામાં તેની દૃષ્ટિ પાવાગઢની દિશામાં આકર્ષાઈ અને તેની સાથે મનમાં કાંઇક વિચાર આવવાથી તેણે મૂછોના આંકડા ચડાવ્યા અને એક પ્રકારની વિશિષ્ટ અર્થસૂચક નેત્રચેષ્ટા કરી.

એટલામાં તેની માનીતી બેગમ ત્યાં આવી લાગી. તેણે પોતાના પતિના મુખમંડળમાં વક્રતા, ક્રૂરતા અને વિષાદની છાયાને જોઇને આર્જવતા તથા નમ્રતાથી પ્રશ્ન કર્યો કે;–"આલમપનાહ સુલ્તાન, આ લૌંડી જાનોદિલથી કુરબાન; આજે એવું તે શું કારણ બન્યું છે કે દુશ્મનોના ચ્હેરાનો રંગ આમ ઉતરી ગએલો અને ઉદાસ દેખાય છે?"

"પ્યારી બેગમ, જ્યારે આ પાવાગઢનાં ઉન્નત શિખરો તરફ મારી નજર જાય છે અને એ પાવાગઢનું રાજ્ય હજી મારા તાબામાં કેમ ન આવ્યું એનો વિચાર થાય છે; તે વેળાએ તત્કાળ મારી શાંતિ લોપાય છે અને દિલમાં એક જાતની છુપી આગના ભડકા થાય છે. જૂનાગઢમાં મેં મારી ધારણા પ્રમાણે ફતેહ કમાવી અને ઠેઠ કચ્છ તથા સિંધુ દેશ સુધી મારી હુકૂમતને ફેલાવી છે, પણ આ ચાંપાનેરના રાજાએ પૂર્ણ સ્વતંત્રતા બતાવી છે. એને નમાવ્યો નથી ત્યાં સૂધી આ સુલ્તાનપદ નકામું છે; કારણ કે, એક પૂર્ણ સ્વતંત્ર રાજ્ય મારી આંખોની સ્હામું છે." બેગડાએ એમ કહીને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

સુલ્તાનનું આ ઉત્તર સાંભળીને બેગમની મુખમુદ્રામાં પણ ઉદાસીનતા અને નિરાશાનો રંગ વ્યાપી ગયો. પણ બેગમની એ નિરાશાનું કારણ ભિન્ન હતું. તે ઉદાસીનતામિશ્રિત ગંભીરતાથી બોલી કે;–"આલીશાન સુલ્તાન, ગુસ્તાખી મોઆફ–જે લોકો સુલ્તાનોની બેગમો અને રાજાઓની રાણીઓને સુખી અને શાદમાન માને છે, તેઓ ખરેખર પોતાની ધારણામાં ઠગાય છે–એક સરાસર ખોટી વાતને સાચી માનતા જણાય છે."

"એટલે ? તમારા બોલવાનો મતલબ મારા સમજવામાં ન આવ્યો." સુલ્તાને કહ્યું.

"મારા બોલવાનો મતલબ એ જ કે, બેગમો અને રાણીઓ સાધારણ ખેડુતો અને કઠિયારાની બાયડીઓ કરતાં પણ વધારે દુઃખી છે. તેમની હાલત એવી તો કંગાલ અને કાબિલેરહમ છે કે, ખુદાની પનાહ." બેગમે કહ્યું.

"શું ગરીબ ખેડુતો અને કઠિયારાની બાયડીઓ કરતાં બેગમોની હાલત ખરાબ છે ? બેગમ, આજે તમારા મોઢામાંથી આ હું શું સાંભળું છું ? આ દુનિયામાં એવી કઇ ચીજ છે કે જે બેગમને નથી મળતી ? બેગમોની એવી કઇ તમન્ના છે કે જે હુકમ કરતાંની સાથે જ નથી ફળતી ?" સુલ્તાને કહ્યું.

"મળે વસ્ત્રો અલંકારો તથા સુખ સેજ પણ ખાસી;
મહાલયવાસ, સેવામાં હજારો દાસ ને દાસી;
વિપુલતા ખાનપાનોની વિલાસોનો વિપુલ રાશી;
મળે છે દૂધ બદલે પાણીને થાયે અગર પ્યાસી;
ન મળતી એક વસ્તૂ બેગમોને તે મહબ્બત છે;
અને એથી અમારી જિન્દગી આફત ક્યામત છે!"

"પ્યારી બેગમ, ત્યારે તમારા મનમાં એવો વહમોગુમાન છે કે આ તમારો શૌહર મહબ્બતથી મહરૂમ સુલ્તાન છે? જો તમારો એવો ખ્યાલ હોય તો તે ખ્યાલેખામ છે." બેગડાએ કહ્યું.

"મહબ્બત છે, પણ તેનો અંજામ નથી; જાહોજલાલી છે, પણ આરામ નથી. એક મુલકને સર કરી આવો છો અને તરત બીજા મુલક-પર ચઢાઈ કરવાનાં ચિન્હો બતાવો છો. સલ્તનતને વધારવાની વેઠમાં જ જિન્દગી તમામ થશે, અને જ્યારે કબ્રમાં જવાનો ઇન્તજામ થશે, ત્યારે જ કાંઇક આરામ થશે." બેગમે હૃદયની વેદનાને માર્ગ આપ્યો.

"આથી તમે કહેવા શું માગો છો?" બેગડાએ કહ્યું.

"એ જ કે, જે બિચારા કંગાલ અને લાચાર હોય છે, તેમના મનમાં રોટલાની ચિન્તા રહ્યા કરે છે; જેઓ ખાધે પીધે સુખી હોય છે તેમને ધનવાન્ થવાની ચિન્તા બાળ્યા કરે છે; જેઓ ધનવાન્ હોય છે તેમને સત્તા મેળવવાની આશા જાગ્યા કરે છે; જેઓ સત્તાધારી હોય છે, તેઓ રાજા થવાની આકાંક્ષા રાખે છે; જેઓ રાજા હોય છે તેઓ શહનશાહ બનીને સર્વોત્કૃષ્ટ થવાની ચિન્તામાં નિદ્રાને વેચીને જાગરણને ખરીદી લે છે; અને જમશેદ જેવા અવિચારી બાદશાહો તો ખુદાઇનો દાવો કરવાને પણ તૈયાર થઇ જાય છે. સારાંશ કે, ઇન્સાનની હવસનો અન્ત આવતો જ નથી, મરતાં સૂધી આરામ તેને મોઢું બતાવતો જ નથી. એટલા માટે જ જે આકિલ અને દાના છે, તેઓ એ હવસના દામમાં કદાપિ ફસાતા નથી અને લોભના જાળમાં બંધાતા નથી. પોતાને ખુદાતાલાએ જેટલાં સાધનો આપ્યાં હોય, તેમાં જ સંતોષ માનીને બીબી બચ્ચાં સાથે બેસી અયશ આરામ ભોગવે છે અને તે સાથે પાક પરવરદિગારની બંદગી કરીને પરલોક માટે જિન્દગીને ગાળવે છે. એવા શુક્રગુજાર દિલદારની બીબીઓ સુખી છે; અને હવસ પરસ્ત સુલ્તાનોની સુલ્તાનાઓ ઘણી જ દુઃખી છે." બેગમે સંતોષસુખનું શબ્દચિત્ર આલેખ્યું.

"ત્યારે બેગમ, તમારો મને એ જ ઉપદેશ છે કે, સલ્તનતને વધારવાના કામને લાગીને હું જનાનખાનામાં જ પડ્યો રહું અને રૈયતને પણ ભૂલી જાઉં? એમ મારાથી કદાપિ બનવાનું નથી. કારણ કે, જે સુલ્તાન હુકમરાન જનમુરીદ થઇને જનાનખાનાનો બંદિવાન્ થાય છે, તેની સલ્તનત ધૂળમાં મળી જાય છે અને પાક પરવરદિગાર પણ તેના પર કોપાય છે." સુલ્તાને પોતાના અભિપ્રાયમાં દૃઢ રહીને

"જે સુલ્તાન પોતાની રૈયતની નિગાહબાનીના કા નાચરંગ, રંડીબાજી અને ઐયાશીમાં ગિલ્તાન થાય છે, તે

પરદિગાર કોપાય છે અને તેની જ રૈયત પાયમાલ થાય છે. પણ જે સુલ્તાન પોતાની રૈયતની નિગાહબાની સાથે પોતાની મનઃહા બેગમને પણ સર્વ પ્રકારનો સંતોષ આપે છે, તેની સઘળી આફતોને તે દાવર દાદાર કાપે છે. હવે રહી સલ્તનતને વધારવાની વાત—સલ્તનતને વધારવાથી અને બીજા બેગુનાહ કમજોર રાજાઓને મારવાથી એવો તે શો સદાનો લાભ થવાનો છે? કારણ કે, સારા જહાનનો સુલ્તાન પણ એક દિવસ તો અંતે કબ્રમાં જ ચાલ્યો જવાનો છે. એટલા માટે જ કહેલું છે કે;—

"ગનીમત જાન ઇસ મિલ બયઠનેકો;
જુદાઇકી ઘડી સરપર ખડી હય!"

"બેગમ, તમારું કહેવું બધું રાસ્ત અને દુરુસ્ત છે. પણ લાચાર છું કે, આ બધું જાણવા સમજવા છતાં લોભને છોડી શકાતો નથી—મોહના પાશને તોડી શકાતો નથી." બેગડાએ લાચારી બતાવી.

"તમારા એ લોભ અને મોહે મારી જિન્દગીના પ્યાલામાં જહર ભરી દીધું છે. જેને હું દોસ્ત ધારતી'તી તેણે દુશ્મનનું કામ કીધું છે. આથી જ મારા મુખમાંથી વારંવાર એવા ઉદ્ગાર નીકળ્યા કરે છે કે;—

'લોગ કહતે હયઁ કે અહલેજર નહીં તો કુછ નહીં:
જર હુવા પયદા તો સમઝો ઘર નહીં તો કુછ નહીં;
મુઝકો સબ હાસિલ હય લેકિન હય કમી એક બાતકી;
જરભી હયે ઔર ઘરભી હય દિલબર નહીં તો કુછ નહીં."

"બેગમ, મારી જિગરજાન સુલ્તાના, જો એકવાર ચાંપાનેરનો રાજા મારો માતહત થઈ જાય, તો પછી હું બીજી કોઈ લડાઇના ઝગડામાં પડવાનો નથી. તે પછી હું તારો જ પરસ્તાર થઈ રહીશ—ફકત તારી જ મહબ્બતનો તાબેદાર થઇ રહીશ. ચાંપાનેરના રાજા સાથે આજથી નહિ, પણ ઘણા લાંબા વખતથી આપણી દુશ્મની ચાલતી આવે છે. ચાંપાનેરનો સ્વર્ગવાસી રાજા ગંગારાજ સુલ્તાન મહમ્મદશાહનો જાની દુશ્મન હતો, પણ તેને માળવાના નબ્બાબની મદદ હોવાથી તેનો પરાજય કરી શકાયો નહોતો. અત્યારે પણ માળવાના નબ્બાબ સાથે જયસિંહનો જો કે સારો સંબંધ છે; પણ આપણી ફોજ એ બન્ને રાજાઓની ફોજ કરતાં વધારે જોરાવર અને મોટી હોવાથી હવે તે આપણા પર ફાવી શકે તેમ નથી. લડાઈ કરવાનો ફકત કોઈ સબબ મળી આવે એટલી જ ખોટી છે." બેગડાએ કહ્યું.

"એક બળવાન્ રાજાની જ્યારે કોઇ નિર્બળ રાજાને દાબી નાખવાની ઇચ્છા થાય છે, ત્યારે તેને વિગ્રહના કારણને શોધી કાઢતાં જરા

પણ વિલંબ લાગતો નથી. એટલે જો આપની ઇચ્છા જ હોય, તો એવાં એક હજારને એકવીસ કારણો આ ક્ષણે જ મળી શકે એમ છે. સીધું કારણ ન મળે, તો આડાં કારણો ક્યાં નથી શોધી શકાતાં વારુ? મારા સાંભળવા પ્રમાણે **ચાંપાનેર** રાજ્યમાં મુસલમાનોની એક પણ મસ્જિદ નથી, તો ત્યાંના રાજાને એમ જણાવો કે, 'તમારા રાજ્યમાં વ્યાપારી કે મુસાફિર તરીકે જે મુસલમાનો આવે છે, તેમને નમાજ વગેરે ધાર્મિક ક્રિયાઓ કરવાનું કોઈ સ્થાન ન હોવાથી અમને એક બે મસ્જિદ બંધાવવા માટેની જમીન આપો.' અથવા તો આપણા રાજ્યમાંથી ત્યાં જતી વસ્તુઓપર જે કર લેવામાં આવે છે, તે કર ન લેવા માટેની માગણી કરો. એ માગણીને તે રાજા કદાપિ કબૂલ રાખશે જ નહિ, અને તેથી ચઢાઈ કરવાનું આપને આઇતું કારણ મળી આવશે. વિગ્રહ માટે આવા એક બે નહિ, પણ અનેક માર્ગો તૈયાર છે—માત્ર આપના નિશ્ચયની જ વાર છે." બેગમે રાજનીતિનો ઉપદેશ આપ્યો.

એટલામાં એક દાસી ત્યાં દોડતી આવી લાગી. અને બાદશાહને મુજરો કરીને તેણે કહ્યું કે;—"શહનશાહ આલમપનાહ, બહાર વજીર, **અફ્સરજંગ** અને **રસૂલાબાદ**ના થાણદાર **મલીક અસદ્ખાન** આવેલા છે અને તેઓ સલ્તનતના કોઈ જરૂરના કામ માટે અત્યારેજ હુજૂરેવાલાને મુલાકાત લેવાની તસ્દી આપવા માગે છે."

"જા—તેમને બહારના દીવાનમાં બેસાડ. હું હમણાંજ આવું છું." સુલ્તાને હુકમ ફરાવ્યો.

દાસી ચાલી ગઈ અને ત્યાર પછી સુલ્તાન બેગમને "દિલારામ હુસનઆરા ખાતૂન, તમે પણ તશરીફ લઇ જાઓ, દસ્તરખાન ન ખાવો અને જમવાની તૈયારી કરાવો. આજે આપણે સાથે બેસીને જ જમીશું." એ પ્રમાણેનું ફર્માન અને પ્રેમયુક્ત ચુંબનસુખ આપીને દીવાન તરફ ચાલતો થયો.

બેગમ પણ દાસીઓને દસ્તરખાન બિછાવી ભોજનની તૈયારી કરવાની આજ્ઞા આપીને સુલ્તાનની પાછળ ચાલતી થઇ અને દીવાનની બાજૂના બીજા ઓરડામાં બેસીને સુલતાન તથા આવેલા અધિકારીઓ વચ્ચે ચાલતા સંભાષણનું એકધ્યાનથી શ્રવણ કરવા લાગી.

## અષ્ટાદશ પરિચ્છેદ.

## યુદ્ધની તૈયારી.

સુલ્તાન **મહમૂદ બેગડા**એ દીવાનમાં પ્રવેશ કરતાંની સાથે ત્યાં આગળથી તેના આગમનની વાટ જોતા બેઠેલા વજીર, **અફ્**

મલીક અસદ્‌ખાન ઊઠીને ઊભા થયા અને સુલ્તાનને કોર્નિશ કરીને તેના આસને બેસવા પછી પોતે પણ તેની આજ્ઞા મળતાં બેસી ગયા. સુલ્તાને વજીરને ઉદ્દેશીને કહ્યું કે;–"કેમ વજીરેઆજમ, અત્યારે એકાએક આવવાનું શું કારણ છે? સલ્તનતમાં કાંઈ બળવા ફિતૂર જેવું તો નથીને?"

"આપણી સલ્તનતપર તો પરવરદિગારની મેહરબાની છે અને તેથી શાંતિની જ આબાદાની છે. પણ આ રસૂલાબાદના થાણદાર કાંઇક માઠા સમાચાર લાવ્યા છે અને તેણે જ અમને ભડકાવ્યા છે. જો હુકમ હોય, તો તેઓ પોતાની હકીકત કહી સંભળાવે." વજીરે અર્જ કરી.

"અસદ્‌ખાન, જે વારેદાત હોય, તે કહી સંભળાવો–દિલને ખોલી બતાવો." સુલ્તાને રજા આપી.

"આલમગીર સુલ્તાન, એ તો આપના જાણવામાં હોવું જ જોઇએ કે, ગયા ચોમાસામાં આપણા તાબાના ગુજરાતના પ્રદેશમાં વર્ષાદ ન થવાથી અત્યારે દુષ્કાળથી લોકો પીડાય છે અને ઇન્સાન તથા હયવાનો મરણને શરણ થતાં જાય છે. આપ નામદારની રૈયતને આવી રીતે ભૂખમરાથી રીબાતી અને પીડાતી હું જોઇ ન શક્યો અને તેથી ચાંપાનેર રાજ્યમાં વર્ષાદ સારો થએલો હોવાથી અને તેથી ત્યાં ધાન્યની વિપુલતા હોવાથી ત્યાંથી ધાન્ય વગેરે લૂટી લાવીને મેં રૈયતના બચાવનો વિચાર કર્યો. મેં કેટલાંક ગામોમાં લૂટ ચલાવી, પણ એટલામાં ચાંપાનેરના પતઈ રાવળ જયસિંહની ફોજ આવી અને તેણે આપણી ફોજને મારી હટાવી. રાજપૂત સૈનિકો આપણા કેટલાક સિપાહીઓને કેદ કરી ગયા છે, બે હાથી અને ઘણા ઘોડાને હરી ગયા છે અને આપણા નામને કલંકથી ભરી ગયા છે. એ ઉપરાંત આપણા અનેક ફોજી જવાનોની ગર્દનપર તેમણે બેરહમીથી તલવાર ચલાવી છે અને અદમની રાહ બતાવી છે. મારી ધારણા પ્રમાણે તો આ એક ભયંકર અપમાન છે, હવે આ અપમાનનો બદલો કેવી રીતે લેવો એનો વિચાર કરનાર સુલ્તાન આલીશાન છે." અસદ્‌ખાને પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો.

"ચાંપાનેરનો રાજા આવો સરજોર છે? આ મોઆમેલો ખરેખર ખોફનાક અને કાબિલેગઔર છે." વજીર સાહેબે પોતાની બુદ્ધિ અને દીર્ઘદૃષ્ટિનો પરિચય કરાવ્યો.

"ખુદાની કુદરત ન્યારી છે. જે વેળાએ લૌંડીએ આવીને મને ...નામાં તમારા આવવાની ખબર સંભળાવી, તે વેળાએ બેગમ ચાંપાનેર વિશેનો જ સંવાદ ચાલતો હતો. ચાંપાનેરનું સ્વતંત્ર

હિન્દુરાજ્ય મારી આંખોમાં ભોંકાયલા કાંટા પ્રમાણે ખટક્યા કરે છે. હું જે મોકાની વાટ જોતો હતો તે મોકો હવે આવી લાગ્યો છે અને તેથી એમ ધારો કે રાવળનો નસીબો સૂતો છે અને આપણો નસીબો જાગ્યો છે. આ કારણને આગળ ધરીને ચાંપાનેરપર ચઢાઈ કરવાનો મારો દૃઢ નિર્ધાર છે. કેમ, મારા સિપાહસાલાર, તમારો શો વિચાર છે?" બેગડાએ કહ્યું.

"આલમપનાહ, સુલ્તાનના ફર્માનનો આ ખાદિમ તાબેદાર છે." અફ્સરજંગે હામાં હા મેળવીને કહ્યું.

"જયસિંહ જેવો એક કમજોર કાફિર આપણા લશ્કરે જર્રારને હંફાવી જાય—મયદાનેજંગમાં તે આપણી આવી તૌહીન કરે અને ફાવી જાય? આ અપમાનને સહન કરીને આપણે બેસી રહીએ, તો આપણી આબરૂને દાગ લાગી જાય અને સલ્તનતમાં બીજા જ વિચારો ફેલાય. એ નાતવાન હયવાન નથી જાણતો કે;—

'બામે ફલક હય નામ મેરે આસ્તાનકા,
કૌનો મકાં હય ગોશાનશીં ઈસ મકાનકા;
ડંકા બજા હય દહરમેં તબ્લો નિશાનકા,
માહીસે માહતક મેરી સિક્કા હય શાનકા;
અર્ષસે ચમકતે બઝ્મમેં મેરે ચિરાગ હયેં,
સૂરજકો તપ હય, ચાંદકે સીનેમેં દાગ હયેં!'

અફ્સરજંગ, હવે મયદાનેજંગમાં બહાદરીનો રંગ તમારે બતાવવાનો છે—ફતેહનો ઝંડો તમારે ચડાવવાનો છે." બેગડાએ ગર્જના કરીને કહ્યું.

"એ વિશે હુજૂરેવાલાએ બેખૌફ રહેવું. ચડવું કે પડવું પણ મયદાનેજંગમાં મોખરે રહીને લડવું એ જ અમારું કામ છે; ખુદાના ફજલોકરમથી દુશ્મનપર ફતેહ મેળવવી એ જ મારી તલવારનો અંજામ છે.

વો આગ હું જો ભડકું તો પત્થર પિઘલ પડે!
કબ્જેસે ખંજરોંકી જુબાનેં નિકલ પડે!"

શાહેઆલી, ફક્ત આપના ફરમાનની જ વાર છે; ફરમાન મળતાંની સાથે જ જોઈ લ્યો કે, તે સરકશ રાજાની ગર્દન છે અને આપના આ નમકહલાલ ખાદિમની તલવાર છે." અફ્સરજંગે શબ્દોદ્વારા પોતાના શૌર્યનું પ્રદર્શન કરાવ્યું.

"શાબાશ, આફરીન, મરહબા!" સુલ્તાને ધન્યવાદ આપ્યો અને પછી કહ્યું કે;—"ત્યારે આવતી કાલથી લડાઈની તૈયારી કરવા માંડો—હાથી, ઘોડા અને ફોજ જવાનોને સફર માટે તૈયાર કરો, જે હથિયારોની ખોટ હોય તે નવા બનાવો અને દારૂગોળો પણ ભરપૂર

મલીક **અસદ્‌ખાન** ઊઠીને ઊભા થયા અને સુલ્તાનને કોર્નિશ કરીને તેના આસને બેસવા પછી પોતે પણ તેની આજ્ઞા મળતાં બેસી ગયા. સુલ્તાને વજીરને ઉદ્દેશીને કહ્યું કે;–"કેમ વજીરેઆજમ, અત્યારે એકાએક આવવાનું શું કારણ છે ? સલ્તનતમાં કાંઈ બળવા ફિતૂર જેવું તો નથીને ?"

"આપણી સલ્તનતપર તો પરવરદિગારની મેહરબાની છે અને તેથી શાંતિની જ આબાદાની છે. પણ આ રસૂલાબાદના થાણદાર કાંઇક માઠા સમાચાર લાવ્યા છે અને તેણે જ અમને ભડકાવ્યા છે. જો હુકમ હોય, તો તેઓ પોતાની હકીકત કહી સંભળાવે." વજીરે અર્જ કરી.

"**અસદ્‌ખાન**, જે વારેદાત હોય, તે કહી સંભળાવો–દિલને ખોલી બતાવો." સુલ્તાને રજા આપી.

"આલમગીર સુલ્તાન, એ તો આપના જાણવામાં હોવું જ જોઇએ કે, ગયા ચોમાસામાં આપણા તાબાના ગુજરાતના પ્રદેશમાં વર્ષાદ ન થવાથી અત્યારે દુષ્કાળથી લોકો પીડાય છે અને ઇન્સાન તથા હયવાનો મરણને શરણ થતાં જાય છે. આપ નામદારની રૈયતને આવી રીતે ભૂખમરાથી રીબાતી અને પીડાતી હું જોઇ ન શકયો અને તેથી **ચાંપા**નેર રાજ્યમાં વર્ષાદ સારો થએલો હોવાથી અને તેથી ત્યાં ધાન્યની વિપુલતા હોવાથી ત્યાંથી ધાન્ય વગેરે લૂટી લાવીને મેં રૈયતના બચાવનો વિચાર કર્યો. મેં ત્યાં લૂટ ચલાવી. પણ એટલામાં ...નેરના મગરૂર સેનાપતિએ મને મારી હટાવ્યો

**ચાંપા**નેરન મારી ઇજ્જતની બરબાદી કરી છે, એ તૌહીનનો બદલો હ

ફોજને મા જિગર હાથ હાથ ઉછળી રહ્યું છે; તો જહાંપનાહ, જો આ

કેદ કરી મને કોઈ સારા ઓહદાપર મુકર્રર કરવામાં આવે, તો સહજ

આપણાં થશે." મલીક **અસદ્‌ખાને** આર્જવતાથી કહ્યું.

ફોજી જ૦ "એ લડાઇના હંગામમાં તમને દુય્યમ સિપાહસાલારના

અદબની પર મુકર્રર કરવામાં આવશે કે જેથી તમારી દિલી તમન્ના પૂર

અપમાન સુલ્તાને અનુમોદન આપ્યું.

કરનાર "ત્યારે હવે ખાદિમો રજા ઇચ્છે છે; કારણ કે, આપના

સંભળા૦ નનો સમય થઈ ગયો છે." વજીરે કહ્યું.

"હા, ભલે સિધારો અને જઇને તમે પણ દસ્તરખાનને

ખૌફના આપો." **બેગડાએ** રજા આપી.

દીર્ઘદૃષ્ટિ

તેઓ કોર્નિશ કરીને ચાલ્યા ગયા અને સુલ્તાન પણ ત્યાંથી

નખાનામાં આવ્યો. ત્યાં બિછાવેલા દસ્તરખાનપર બેગમ

આવવાની વાટ જોતી બેઠી હતી. બેગમે વધારે કાંઈ પૂછ્યું નહિ; કારણ કે, તેણે છુપાઇને જે જાણવાનું હતું તે તો જાણી લીધું હતું. ખાન-પાનને ઇન્સાફ આપીને સુલ્તાન અને બેગમ શયનમંદિરમાં ગયાં, અને નિદ્રાવશ થયાં.

* * * * *

શુક્રનો ઉદય ઉષ:કાળ થવાની સૂચના આપતો હતો, પરંતુ અદ્યાપિ અંધકારનો પ્રતિકાર થયો નહોતો. એ વેળાએ સાભ્રમતી નદીના તીર પ્રાન્તમાં એક તરુણ પુરુષ આમતેમ ફરતો હતો. તેના પોશાકથી તે મુસલમાન જેવો દેખાતો હતો. તે પોતાના મન સાથે બબડવા લાગ્યો કે;–"હજી કેમ ન આવી? આજની કાંઇ ખબર કેમ ન લાવી?"

અચાનક દૂરથી એક અબળા તેને આવતી દેખાઈ. થોડીવારમાં તે અબળા પાસે આવી લાગતાં તેણે તેને આતુરતાથી પૂછ્યું કે;–"કેમ જન્નતઆરા, આજના શા સમાચાર છે?"

"આજના સમાચાર જાણવા જેવા છે. રસૂલાબાદનો થાણદાર મલીક અસદ્‌ખાન વજીર અને અફસરજંગને સાથે લઇને સુલ્તાનને ચાંપાનેરની ફોજના હાથે પોતાની થએલી શિકસ્તની હકીકત સંભળાવવાને આવ્યો હતો. એ હકીકત સાંભળીને સુલ્તાને સિપાહસાલારને ચાંપાનેરપર ચઢાઈ કરવાનો હુકમ આપી દીધો છે, અને ધીમે ધીમે એક મહિનામાં તૈયારી કરીને તેઓ અહીંથી ચાંપાનેર તરફ કૂચ કરવાના છે." જન્નતઆરાએ કહ્યું.

"આ વાત તારા જાણવામાં કેમ આવી?" તે તરુણે પૂછ્યું.

"મારી અજીજ અને મેહેરબાન મલકાએ આ છુપી વાત મને રાતે સુલ્તાનના સૂઈ જવા પછી હું મલકાના પગ દાબવા ગઈ હતી તે વેળાએ સંભળાવી." જન્નતઆરાએ જવાબ આપ્યો.

"ત્યારે તો મલકાની તારાપર મોટી મેહરબાની દેખાય છે!"

"મલકા ફક્ત તેટલું જ પાણી પીએ છે કે જેટલું આ તમારી નાચીજ કનીજ પાય છે."

"તારી આવી ઇજ્જત ને તમકનતને જોઇને મારું જિગર ખુશી અને શાદમાનીથી છલકાઈ જાય છે." તરુણે તે નાજનીનની તારીફ કરી.

"પણ વ્હાલા હુમાયૂન, હવે તારા વસ્લ વિનાની જિન્દગી મને જહર જેવી લાગે છે, રાત થાય છે કે તન બદનમાં ઇશ્કની આગ જાગે છે. તું ઘણીક વાર મહિનાઓના મહિના સૂધી ગુમ થઈ જાય છે, તારા દીદાર પણ દુસ્વાર થાય છે અને તારી જુદાઈમાં આ જન્નતઆરા જીવતી જ મરી જાય છે." જન્નતઆરાએ પોતાનો શોક દર્શાવ્યો.

૧૦

કારણ કે, પાવાગઢનો કિલ્લો સહજ હાથમાં આવી જાય તેવો નિર્બળ નથી. આ લડાઇમાં ફતેહને ખરીદવા માટે કદાચિત્ આપણને મોંઘી કીમત પણ આપવી પડે. પરંતુ અફસરજંગ, યાદ રાખજો કે, જે વેળાએ આ લડાઈ ફતેહ કરીને આપણે પાછા ફરીશું, તે વેળાએ તમને અને ફોજના દરેક સિપાહીને લાયકાત પ્રમાણે નિહાલ કરીશ—માલામાલ કરીશ."

"એ હુજૂરની કદ્રદાની છે—નિહાયત મહેરબાની છે." અફસરજંગે ઉપકાર માન્યો, અને પ્રાર્થના કરી કે;—"પણ આલીશાન સુલ્તાન, તાબે એ ફરમાનની એક અર્જ એ છે કે, હાલમાં જ આપણી ફોજ જૂનાગઢથી પાછી ફરેલી છે, તેને આરામનો કેટલોક વખત આપવામાં આવે અને લગભગ એક મહિના પછી આપણે અહીંથી કૂચ કરીએ, તો તેથી આપણને તત્કાળ લાભ થવાનો સંભવ છે. કારણ કે, સિપાહો તાજાતવાના હશે, તો ઉમંગથી લડશે અને જે કામ ચાર દિવસે થઇ શકે તે એક જ દિવસમાં કરશે."

"ભલે—ઉતાવળની જરૂર નથી. જો કે આપણી તૈયારીની ચાંપાનેરના રાજાને ખબર પડશે, તો તેને પણ તૈયારી કરવાનો એથી વધારે સારો વસર મળશે. પણ એથી આપણી વિશેષ કાંઇ હાનિ થવાની નથી. જંગી ફોજની આગળ હિન્દુ ફોજનો એક પળ માત્ર પણ ટકાવ એમ નથી. ખુશીથી તમને હું તૈયારી માટે એક મહિનાની પું છું." બેગડાએ અફસરજંગની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો.

"ચાંપા ... ... નન મારો હટાવ્યો છે અને ...તની બરબાદી કરી છે, એ તૌહીનનો બદલો લેવાને મારું જિગર હાથ હાથ ઉછળી રહ્યું છે; તો જહાંપનાહ, જો આ લડાઇમાં મને કોઈ સારા ઓહદાપર મુકર્રર કરવામાં આવે, તો મહજ એહસાન ' અસદ્ખાને આજીજવતાથી કહ્યું.

...ડાઇના હંગામમાં તમને દુય્યમ સિપાહસાલારના ઓહદા... કરવામાં આવશે કે જેથી તમારી દિલી તમન્ના પૂરી થશે." ... અનુમોદન આપ્યું.

"ત્યારે હવે ખાદિમો રજા ઇચ્છે છે; કારણ કે, આપના ભોજનનો સમય થઈ ગયો છે." વજીરે કહ્યું.

"હા, ભલે સિધારો અને જઇને તમે પણ દસ્તરખાનને ઇન્સાફ આપો." બેગડાએ રજા આપી.

તેઓ કોર્નિશ કરીને ચાલ્યા ગયા અને સુલ્તાન પણ ત્યાંથી ઉઠીને જનાનખાનામાં આવ્યો. ત્યાં બિછાવેલા દસ્તરખાનપર બેગમ તેના

આવવાની વાટ જોતી બેઠી હતી. બેગમે વધારે કાંઈ પૂછ્યું નહિ; કારણ કે, તેણે છુપાઇને જે જાણવાનું હતું તે તો જાણી લીધું હતું. ખાન-પાનને ઇન્સાફ આપીને સુલ્તાન અને બેગમ શયનમંદિરમાં ગયાં, અને નિદ્રાવશ થયાં.

*   *   *   *   *

શુક્રનો ઉદય ઉષ:કાળ થવાની સૂચના આપતો હતો, પરંતુ અદ્યાપિ અંધકારનો પ્રતિકાર થયો નહોતો. એ વેળાએ સાભ્રમતી નદીના તીર પ્રાન્તમાં એક તરુણ પુરુષ આમતેમ ફરતો હતો. તેના પોશાકથી તે મુસલમાન જેવો દેખાતો હતો. તે પોતાના મન સાથે બબડવા લાગ્યો કે;–"હજી કેમ ન આવી? આજની કાંઇ ખબર કેમ ન લાવી?"

અચાનક દૂરથી એક અબળા તેને આવતી દેખાઈ. થોડીવારમાં તે અબળા પાસે આવી લાગતાં તેણે તેને આતુરતાથી પૂછ્યું કે;–"કેમ જન્નતઆરા, આજના શા સમાચાર છે?"

"આજના સમાચાર જાણવા જેવા છે. રસૂલાબાદનો થાણદાર **મલીક અસદ્‌ખાન** વજીર અને **અફસરજંગ**ને સાથે લઇને સુલ્તાનને **ચાંપાનેર**ની ફોજના હાથે પોતાની થએલી શિકસ્તની હકીકત સંભળાવવાને આવ્યો હતો. એ હકીકત સાંભળીને સુલ્તાને સિપાહસાલારને **ચાંપાનેર**પર ચઢાઈ કરવાનો હુકમ આપી દીધો છે, અને ધીમે ધીમે એક મહિનામાં તૈયારી કરીને તેઓ અહીંથી **ચાંપાનેર** તરફ કૂચ કરવાના છે." **જન્નતઆરા**એ કહ્યું.

"આ વાત તારા જાણવામાં કેમ આવી?" તે તરુણે પૂછ્યું.

"મારી અજીજ અને મેહેરબાન **મલકા**એ આ છુપી વાત મને રાતે સુલ્તાનના સૂઈ જવા પછી હું મલકાના પગ દાબવા ગઈ હતી તે વેળાએ સંભળાવી." **જન્નતઆરા**એ જવાબ આપ્યો.

"ત્યારે તો મલકાની તારાપર મોટી મેહરબાની દેખાય છે!"

"મલકા ફક્ત તેટલું જ પાણી પીએ છે કે જેટલું આ તમારી નાચીજ કનીજ પાય છે."

"તારી આવી ઇજ્જત ને તમકનતને જોઇને મારું જિગર ખુશી અને શાદમાનીથી છલકાઈ જાય છે." તરુણે તે નાજનીનની તારીફ કરી.

"પણ વ્હાલા હુમાયૂન, હવે તારા વસ્લ વિનાની જિન્દગી મને જહર જેવી લાગે છે, રાત થાય છે કે તન બદનમાં ઇશ્કની આગ જાગે છે. તું ઘણીક વાર મહિનાઓના મહિના સુધી ગુમ થઈ જાય છે, તારા દીદાર પણ દુશ્વાર થાય છે અને તારી જુદાઈમાં આ **જન્નતઆરા** જીવતી જ મરી જાય છે." **જન્નતઆરા**એ પોતાનો શોક દર્શાવ્યો.

તેના મનનું સમાધાન કરતો હુમાયૂન બોલ્યો કે;–

"ન રખ્ખો શોઅલાજન યૂં નાલયે બેબાક સીનેમેં;
ન જલજાએ કહીં પ્યારી, દિલે ગમનાક સીનેમેં!"

"ઓ જાલિમ," જન્નતઆરા કહેવા લાગી;–

"જલા ચાંતક તપેગમસે દિલે ગમનાક સીનેમેં;
અગર ઢૂંઢે કોઈ દિલકો તો પાએ ખાક સીનેમેં!"

"જિગરપારા, સબ્ર કરો, દિલપર જરા જબ્ર કરો. જુદાઇમાં જેટલા દિવસ વીત્યા છે, તેટલા હવે વીતવાના નથી. વિસાલનો વખત પાસે આવતો જાય છે, કારણ કે, હવે થોડા જ દિવસમાં મારું માથે લીધેલું કામ તમામ થાય છે." હુમાયૂને પાછી તસલ્લી આપી.

"પાછા દીદાર કયારે થશે?" જન્નતઆરાએ તેના ગળામાં પોતાના કોમળ હસ્તને સર્પ સમાન લપટાવીને પૂછ્યું.

"લગભગ એક મહિનો જશે." ઉત્તર મળ્યું.

"અફસોસ–મારા માટે તો એ એક મહિનો એક આફત જેવો જ થશે." એમ કહી જન્નતઆરા અફસોસ કરતી બોલી કે;–

"કયા કરે ચાહનેવાલેકા ભરોસા કોઈ;
સચ હય દુનિયામેં કિસીકા નહીં હોતા કોઈ;
અય જફાકાર, નહીં મેરી વફાઓંકા ખિયાલ;
યૂંભી કર લેતા હય પત્થરકા કલેજા કોઈ?"

"દિલજાન, શામાટે થાય છે આટલી હયરાન પરીશાન? આટલા દિવસ ગયા છે, તો એક મહિનો પણ ચાલ્યો જશે અને તારા બધા અરમાન પૂરા થશે." હુમાયૂને વળી પણ તેને સમજાવી.

એના જવાબમાં જન્નતઆરાએ તેને આલિંગન આપી લાડથી કહ્યું કે;–"હવે જો એક મહિનામાં આવી, પોતાના વચનને નહિ નિભાવો, તો તેનો અંજામ શો થશે, એ તમારા જાણવામાં છે કે? એ જ કે;–

"હોકે મજબૂર બસ ફિર જાન ગવાઉંગી મયઁ;
દેખના તુમકો ગુનાહગાર બનાઉંગી મયઁ;
દાવરે હશ્રકો સબ હાલ સુનાઉંગી મયઁ;
ખૂનેનાહક્કકા એવજ હશ્રમેં પાઉંગી મયઁ;
નામ રૌશન હો જમાનેમેં જફાકારોંકા;
કામ લે લૂંગી મયઁ ખંજરસે વફાદારોંકા!"

"પ્યારી, ખુદાને ખાતર એવો સિતમ ન કરશો, આ બે ગુનાહ કે સાદિકના દામનને ખૂનેનાહકથી ન ભરશો. નહિતો તમારા ફિરાકમાં

મારી જિન્દગાની આરામથી ખાલી થશે, અને તમારી પાછળ થોડા જ વખતમાં આ બજ્મે ફાનીને છોડી જન્નતમાં ચાલી જશે." હુમાયૂને કહ્યું.

"ત્યારે હવે વાયદાને યાદ રાખીને વ્હેલા આવજો. સવાર થતું જાય છે, એટલે હવે મારાથી વધારેવાર અહીં થોભાય તેમ નથી. જુદાઈ સહેવાતી નથી પણ જુદા થવું પડે છે—જવાને પગ ઉપડતા નથી પણ જવું પડે છે. વારુ—ત્યારે વ્હાલા, ખુદા હાફિજ, સલામ!"

"સલામ, દિલારામ, સલામ!"

જન્નતઆરા પોતાના દિલદારને ચુંબન આલિંગન આપીને જૂદી પડી અને શહેરભણી ચાલવા લાગી. ચાલતાં ચાલતાં તેની આંખોમાંથી આંસૂ ટપકવા લાગ્યાં. ખરેખર એક વફાદાર દિલ્દાર ઔરતના પ્યારનો પ્રભાવ અલૌકિક છે, સ્વર્ગીય છે.

તે પ્રેમાકાંક્ષી પ્રમદાના જવા પછી હુમાયૂન કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી નીકળીને શહેરમાંના પોતાના ઉતારામાં આવ્યો અને ઘોડાને પલાણી સજ્જ કરી, તેનાપર આરૂઢ થઈ સૂર્યના ઉદય સમયે તો શહરને ત્યાગી ચાંપાનેરની દિશામાં પ્રવાસ કરતો થઈ ગયો. માર્ગમાં તે મનોગત કહેવા લાગ્યો કે;—"રાજાઓ અને સુલ્તાનો કેવા નાદાન અને હવસપરસ્ત છે—એક બીજાને દબાવવાનાં અને જુલ્મનાં કામોમાં જ મસ્ત છે. પણ આખિર એ બધાનો શો અંજામ છે? એ જ કે;—

'ફિરતે થે જોશે જવાનીમેં જો ઇતરાયે હુવે;
ગોરમેં સોતે હયેં વો અબ પાઉં ફયલાયે હુવે;
જબ છુપાયા ખાકમેં હસ્તીકે રાજે ફાશકો;
ખા ગઈ મિટ્ટી કફનકો ઔર કીડે લાશકો!"

ત્યારે એ હુમાયૂન કોણ વારુ? વાચક, ધૈર્ય રાખ—જ્યારે સમય આવશે, ત્યારે એ બધો ભેદ પોતાની મેળે જ તારા જાણવામાં આવી જશે.



## એકોનવિંશ પરિચ્છેદ.

### વિવેકભ્રષ્ટનો વિનિપાત.

"આજકાલ મારાં સર્વ કાર્યો મારી ઇચ્છાથી ઉલટાં થતાં જાય છે. મારા ભાગ્યમાં છિદ્ર પડેલાં દેખાય છે. કોપના આવેશમાં વિનયકાંત તથા પવિત્ર અલકનન્દાને જીવતાં જ ચિતાપર અને જે આશાથી ભદ્રકાળીને કારાગૃહમાં રાખી હતી,

તેના ક્ષણમાત્રમાં અદૃશ્ય થવાથી મનમાંને મનમાં જ રહી ગઈ, આશા નિરાશામાં બદલાઈ ગઈ અને ફ્રોકટ ફજેતી થઈ. ગુપ્તચરોના મુખથી પ્રજાના મારા વિશેના વિચારોના જે સમાચાર સાંભળવામાં આવે છે, તે તો વળી મારા અંતઃકરણને વિશેષ નિરાશ બનાવે છે અને ભડકાવે છે. વિનયકાંત અને અલકનન્દાના મરણથી પ્રજામાં હાહાકાર વ્યાપી ગયો છે અને ભદ્રકાળીને કારાગૃહવાસિની કરવાથી પ્રજાનો મારામાંનો સ્નેહ ધિક્કારના રૂપમાં પરિવર્તિત થયો છે. પ્રધાનમંડળના ભાવો પણ બદલાયા છે અને સૈનિકોના વિચારો પણ ફેરવાયા છે. મને લાગે છે કે, ભદ્રકાળીના શાપની ફળીભૂતતાનો આરંભ થઈ ચૂક્યો છે અને ધીમે ધીમે મારા પાપવૃક્ષને વિનાશનાં ફળો આવતાં જાય છે. ખરેખર અપરાધ અથવા પાપ શિરપર ચઢીને બોલે છે અને જીવતાં જ પશ્ચાત્તાપરૂપ નરકનાં દ્વારને ખોલે છે, એમ જે કહેવામાં આવે છે તેનો આજે મને પ્રત્યક્ષ અનુભવ થાય છે—પશ્ચાતાપના અગ્નિથી મારું હૃદય બળીને ભસ્મીભૂત થઇ જાય છે. પણ જે કાંઈ અત્યાચાર અને અનાચાર થવાનો હતો તે મારા હાથે થઈ ગએલો હોવાથી એ પશ્ચાત્તાપના નિવારણનો ઉપાય નથી અને પશ્ચાત્તાપને સહન કરવાની મારા અંતઃરણમાં આય નથી. સતી સાધ્વી દેવી સમાન ભદ્રકાળીપર કરેલા અત્યાચાર અને અન્યાયનું સ્મરણ થતાં મારું શરીર કંપાય છે અને હૃદયમાં ભયંકરતાનો આઘાત થાય છે. સભામાં ધર્માસને વિરાજતાં મારું આંતરિક પાપની કાલિમાથી કલંકિત થએલું વદન શર્માય છે અને તેથી જાણે કોઇ કારાગૃહમાં પૂરેલા અથવા તો જેના અવયવોને ભગ્ન કરી નાખવામાં આવ્યા હોય એવા મહા અપરાધી મનુષ્ય સમાન જ મારી દયાજનક દશા થએલી હોયની ! એવી જ પરિસ્થિતિ મને જણાય છે. સારાંશ કે, શંકા અને પશ્ચાત્તાપથી દિવસ અને રાત મારા જીવને અખંડ ત્રાસ થયા કરે છે. સુખ નથી—વિશ્રામ નથી. આના કરતાં તો મરણ આવે અને મને આ ત્રાસથી બચાવે; તો તેજ વિશેષ આનંદકારક ઘટના છે !!”

રાજા જયસિંહ પોતાના વસંતોદ્યાનમાંના એકાંત વિલાસમંદિરમાં મધ્યાહ્ન પછી એ પ્રમાણેના ચિંતામય વિચારોમાં તલ્લીન થએલો હતો. જે રાત્રિએ ભદ્રકાળી કારાગૃહમાંથી અદૃશ્ય થઈ હતી, તે દિવસથી બહુધા તે પોતાના રાજમહાલયમાં રહેવાને બદલે વસંતોદ્યાનમાંના એકાંતવાસમાં જ વસતો હતો અને રાજસભામાં પણ ક્વચિત્ જ જતો હતો. અવસ્થા બહુધા કોઈ ભ્રમિષ્ટ કિંવા ઉન્મત્ત મનુષ્ય જેવી જ થઈ ી. તેના હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ પ્રજ્વલિત થયો હતો, પણ ીતે તેને રાંડ્યા પછીનું ડહાપણ જ કહી શકાય. જે પ્રધાન

આદિ અધિકારીઓને રાજા સાથે કાંઈ અગત્યનું કામ હોય, તો તેઓ તે વિશેની વાતચીત કરવાને વસંતોદ્યાનમાં જ આવતા હતા. રાજાનું મન નિરંતર ઉદ્વિગ્ન રહેતું હોવાથી તે કેટલીક વાર સંગીતકળાનિપુણ કળાવતીઓને ગાવા માટે બોલાવતો હતો અને તેથી ઘડીભર દુઃખને ભૂલી, ચિત્તને આનંદમાં ડોલાવતો હતો. બે ચાર દિવસથી ચાંપાનેરમાં બનારસની એક ઉત્તમ ગાયકા આવી હતી અને તેને આજે રાજાએ ગાવા બોલાવી હતી. રાજા ઉપર પ્રમાણે ચિન્તામગ્ન બેઠો હતો એટલામાં અનુચરે આવીને તે ગાનારીના આવવાની ખબર આપી અને રાજાએ તેને તત્કાળ લાવવાની આજ્ઞા કરી. સરંગીયા અને તબલચી સાથે તે સુશોભિત અલંકાર અને પેશવાજ઼ તથા ઓઢણી આદિ વસ્ત્રોથી સજ્જિત થએલી નવયૌવના ચંદ્રાનના વારાંગના રાજા સમક્ષ આવીને ઊભી રહી અને કોર્નિશ કરી તેની આજ્ઞાની માર્ગપ્રતીક્ષા કરવા લાગી.

"કળાવતી, તારું શું છે અભિધાન?" રાજાએ પૂછ્યું.

"જી–જહાંપનાહ, લૌંડીકો લોગ કહતે હયઁ નન્નીજાન." કળાવતીએ કટાક્ષ અને હાવ ભાવથી ઉત્તર આપ્યું.

"વારુ–નન્નીજાન, ગાનનો આલાપ કરો અને મારા શોકને હરો," રાજાએ આજ્ઞા આપી.

"હુજૂરેવાલાકા ફ઼રમાન સર આંખોંપે ચડાતી હય નન્નીજાન." એમ કહીને નન્નીજાને બજવૈયાઓને ઇશારો કરતાં તેઓ બન્ને તરફ બેસી ગયા અને વચ્ચે નાયકાજી પેશવાજ઼નો વિસ્તાર કરીને બેઠી. સરંગિયા અને તબલચીએ સાજ મેળવી લેતાં જ નન્નીજાને પોતાના કોકિલા સમાન મધુર કંઠથી નીચેના સંગીતનો શૃંગારદર્શક હાવ ભાવ યુક્ત આલાપ આરંભ્યો;—

## ગ઼ઝલ.

"કહ રહી હય હશ્રમેં વો આંખ શરમાઈ હુઈ,
હાય કયસી ઇસ ભરી મેહફ઼િલમેં રુસવાઈ હુઈ;
ઠોકરેં ખિલવાયગી યે ચાલ અઠલાઈ હુઈ,
ક્યા જવાની ફ઼િરતી હય જોબનપે ઇતરાઈ હુઈ;
ખુલ ગયા જોબન તો અસ્મતસે હયા ને યૂં કહા,
એક અઁગડાઇસે હમ દોનોંકી રુસવાઈ હુઈ;
મયઁ તો રાજ઼ે દિલ છુપાઉં પર છુપા રહને ભી દે,
જાનકી દુશ્મન યે જ઼ાલિમ આંખ લલચાઈ હુઈ;
વસ્લકી શબ વાહરે બેતાબિયે શૌકે વિસાલ,
શર્મસી નીચી નિગાહોંસે તમાશાઈ હુઈ;

ગમજ઼ ઓ નાલે અદા સબમેં હયાકા હય લગાઓ,
હાયરે બચપનકી શોખી ભી હય શરમાઈ હુઈ!"

"નન્નીજાન, તમારા આ સંગીતનો ભાવાર્થ જો કે શૃંગારોપાસકના મનને ઘડીભર આનંદમાં ડોલાવી નાખે એવો છે, છતાં મારા મનમાં તો એ ભાવાર્થ આનંદને બદલે શોકનો જ ઉદ્ભવ કરે છે. એટલા માટે કોઈ વૈરાગ્યમય સંગીત ગાઓ, તો વધારે સારું." રાજા જયસિંહે એક નિઃશ્વાસ નાખીને કહ્યું.

"જયસા હુજૂરેવાલાકા ફ઼રમાન." નન્નીજાન મુજરો કરીને બોલી.

તે દ્વિતીય સંગીતનો આલાપ કરવા જતી હતી, એટલામાં વૃદ્ધ મંત્રી ગુણાઢ્યદેવ ત્યાં આવી લાગ્યો અને તેથી રાજાએ કળાવતી નન્નીજાનને જવાનો નેત્રસંકેત કરતાં તે ત્યાંથી પોતાના સાજિન્દાઓ સાથે ચાલી ગઈ. તેના જવા પછી રાજાએ વૃદ્ધ મંત્રીને પૂછ્યું કે;—"કેમ પ્રધાનજી, અત્યારે અચાનક પધારવાનું કારણ?"

"કારણ એજ કે, એક તો પ્રજાના મનમાં તે દિવસના બનાવથી સાધારણ અસંતોષ વ્યાપેલો જ છે, અને તેમાં વળી આપ નિયમિત રીતે રાજસભામાં નથી આવતા અને પ્રજા જનોને મુખ નથી બતાવતા તેથી પ્રજાનો તે અસંતોષ દિવસે દિવસે અસાધારણ થતો જાય છે અને આપના વિશે તેમનો સંશય વધતો જાય છે. માટે આપ આ એકાંતવાસને ત્યાગી રાજકાર્યમાં વિશેષ ભાગ લેતા થાઓ, તો વધારે સારું. નહિ તો આનું પરિણામ શું આવશે, એની કાંઈ કલ્પના કરી શકાતી નથી." વૃદ્ધ મંત્રીએ હિતોપદેશ આપ્યો.

"શું કરું, પ્રધાનજી, મારા અંતરની વેદના હવે અસહ્ય થઈ પડી છે અને તેથી કોઈ કાર્યમાં મારું મન સંલગ્ન થતું નથી. તમારા જેવા વૃદ્ધોનો ઉપદેશ ન માન્યો તેનું જ આ પરિણામ છે. હાલ તો થોડા દિવસ ચલાવો, એટલામાં મારું મન શાંત થશે, તો હું પણ રાજસભામાં નિયમિત રીતે આવીશ." રાજાએ નિસ્તેજ વદનથી કહ્યું.

"મહારાજાધિરાજ, રાજા પણ એક મનુષ્ય હોવાથી અનેકવાર પ્રજાને અપ્રિય થઈ પડનારાં પ્રમાદપૂર્ણ કાર્યો કરી બેસે છે, પરંતુ એ પ્રમાદને આચ્છાદિત કરીને પોતે પ્રમાદ કર્યો જ નથી, કિન્તુ જે કાંઈ કર્યું છે તે યોગ્ય જ કર્યું છે એમ જ લોકોને બતાવવું, એ જ ઉત્તમ નીતિ છે. આવી નિર્બળતાને ધારણ કરવાથી પ્રજાના મનમાં આપના વિશેષ તિરસ્કારની ભાવના ઉત્પન્ન થશે અને તેના પરિણામે કદાચ અરાજકતા વિસ્તરી જશે, તોપછી તે અરજકતાને શમાવવાનું

કાર્ય અશક્ય થઈ પડશે. માટે વિચાર કરો અને આ ઉદ્વિગ્નતાને પરિહરો તો વધારે સારું." વૃદ્ધ મંત્રીએ યોગ્ય રાજનીતિદર્શક ઉપદેશ આપ્યો.

"તમારો ઉપદેશ યથાર્થ છે, પણ........"

રાજા આગળ બોલવા જતો હતો, એવામાં અનુચરે ગુપ્તચર ભદ્રસિંહના આગમનના સમાચાર સંભળાવ્યા અને રાજાએ તેને લાવવાની આજ્ઞા આપી.

ભદ્રસિંહ જે વેળાએ રાજા સમક્ષ આવ્યો, તે વેળાએ તેના શ્વાસોચ્છ્વાસનો વ્યાપાર વેગપૂર્વક ચાલતો હતો અને તેથી થોડીવાર તો તેનાથી કાંઈ બોલી પણ ન શકાયું. તેની આવી અવસ્થાને જોઇને વૃદ્ધ મંત્રીએ તેને કહ્યું કે;–"ભદ્રસિંહ, તમને અત્યંત પરિશ્રમ થએલો છે, માટે જરા બેસી જાઓ અને વિશ્રાંતિ લીધા પછી નીરાંતે જે કહેવાનું હોય તે કહો."

"પૂજ્ય મંત્રી, આ વિશ્રાંતિ લેવાનો સમય નથી. જે પળ જાય છે તે અત્યંત અમૂલ્ય હોવાથી તેનો બની શકે તેટલી ત્વરાથી ઉપયોગ કરી લેવો જોઇએ." ભદ્રસિંહે રુંધાયલા સ્વરથી કહ્યું.

"એટલી બધી ભયંકર શી ઘટના બની છે?" રાજાએ પૂછ્યું.

"મહારાજાધિરાજ, મોરામલીના થાણદાર મલીક અસદ્‌ને રણમાં પરાજિત કરીને આપણા સેનાધ્યક્ષ રણપાળના પાછા ફરવા પછી હું તરત અમદાવાદ ભણી ચાલ્યો ગયો હતો, એ તો આપના જાણવામાં હોવું જ જોઇએ. સુલ્તાન મહમૂદ બેગડો જૂનાગઢથી અમદાવાદમાં પાછો આવી લાગ્યો છે અને પરમ દિવસે રાત્રે મલીક અસદ્‌ખાને ત્યાં આવીને તેને પોતાના પરાજયનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો છે. સુલ્તાનની આંખમાં આ ચાંપાનેરનું સ્વતંત્ર આર્યરાજ્ય ઘણા કાળથી ખટકી રહ્યું છે, એ તો સર્વ જાણે છે, એટલે પોતાના એક સરદારના ચાંપાનેરના સેનાપતિના હાથે થએલા પરાજયની વાર્ત્તા સાંભળીને તેની કોપજ્વાળામાં ઘી હોમાયું છે અને તેણે પોતાના અફ્સરજંગને લશ્કરની તૈયારી કરીને ચાંપાનેરપર ચઢાઈ કરવા ફરમાવ્યું છે. કોઈ પણ રીતે વિજય મેળવ્યાવિના જ પાછા ફરવું ન પડે એટલા માટે તેઓ એ તૈયારીમાં એક મહિના જેટલો સમય વીતાડવાના છે અને વિશાળ તથા વિપુલ સાધનો સહિત આપણા દુર્ગપર આક્રમણ કરવાના છે. એક રીતે જે યું છે, તે ઠીક જ થયું છે; કારણ કે, તૈયારી માટે આ એક માસનો અવકાશ મળશે. અનિવાર્ય આપત્તિ આ તો તેના નિવારણમાટે યોગ્ય ઉપાયોની સત્વર યોજના ભદ્રસિંહે ભયંકર સમાચાર સંભળાવ્યા.

"ભદ્રસિંહ, આ વાર્તા તમારા જાણવામાં કેવી રીતે આવી?" મંત્રીએ પૂછ્યું.

"તે હું કહી શકતો નથી. માત્ર એટલું જ કહું છું કે, મારી એક પ્રાણ કરતાં પણ અધિક પ્રિય વસ્તુનો ભોગ આપીને મેં આ ગુપ્ત વાર્તા મેળવી છે, કે જે પછીથી કદાચિત્ આપના અને સર્વેન જાણવામાં આવશે. મારું કર્ત્તવ્ય મેં બજાવ્યું છે, અને હવે અમદાવાદમાં લશ્કરની તૈયારીઓ કેવી રીતે થાય છે, તે વિશેની વધારે ખબર મેળવવામાટે હું આજે સંધ્યાકાળે જ પાછો મારા બે ત્રણ સાથીઓ સાથે **અમદાવાદ** ભણી પ્રયાણ કરી જઇશ અને ત્યાં જ રહીશ. નિત્ય જાણવા જેવી ખબરો હું અહીં મોકલ્યા કરીશ." ભદ્રસિંહ બોલ્યો.

"વારુ ત્યારે સેનાપતિને બોલાવો અને આજથી જ યુદ્ધમાટેની તૈયારીનો આરંભ કરાવો." રાજાએ મંત્રીને કહ્યું.

અનુચરને સેનાપતિને બોલાવી લાવવામાટે મોકલવામાં આવ્યો
અને એજ વેળાએ બીજા અનુચરે આવી અશ્વપરીક્ષ
આગમનનો સંદેશો સંભળાવ્યો. સના બનાવથી

રમણચંદ્રે આવીને સ્મિતયુક્ત વદનથી રાજાને આપ નિયમિત
તેને જોઇને રાજા જો કે ઝંખવાણો પડી ગયો, તો ખ નથી બતાવતા
આદર કરીને બોલ્યો કે;—"રમણચંદ્ર, આ વેળાએ તો જાય છે અને
કાંઇ ઘણો લાંબો કાળ લાગ્યો?" આપ આ એકાંત-

"મહારાજ, હું સારા અશ્વોના શોધમાં કાઠિયાવો વધારે સારું.
ફરીને ઠેઠ સિંધુદેશમાં પહોંચ્યો હતો એટલે આટલો બધો કરી શકાતી
ગયો. પણ અફસોસ કે, સમયનો આટલો બધો ભોગ
મારી ઇચ્છા પ્રમાણેના અશ્વો ક્યાંય ન મળી શક્યા." થઈ પડી

"અહીં જે શોકકારક ઘટના બની ગઈ છે, તેની રા જેવા
ખબર પડી જ હશે?" મંત્રીએ કહ્યું. દિવસ

"**વિનયકાંત** અને મારી ભગિની અલકનન્દાને તેમના
અપરાધની જે શિક્ષા આપવામાં આવી છે, તે યોગ્ય જ છે. મારા હૃદયમાં એ વિશેનો જરા પણ શોક નથી. મારા મનમાં તો એજ શંકા થયા કરે છે કે, તેમના દોષના યોગે અન્નદાતા મહારાજાની મારાપરની કૃપા ક્યાંક ઓછી ન થઈ જાય." રમણચંદ્રે સંતોષદર્શક મુદ્રાથી કહ્યું.

"જે કરે છે તે જ ભરે છે. એકના અપરાધની શિક્ષા બીજાને થતી નથી. તમારી આવી રાજનિષ્ઠાને જોઇને તમારાપરની મારી અને પ્રીતિમાં વધારો થયો છે. હું તમને આજથી અશ્વપરીક્ષકને બદલે સહાયક સેનાપતિના પદપર ચઢાવું છું અને **બેગડા** સાથેના યુદ્ધમાં

તમે પૂર્ણ પરાક્રમ બતાવશો એવી આશા ધરાવું છું." રાજાએ ઉભરાઇ જતી કૃપાનો પરિચય કરાવ્યો.

"આ કૃપા અને વિશ્વાસ માટે અન્નદાતા અવનીપતિનો હું અતિશય આભારી છું." રમણચંદ્રે કહ્યું.

વૃદ્ધ અને અનુભવી મંત્રી રમણચંદ્રના આવા વર્તન અને રાજાના અતિવિશ્વાસને જોઇને જો કે મનમાં આશ્ચર્યચકિત થયો, પરંતુ એ વિશે તત્કાળ કાંઈ પણ બોલ્યો નહિ. એટલામાં સેનાપતિ રણપાળ આવી લાગ્યો અને તેને ઉદ્દેશીને રાજાએ કહ્યું કે;–

"મારા સુભટ સેનાધ્યક્ષ, દીર્ઘ કાળથી જે પ્રસંગની આપણે આશા રાખતા હતા, તે બેગડા સાથેના યુદ્ધનો પ્રસંગ અત્યારે આવી લાગ્યો છે. બેગડાએ અમદાવાદમાં આપણા રાજ્યપર ચઢી આવવાની તૈયારીઓ કરવા માંડી છે અને તેથી આપણે પણ તલવારનો જવાબ તલવારથી આપવાની તૈયારીઓ કરવી જોઇએ. મારી એ આજ્ઞા છે કે, છ ત "અત્યંત" દ્ની તૈયારીઓ કરવા માંડો. આ રમણચંદ્રને આજથી કરી લેવો જોઇએનાપતિનું પદ આપવામાં આવ્યું છે અને તેથી તમારા

"એટલી અ સરળતા થઈ પડશે, એવી હું આશા રાખું છું.

"મહારાજાધિરાજ હોવાથી તમને વિશેષ કાંઇ કહેવાની આવ-

પરાજિત કરીને ર

તરત અમદાવાદ ત એ વિશે નિશ્ચિન્ત રહેવું. અત્યારે જ બધી તૈયારી હોવું જ જોઇએ મ જ આપે ધારી લેવું." સેનાપતિએ શૌર્યથી કહ્યું.

આવી લાગ્યો તે તો આવા જ હોવા જોઇએ. રાજ્યની દઢતા અને પ્રતિ-

તેને પોતાનું આવા સેનાપતિ અને સૈનિકો જ છે." મંત્રીએ સેના

આંખમાં આ કરી.

છે, એ તો રાજ્યરૂપ મહાભારત મંદિરના મૂળ આધારસ્તંભ વૃદ્ધ સેનાપતિ અનુભવી મંત્રીઓ જ છે." સેનાપતિએ મંત્રીની યોગ્યતા વર્ણવી.

ળામાં સેનાપતિ તથા રમણચંદ્રને જવાની આજ્ઞા આપવામાં આવી અને તેમના જવા પછી રાજાએ મંત્રીને પૂછ્યું કે;–"યુદ્ધમાં ધનની અગત્ય પડશે, એ તો તમે જાણો જ છો. એટલે હું પૂછું છું કે, રાજકોશમાં ધનની વિપુલતા કેટલીક છે?"

"મારા ધારવા પ્રમાણે તો નાણાંની જરાપણ ખોટ પડે તેમ

થી. તોપણ આપણા રાજ્યમાં ગયું ચોમાસું સારું થએલ

પંદર વીસ દિવસમાં જ આ કારણ બતાવીને જે વસૂલાત "

ઉઘરાવી લઇશું એટલે પછી જરાય ચિન્તા રહેવાની ન

આશ્વાસન આપ્યું.

"હવે મારા હૃદયનો બધો ભાર ઓછો થઈ ગયો અને મન સંતોષ થયો." રાજાએ આનંદદર્શક ઉદ્ગાર કાઢ્યો.

"મહારાજાધિરાજ, હવે કૃપા કરીને રાગરંગમાં નકામો વખત ગુમાવશો. હવે આ યુદ્ધની વ્યવસ્થામાં ધ્યાન આપજો અને ચહુઆ વંશની કીર્તિને જગતમાં દૃઢતાથી સ્થાપજો." મંત્રીએ કહ્યું.

"એમ જ કરવામાં આવશે." રાજા બોલ્યો.

વૃદ્ધ મંત્રી રાજાની આજ્ઞા લઈને ઊઠ્યો અને પોતાના માર્ગે ચાલતો થયો

* * * * * *

સેનાપતિ અને રમણચંદ્ર એક સાથે જ નીકળ્યા હતા, પણ ત્યા પછી માર્ગમાં તે બન્ને જૂદા પડી ગયા. સેનાપતિ સૈન્યશિબિરમાં ચાલ્યો ગયો અને રમણચંદ્ર પોતાના નિવાસસ્થાનમાં આવી લાગ્યો. સુંદ સદ્ગુણવતી ભગિની અલકનન્દાવિનાનું ગૃહ તેને સ્મશાન સમા ભાસવા લાગ્યું અને તેનાં નેત્રોમાંથી ઉષ્ણ જળબિન્દુ ખરી પડ્યા. કેટલી કવાર સૂધી તો તે દિગ્મૂઢ જેવો જ બની ગયો અને તેને પોતાના શરીરની પણ શુદ્ધિ રહી નહિ. જ્યારે તે શુદ્ધિમાં આવ્યો, ત્યારે તેનાં આરક્ત નેત્રો બળતા અંગારા જેવાં દેખાતાં હતાં અને તેનો ઉષ્ણ શ્વાસોચ્છ્વાસ નિદાઘકાલીન મરુ ભૂમિમાંના વાયુનો ભાસ કરાવતો હતો. અર્થાત્ તેના શરીરમાં ચરણથી મસ્તક પર્યન્ત કોપની જ્વાળા વ્યાપી ગઈ હતી અને તેથી તે દગ્ધ થતો અને પીડાતો દેખાતો હતો. અંતે પોતાના તે કોપને નિરુપાયે ન શમાવી શકવાથી શબ્દદ્વારા વ્યક્ત કરતો તે કહેવા લાગ્યો કે;—

"પાપાત્મા રાજા જયસિંહ, તેં તો મારા ગૃહને સ્મશાન બનાવ્યું છે, પણ હું તારા સમસ્ત રાજ્યને સ્મશાન બનાવીશ. તારા મસ્તકને રણમાં રોળાવીશ અને તારા અપવિત્ર શરીરનું ગીધ અને કાગડાઓને ભોજન કરાવીશ. તું ધારે છે કે, તેં મારા કુટુમ્બની કરેલી અપ્રતિષ્ઠાના અપમાનને હું ભૂલી ગયો છું, પણ એમાં તું ઠગાયો છે. એ અપમાનની જ્વાળા તેમાં તારા શોણિતનું સિંચન થવાવિના કદાપિ શમવાની નથી—જે પ્રતિશોધના પાવકની શિખા આકાશમાં ચડી છે, તે તારા પ્રાણની આહુતિ લીધા વિના કદાપિ નીચી નમવાની નથી. આજે તેં મને સહાયક સેનાપતિનું પદ નથી આપ્યું, કિન્તુ તારા જીવનનું સૂત્ર જ મારા હાથમાં આપ્યું છે. હવે મારી ઇચ્છા થશે તે ક્ષણે હું તારા એ જીવનસૂત્રને તોડી નાખીશ અને એ પ્રતિ- ~ધથી મારા પૂર્વજોના આત્માને સંતુષ્ટ રાખીશ. કદાચિત્ લોકો મને આ કૃત્યથી રાજદ્રોહી કહેશે, પણ મૂર્ખ લોકો એ નથી જાણતા ન કોણ કહેવાય છે. જયસિંહ, રાજાના પદને યોગ્ય જ નથી.

જેનામાં દયા, ન્યાય, સત્યતા, કૃતજ્ઞતા અને પવિત્રતાનો નિવાસ છે, જેનામાં દેવનો સ્વભાવ અને ઈશ્વરનો આત્મવિલાસ છે; તે જ રાજા નામને દીપાવે છે. આ વ્યભિચારી અને અત્યાચારી જયસિંહે તો જેવી રીતે લુટારાઓ બીજાની સંપત્તિને બળાત્કારે પોતાની બનાવે છે, તેવી જ રીતે 'રાજા' નામ ધારણ કર્યું છે—એ નામને પોતાના પાપને છુપાવવાનું એક કારણ કર્યું છે. ઓ પાપી, યાદ રાખજે કે;–

'શ્વાસથી આગ જે વરસાવે તે અજગર છું હું;
જિહ્દમાં તૂફાન તો ગુસ્સામાં સમન્દર છું હું;
હું બાળીશ, ઉડાવીશ, ડુબાવીશ તને;
ફરી ગએલા તારા ભાગ્યનું ચક્કર છું હું!"

પાછો તે વિચારમાં પડી ગયો અને કેટલીકવાર સૂધી વિચારનિદ્રામાં નિમગ્ન રહીને પુનઃ જાગ્રત થઈ કહેવા લાગ્યો કે;–

"આનંદ ને વિશ્રામની વેળા સરી ગઈ;
હું આજથી સમજીશ કે શાંતી મરી ગઈ!

એવા પ્રકારના પ્રતિશોધના અનેક મનોરથોને મનમાં ઉત્પન્ન કરતો તે પોતાના વિશાળ ઓરડામાં પાંજરામાં પૂરેલા સિંહ પ્રમાણે આમ તેમ ફરવા લાગ્યો. અચાનક ભીંતપર ટાંગેલી પોતાની એક જૂની તલવારપર તેની દૃષ્ટિ પડી. તરત તેણે તે તલવારને હાથમાં લીધી અને તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–

"નિસ્તેજ કયમ તલવાર આવી આજ તું દેખાય છે;
જાણ્યું હવે કે તૃપાની બસ તને પીડા થાય છે;
ગભરા નહીં, તુજને કરીશ હું તૃપ્ત થોડા સમયમાં;
તે ભૂપશોણિતપાનથી જે ગર્વમાં મલકાય છે!"

તરત મનમાં બીજો વિચાર આવતાં તે તલવારને પાછી તેના સ્થાનમાં મૂકીને ગૃહમાંથી બહાર નીકળ્યો અને ક્યાંક બહાર ચાલ્યો ગયો.

## વિંશ પરિચ્છેદ.

### વિલક્ષણ સંયોગ.

નિશાના અંધકારનો પ્રતિકાર કરીને જગતમાં પ્રકાશનો વિસ્તાર [ક]રવા માટે આકાશમાં અદિતિના આત્મજ સૂર્યનારાયણનો ઉ[દય] [થ]યો હતો. વનપશુઓ અને હિંસક પ્રાણીઓ પોતપોતાની ગુફ[ાઓ] અને ઝાડીઓમાં સંતાઈ ગયાં હતાં અને નાના પ્રકારનાં [પક્ષીઓ] પોતાના નિર્વાહનાં સાધનોને શોધવાને માળાઓને ત્યાગી અ

પળ બે પળમાં તો તે સંગીત ગાનારી વ્યક્તિ તે તરુણો સમક્ષ આવી લાગી. એ વેળાએ હજી તે સંગીતની છેલ્લી પંક્તિયો તેના મુખમાં જ હતી. બીજા તરુણની કલ્પના પ્રમાણે એ ખરેખર સ્ત્રી જ હતી. એણે ગળાથી પગની પાની સુધી લંબાયલી કાષાય રંગની કફની પહેરેલી હતી, ગળામાં રુદ્રાક્ષની માળા અને કરમાં વીણા ધારણ કરી હતી. એવી રીતે સર્વ પ્રકારે એ અબળા યોગિનીના વેશમાં હોવા છતાં આશ્ચર્યનું કારણ માત્ર એટલું જ હતું કે, એણે પોતાના મુખમંડળને અવગુંઠનવડે આચ્છાદિત રાખ્યું હતું એટલે તેના મુખનું દર્શન થવું અશક્ય હતું.

તેને પોતા સમક્ષ આવી પહોંચેલી જોતાં જ બન્ને તરુણો શિલાપરથી ઉઠીને ઊભા થઈ ગયા અને પ્રથમ તરુણે તેને ઉદ્દેશીને સન્માનદર્શક ભાવથી કહ્યું કે;–"પૂજ્ય યોગિનિ, પધારો. આપ કોણ છો અને આજે આ અરણ્યમાં અટન કરવાનું શું પ્રયોજન છે? આપ ક્યાંનાં નિવાસિની છો?"

"બંધો, યોગિજનો અને સાધુઓનો જો નિવાસ નથી, તો ક્યાંય પણ નથી અને છે, તો સર્વત્ર નિવાસ છે. યોગિજનોના કાર્યનું કોઈ પ્રયોજન કે કારણ હોતું જ નથી. તેઓ જ્યાં પોતાની ઇચ્છા થાય ત્યાં ભ્રમણ કર્યા કરે છે અને ઈશ્વરના ધ્યાનમાં નિમગ્ન રહે છે." યોગિનીએ ઉત્તર આપ્યું.

"પરંતુ જેમણે આ સંસાર અને સાંસારિક વિષયોનો સંપૂર્ણ ત્યાગ કરેલો હોય છે; તેમની તો સર્વત્ર સમાનદૃષ્ટિ જ થઈ જાય છે. તો આપ યોગિની હોવા છતાં આ ભિન્નતાદર્શક અવગુંઠનને કેમ ધારણ કરી રહ્યાં છો વારુ?" બીજા તરુણે કિંચિત્ કટાક્ષપૂર્વક પૂછ્યું.

"વત્સ, આ સંસાર વિલક્ષણ છે; જેમણે સંસારનો ત્યાગ કરેલો હોય છે, તેમની તો સર્વત્ર સમાનદૃષ્ટિ જ રહે છે. પરંતુ જે લોકો સંસારના ભયંકર મોહપાશમાં સપડાયલા છે, તેમની ભેદભાવના અવિચળ હોય છે અને તેમના હૃદયમાં કોઈપણ પ્રકારના વિકારને ઉત્પન્ન ન થવા દેવાના હેતુથી જ હું યોગિની હોવા છતાં આ અવગુંઠનને ધારણ કરી રહી છું." યોગિનીએ કહ્યું.

"આ રહસ્ય મારા સમજવામાં ન આવ્યું." બીજા તરુણે પુનઃ શંકા કરી.

"એનું રહસ્ય એ જ છે કે, સ્ત્રી અને પુરુષ બન્ને સંસારન તોડી એક સરખી રીતે વિરક્ત સાધુ થઈ શકે છે; છતાં પરમા સ્ત્રીના અને પુરુષના શરીરની જે ભિન્ન રચના કરેલી છે, તેમ

કોઇથી લેશ માત્ર પણ પરિવર્તન કરી શકાતું નથી. અર્થાત્ વિરક્ત અને ત્યાગી થવા છતાં સ્ત્રીના સ્ત્રીત્વ અને પુરુષના પુરુષત્વનો તો કદાપિ નાશ થતો નથી. એથી કોઈ સ્ત્રી ત્યાગિની અને યોગિની હોવા છતાં પણ જો લાવણ્યમયી કિંવા સૌન્દર્યવતી હોય છે, તો તેને જોવાથી કેટલાક કામી પુરુષોના મનમાં દુષ્ટવાસના ઉત્પન્ન થાય છે અને તે દુષ્ટ વાસના તેમને નરકમાં ખેંચી જાય છે. સાંસારિક જનોની આ પ્રવૃત્તિ હોવાથી કોઇના અક્ષય નરકનિવાસના હેતુ ન થવું અને વિના કારણ કોઇના અસાચારમાં આવી ન પડવું એટલા માટે જ મેં આ અવગુંઠનનો સ્વીકાર કર્યો છે." યોગિનીએ રહસ્યનું વિવેચન કર્યું.

"ત્યારે તો જે કેટલેક સ્થળે સ્ત્રીઓને પડદામાં રાખવાનો રિવાજ ચાલે છે, તે પ્રશંસનીય છે એમ જ કહી શકાય." બીજા તરુણે એક નવીન પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"કદાચિત્ એમાં કોઈ દોષ હશે, પરંતુ બહુ અંશે સ્ત્રીઓને પડદામાં રાખવાનો એ રિવાજ લાભકારક છે, એમાં તો કોઇપણ પ્રકારનો સંશય નથી જ." યોગિનીએ કહ્યું.

"પવિત્ર યોગિનિ, અત્યારના તમારા પોતાના કથનથી જ એતો વ્યક્ત થાય છે કે, તમે એક તરુણ અને લાવણ્યમયી લલના છો, તો આવા સમયમાં અચાનક સંસારનો ત્યાગ કરી દેવાનું તમને શું કારણ મળ્યું છે વારુ? તમે અદ્યાપિ કુમારિકા છો, સૌભાગ્યવતી છો કિંવા વિધવા છો?" પ્રથમ તરુણે તૃતીય વિષયની ઉત્થાનિકા કરી.

"હું કુમારિકા છું. બંધો, વિરક્તતાનો તારુણ્ય કે વૃદ્ધાવસ્થા કિંવા સૌન્દર્ય કે અસૌન્દર્ય સાથે કશો પણ સંભવ નથી. સાધુજનોને તો સર્વ વસ્તુઓ સમાન જ છે. તેમાં પણ સૌન્દર્ય આદિ વસ્તુઓ ક્ષણિક અને ચળ હોવાથી ત્યાગીઓ તો તેમને ધિક્કારની દૃષ્ટિથી જ નિહાળે છે. મેં જે સૌન્દર્ય વિશે કહ્યું તે કેવળ સંસારમુગ્ધ જનોની વિકારમયી ભાવનામાં સમાયલું સૌન્દર્ય જ સમજવાનું છે. આના કરતાં મારો વિશેષ વૃત્તાંત હું કાંઇપણ કહી શકતી નથી. તમારા એક કરતાં વિશેષ પ્રશ્નોનાં ઉત્તરો મેં આપ્યાં છે, તો હવે મારા એક પ્રશ્નનું ઉત્તર આપો. તે એકે તમે આવા તરુણ અને કાર્યક્ષમ હોવા છતાં આવાં શોકદર્શક વસ્ત્રો ધારીને અરણ્યનિવાસી થએલા કેમ દેખાઓ છો વારુ?" યોગિનીએ કહ્યું.

"યોગિનિ, ક્ષમા કરજો-તમારા એ પ્રશ્નનું ઉત્તર અમે આપી શકતા નથી. કારણ કે, અમારા પ્રાણના શત્રુ અનેક છે અને તેથી અમારો કોઇનામાં વિશ્વાસ બંધાતો નથી. માત્ર તમને અમે પ્રતિજ્ઞાપૂર્વક કહીએ છીએ કે, અમે કુલીન ગૃહસ્થ છીએ અને ધર્મના રહસ્યને

સારી રીતે જાણીએ છીએ. જો તમે આ સ્થળમાં અત્યારે વિશ્રામ કરવા રોકાશો, તો અમારાં સાધન અને અમારી શક્તિ પ્રમાણે તમારો યોગ્ય સત્કાર કરવામાં આવશે. અહીં તમને કોઇ પણ પ્રકારની અમર્યાદાનો પરિચય નહિ થાય." પ્રથમ તરુણે આશ્વાસન આપ્યું.

એ સમયે તે બે તરુણોનો તૃતીય મિત્ર ખાનપાનનાં સાધનોને લઇને ગામમાંથી આવી લાગ્યો. પ્રથમ તરુણે તેને પ્રશ્ન કર્યો કે:—"કેમ આજે આવવામાં કાંઇ વિલંબ થયો ?"

"આજે ગામમાં એક વિશિષ્ટ કોલાહલ ચાલી રહ્યો હતો તેના કારણને જાણવાનો યત્ન કરતાં કાંઇક મોડું થયું." તેણે જવાબ આપ્યો.

"શાનો કોલાહલ હતો ?" બીજા તરુણે પૂછ્યું.

"એ વૃત્તાંત હું પછીથી સંભળાવીશ. આપણને હાનિકારક થાય તેવું કાંઇ નથી." એમ કહીને તે પર્ણકુટીમાં ચાલ્યો ગયો.

"ત્યારે તમારો ભેદ તો તમે નથી જ જણાવવાના કે ?" યોગિનીએ પુનઃ પૂછ્યું.

"એ માટે અમે નિરુપાય છીએ." પ્રથમ તરુણે કહ્યું.

"બંધો, ભલે તમારે પોતાના મુખથી પોતાનો ભેદ ન કહેવો હોય તો ન કહો; પણ મારી યોગશક્તિના પ્રભાવથી તમારો બધો ભેદ મારા જાણવામાં આવી ચૂક્યો છે. હું તમો સર્વને સારી રીતે પિછાનું છું." યોગિનીએ કહ્યું.

"તમે અમને પિછાનો છો ?" બીજા તરુણે આશ્ચર્ય અને ભયના મિશ્રિત ભાવથી કહ્યું.

"હા—અને મારા કથનની સત્યતાનો પ્રથમ અંશ આટલાથી જ તમારા જાણવામાં આવશે કે, તમે અત્યારે બહુ જ દક્ષતાથી પુરુષનો વેશ ધારણ કરેલો હોવા છતાં હું નિશ્ચયપૂર્વક કહું છું કે, તમે પુરુષ નહિ, પણ કોમળાંગી કામિની છો. લલનાની શારીરિક છટા કદાપિ ગુપ્ત રહી શકતી નથી. હવે તમારું નામ જણાવું કે ?" યોગિનીએ ચમત્કારનું દર્શન કરાવ્યું.

"જણાવો." બીજા તરુણે કહ્યું.

"અલકનન્દા." યોગિનીએ કહ્યું.

"બન્ને તરુણો યોગિનીની એ સર્વજ્ઞતાને જોઇને એવા તો આશ્ચર્યમુગ્ધ બની ગયા કે, એક શબ્દ પણ ઉચ્ચારી ન શક્યા.

"એટલું જ નહિ, પણ બ્હેન અલકનન્દા, તને તારા ભાવિ પતિ આ અરણ્યગત કુટીરમાં આનંદસહિત દિવસ નિર્ગમન કરતી જોઇ ર્ણકુટીમાં ગયેલા આનંદસિંહને પોતાના મિત્રની આમ કુમાં

નિષ્ઠાથી સેવા કરતા જોઇને મારા આનંદનો અવધિ થાય છે—હૃદયમાંનો હર્ષ ઉભરાઈ જાય છે. કેમ વિનયકાન્તજી, યોગિનીની શક્તિનો કાંઈ પરિચય થયો ?" યોગિનીએ પોતાના ભાષણને આગળ લંબાવીને તેમને અધિક આશ્ચર્યમાં નાખી દીધા.

તેનું કથન સત્ય હતું. એ કૃષ્ણ વસ્ત્રાધારી બે તરુણો તે વિનયકાન્ત અને અલકનન્દા જ હતાં અને તૃતીય તેમનો મિત્ર આનંદસિંહ હતો. વિનયકાન્ત ઘણી વાર સુધી વિચારમાં તલ્લીન બની ગયો, અને ત્યાર પછી તેના હૃદયમાં એક સંશયનો ઉદય થયો. તત્કાળ પોતાની તલવારને મ્યાનમાંથી બહાર કાઢી તે યોગિનીને ઉદ્દેશીને તેણે કહ્યું કે; "મારા હૃદયમાં એવી શંકા થાય છે કે, તમે ખરાં યોગિની નહિ, પણ દુષ્ટ રાજા જયસિંહનાં કોઇ ગુપ્તચરી છો અને અમારા શોધ માટે જ આ યોગિનીનો વેશ ધારણ કરીને આહીં આવ્યાં છો. તમારી નિર્દોષતાનો નિશ્ચય કરાવો, અથવા તો આ તલવારના વારને ઝીલવા માટે કોમળ ગર્દનને નીચી નમાવો."

"મેં જ્યારથી હૃદયમાં નિરાશાની સ્થાપના કરીને આ સંસારને ત્યાગી 'आशाहि परमं दुःखं नैराश्यं परमं सुखम्' એ મંત્રનો સ્વીકાર કર્યો છે, ત્યારથી મારામાટે જીવન અને મરણ સમાન જ થએલાં છે. જીવન ક્ષણભંગુર હોવાથી તેનો અંત આજે આવી જાય તોય શું અને કાલે આવે તોય શું? નષ્ટ થનારા જીવનમાં આસક્તિ રાખીને અને અનેક જીવોને સ્મશાનગત ચિતાપર નિત્ય ચડતા જોવા છતાં પોતાને અમર માની જે પામર પ્રાણીઓ ઘોર પાપકર્મમાં પ્રવૃત્ત થાય છે, તેમના જેવા મૂર્ખ બીજા કોણ હોઇ શકે વારુ ? વિશ્વમાંનું સર્વથી મહત્તમ અને આશ્ચર્યકારક આશ્ચર્ય એ જ છે." યોગિનીએ સંસારની નશ્વરતાનું શાબ્દિક ચિત્ર આલેખ્યું.

"અમે અત્યારે એ તત્ત્વજ્ઞાનનું શ્રવણ કરવા નથી ઇચ્છતા—અમારી ઇચ્છાને માન આપો કિંવા જીવનનું બલિદાન આપો." વિનયકાન્તે કિંચિત્ ક્રોધના આવેશથી કહ્યું.

"બંધો, મને જીવનની લેશ માત્ર પણ આશા ન હોવા છતાં અસત્ય શંકાના વેગમાં તારા હાથે સ્ત્રીહત્યાનું પાપ ન થાય અને નરકના અધિકારી મહાશયોની નામાવળીમાં તારું નામ ન જાય, એટલા માટે મારા અવગુંઠનને હું દૂર હટાવું છું અને મારા વદનનું દર્શન કરાવું છું." એમ કહેતાંની સાથે જ યોગિનીએ પોતાના મુખપરથી અવગુંઠનને દૂર ફેંકી નાખ્યું.

અવગુંઠનરૂપ મેઘપટલને ભેદીને બ્હાર નીકળેલા યોગિનીના મુખચંદ્રને જોતાં જ વિનયકાન્તનાં ગાત્ર શિથિલ થઈ ગયાં, હાથમાંથી તલવાર નીચે પડી ગઈ અને તેનાં નેત્રોમાંથી ખળખળ કરતો અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો. અલકનન્દાની પણ લગભગ એવી જ અવસ્થા થઈ ગઈ. તે સ્ત્રી હોવાથી તેણે કદાચિત્ પોતાના મુખને પાલવવડે ઢાંકી દીધું હોત, પણ અત્યારે તે પુરુષ વેશમાં હોવાથી તેમ કરવા અસમર્થ હોવાથી તેના શ્વેત કપોલપર પડતા અશ્રુબિન્દુ સ્ફટિક પાષાણપર વિખરાઈ પડેલા મુક્તાફળ સમાન દેખાવા લાગ્યા.

"બ્હેન ભદ્રકાળી ! બ્હેન પોતાનાં ભાઈ અને ભોજાઈને ઓળખે એમાં શી નવાઈ?" કેટલીકવાર પછી હર્ષનો ઉભરો શાંત થતાં વિનયકાંતે કહ્યું.

"પણ ભાઈએ આટલીવાર સુધી પોતાની બ્હેનને ન ઓળખી એ નવાઈ ખરી કે નહિ, ભાઈ?" ભદ્રકાળીએ હવે પોતાનો બોલવાનો વારો આવેલો જોઈને તેનો લાભ લેવા માંડ્યો.

"બ્હેન, મને મારા એ અપરાધની ક્ષમા કર અને શંકાના યોગે જો મારા મુખમાંથી કોઈ અયોગ્ય અને અપમાનકારક શબ્દ નીકળી ગયો હોય તો તેને પણ વિસારી દેજે." વિનયકાંતે વિનયના ભાવથી કહ્યું.

"ભાઈ, એમાં તારો કશો પણ અપરાધ નથી. પોતાની પત્ની અને મિત્રના સમાગમમાં આનંદથી દિવસ વીતાડતો હોવાથી તું અથવા બીજો કોઈ પણ પોતાની દુઃખિની સહોદરાને ભૂલી જાય એ સર્વથા સ્વાભાવિક જ છે. પણ હું તને ભૂલી શકતી નથી. એનું કારણ એ છે કે;—

'છે લીલી ડાળી તું ને ભદ્રકાળી સૂકી ડાળી છે;
સફળ છે આશ તારીને અમારી આશ ખાલી છે!"

"બ્હેન, આમ નિરાશાને આધીન ન થાઓ અને શોકનાં આંસુડાં ન વર્ષાવો. અમને ક્ષમા કરો અને આ પર્ણકુટીમાં આનંદનો રંગ જમાવો." અલકનન્દાએ ભદ્રકાળીની પાસે આવીને તેની પીઠપર હાથ મૂકી આશ્વાસન આપ્યું.

"તમારા આનન્દમાં જ મારો આનન્દ છે; તમારા સુખમાં જ મારું સુખ સમાયલું છે." ભદ્રકાળીએ આંસૂ લૂછીને કહ્યું.

"બ્હેન, આપણે પાછાં આ ભવમાં મળીશું, એવી મને તો સ્વપ્નમાં પણ કલ્પના ન હોતી. છતાં આ કેવો ચમત્કાર—આજે આપણો ટળીને આમ અચાનક અરણ્યમાં વિલક્ષણ સંયોગ થયો, એ પરમાત્માનો કેવો મહાન્ આભાર!" વિનયકાન્તે કહ્યું.

"તમારા કરતાં પણ વિશેષ નિરાશા તો મારી હતી; કારણ કે, હું તો તમને પ્રત્યક્ષ બળતી ચિતામાં ચડતાં જેનારી હતી. કોઇવાર નજરે જેએલું પણ ખોટું ઠરે છે અને કોઇવાર કાને સાંભળેલું પણ સાચું થાય છે, એમ જે કહેવામાં આવે છે, તે સર્વથા સત્ય છે." ભદ્રકાળીએ કહ્યું.

"બ્હેન, અમારા ચિતાપ્રવેશ પછી તને રાજાએ કારાગૃહમાં નાખી હતી, એમ અમારા સાંભળવામાં આવ્યું હતું; તે કારાગૃહમાંથી તારી મુક્તિ કેમ થઈ અને તું નિર્વિઘ્ન અહીં કેવી રીતે આવી શકી, એનો વૃત્તાંત કહી સંભળાવીશ તો ઉપકાર થશે." વિનયકાન્તે પ્રાર્થના કરી.

"કારાગૃહમાંથી મુક્તિ થવામાં એટલી બધી કઠિનતા નથી કે જેટલો ચમત્કાર બળતી ચિતામાંથી પુનઃ સજીવન બહાર નીકળવામાં સમાયલો છે; એટલા માટે પ્રથમ તમારા ચિતામાંથી છટકવાનો અદ્‌ભુત વૃત્તાંત કહી સંભળાવો એટલે પછી હું પણ મારો વૃત્તાંત કહી સંભળાવીશ." ભદ્રકાળીએ કહ્યું.

"બ્હેન અલકનંદા, અંદર સઘળી તૈયારી કરી રાખી છે, માટે પધારો અને રસોઈ બનાવી નાખો." આનંદસિંહે પર્ણકુટીના દ્વારમાં આવીને કહ્યું અને ત્યાર પછી ભદ્રકાળીને તેણે પ્રણામ કર્યા. તેણે પર્ણકુટીમાં બેઠાં બેઠાં બહાર ચાલતી સર્વ વાતચીત સાંભળેલી હોવાથી વિશેષ કાંઇ પણ પૃચ્છા ન કરી. તેમના સુખદુઃખાત્મક વાર્ત્તાલાપમાં પ્રત્યવાય ન થાય, એટલા માટે જ તેણે બહાર આવવામાં જાણી જેઇને વિલંબ કર્યો હતો; પરંતુ જ્યારે તેણે એક બીજાના વૃત્તાંતોના વર્ણનની વાત સાંભળી, ત્યારે જે એ લોકો વૃત્તાંતોના કથનમાં લીન થશે, તો આખા દિવસનો કડાકો કાઢવો પડશે, એમ ધારીને તે બહાર આવ્યો અને અલકનન્દાને તેના કર્તવ્યનું સ્મરણ કરાવ્યું. આનંદસિંહની સૂચના સાંભળીને અલકનન્દાએ ભદ્રકાળીને સંબોધીને કહ્યું કેઃ—

"બ્હેન, હવે તમે દંતધાવન અને સ્નાન આદિ નિત્ય કર્મથી તમારા બંધુ સાથે નદીતીરે જઇને મુક્ત થઇ આવો. એટલામાં હું મારા રાંધવાના કામમાં લાગું છું. ભોજન કર્યા પછી નીરાંતે આપણે એક બીજાના વૃત્તાંતથી જાણીતા થઇશું."

"ભલે." એમ કહીને ભદ્રકાળીએ પોતાની વીણા કુટીરમાં રાખી દીધી અને વિનયકાંતને સાથે લઈ પોતાની ઝોળીમાંથી એક વસ્ત્ર કાઢીને નદીભણી ચાલતી થઈ.

અલકનન્દા પીતાંબર પરિધાન કરીને સ્વયંપાક નિષ્પ[illegible] નિમગ્ન થઈ.

## એકવિંશ પરિચ્છેદ.

### વિનયકાન્તનો વૃત્તાન્ત.

જે વેળાએ વિનયકાન્ત, ભદ્રકાળી, અલકનન્દા અને આનન્દસિંહ ભોજન કાર્યની સમાપ્તિ કરી રહ્યાં, તે વેળાએ મધ્યાહ્નનો સમય વીતી ગયો હતો અને સૂર્યનારાયણે પ્રાચીદિશાની સીમાને ત્યાગીને પશ્ચિમ દિશાની સીમામાં પ્રવેશ કર્યો હતો. પર્ણકુટીની બહારના એક વિશાળ વટવૃક્ષની વિસ્તૃત અને શીતલ છાયામાં ચાદર પાથરીને તે ચારે જણ બેઠાં. આનન્દસિંહ રાજપૂત હોવાથી અને તેને ધૂમ્રપાનની ટેવ હોવાથી તે પોતાનો હુક્કો ભરીને ગુડગુડ કરતો તે ત્રણ વ્યક્તિઓથી થોડેક છેટો બેઠો હતો. ભદ્રકાળી મૌન્યનો ભંગ કરી વનજીવનની પ્રશંસા કરતી બોલી કે;–"ભાઈ વિનયકાન્ત, અરણ્યના જીવનમાં આજે મને એક પ્રકારના અલૌકિક આનન્દનો અનુભવ થયો છે. આ શાંત અને આરોગ્યજનક સ્થાનમાં ખીચડી અને છાશ જેવી સાધારણ ખાદ્ય વસ્તુઓ જેટલી સ્વાદિષ્ટ અને રુચિકર લાગે છે, તેવો સ્વાદ નગરમાંનાં નાનાવિધ પકવાન્નોમાં પણ ભાગ્યે જ અનુભવાય છે."

"વળી અરણ્યમાં કારસ્થાની માનવજાતિનો સહવાસ નથી, એ પણ એક ઉત્તમ વાર્ત્તા છે. કેટલાંક હિંસક પ્રાણીઓ સ્વભાવતઃ નિર્દય ક્રૂર હોય છે ખરાં, પણ તેમનાં હૃદય કપટ, અન્યાય અને વિકારથી ભરેલાં હોતાં નથી. એટલા માટે માનવ પ્રાણી જેમ વાચા અને બુદ્ધિયુક્ત હોવાથી સર્વોત્કૃષ્ટ છે, તેમ જ તે કપટ અને કુટિલતાયુક્ત હોવાથી હિંસક પ્રાણીઓ કરતાં પણ વિશેષ અધમ અને નીચ છે; એ પણ નિર્વિવાદ છે. નિર્જન અરણ્યમાં શુભ અને અશુભ ઉભયનો અભાવ અને સમાનતાનો પ્રભાવ હોવાથી કોઇને પણ જો અલૌકિક આનંદનો અનુભવ થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે." વિનયકાંતે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"હું તો હૃદયમાં એ તત્ત્વની સ્થાપના કરીને જ આનન્દ માનું છું કે;–" એમ કહીને અલકનન્દા બોલી કે;–

"સ્વામીનો સહવાસ તો, નન્દનવન કાન્તાર;
જો વિયોગ પતિ પત્નીનો, તો જીવન નિઃસાર!"

"વારુ ત્યારે બંધુ વિનયકાંત, ભયંકર ચિતામાંથી તારા અને અલકનન્દાના થએલા ઉદ્ધારનો વૃત્તાંત હવે મને સત્વર કહી સંભળાવ. એ જાણવા માટે મારું મન અતિશય આતુર થઈ રહ્યું છે." ભદ્રકાળીએ કહ્યું.

"સાધ્વી સહોદરા, ત્યારે લે સાંભળ," એમ કહીને વિનયકાન્તે નીચે પ્રમાણે પોતાના અને પોતાની પત્નીના ઉદ્ધારનો વૃત્તાંત કહેવા માંડ્યો:—

"મને શિરચ્છેદ અને તારી ભાભીને દેશનિકાલની શિક્ષા માટેની રાજાએ આજ્ઞા સંભળાવી હતી, એ તો સારી રીતે તારા જાણવામાં છે જ. પરંતુ અલકનન્દાએ મંત્રી ગુણાઢ્યદેવને પોતાની સતી થવાની ઇચ્છા દર્શાવી અને મંત્રીના ઉપદેશથી તેની એ ઇચ્છા માન્ય રાખવામાં આવી. ત્યાર પછી મંત્રીએ મારી પાસે કારાગૃહમાં આવીને મને કહ્યું કે, 'વિનયકાન્ત, તમારે પ્રાણ તો આપવાના જ છે, તો પછી ચાંડાલની તલવારથી મરવા કરતાં પોતાની પ્રિયતમા સાથે ચિતાપ્રવેશ કરીને પ્રાણનો ત્યાગ કરવો, એ વધારે સારું નથી કે શું?" એના ઉત્તરમાં મેં જણાવ્યું કે, જો મને તેમ કરવાની આજ્ઞા આપવામાં આવે, તો હું ચિતાપ્રવેશ કરવાને તૈયાર છું. તેણે તેવી આજ્ઞા મેળવી આપવાનું વચન આપ્યું અને બીજી વાતો કાઢી આનંદસિંહ મારો એક અત્યંત વિશ્વસનીય અને આત્મસમર્પક મિત્ર છે એ પણ મારા મુખથી જાણી લીધું. એ પછી ગુણાઢ્યદેવનાં હું સ્મશાન ભૂમિમાં આવ્યો ત્યાં સુધી મને દર્શન થયાં નહિ. સમય આવતાં મેં અને અલકનંદાએ આનંદથી ચિતાપ્રવેશ કર્યો. પરંતુ જ્યારે અમે ચિતાના શિખરે બનાવેલી દેરીમાં ગયાં ત્યારે ચિતાનો મધ્ય ભાગ અમને પોલો દેખાયો. નીચે નજર કરી તો એક મનુષ્ય ઉભો હતો અને તેણે અમને તરત નીચે ઊતરી આવવાનો હસ્તસંકેત કર્યો. જીવનની આશા મહા પ્રબળ હોય છે એટલે તે આશાથી અમે વિશેષ કાંઈપણ વિચાર ન કરતાં નીચે ઊતરી ગયાં. નીચે ઊતર્યાં પછી અમે જાણી શક્યાં કે, અમે ચિતામાં પ્રવેશ કરવા પછી પૃથ્વીના ગર્ભમાં પ્રવેશ કર્યો હતો. તે મનુષ્યે અમારા નીચે ઊતરી જવા પછી તે ભોંયરાના મુખને લોઢાના કમાડથી વાસી દીધું અને અમને લઈને આગળ ચાલતો થયો. લગભગ અડધો ગાઉ ચાલ્યા પછી એક વિશાળ ચોક આવ્યો ત્યાં બેસવા માટે પાષાણનાં આસનો બનાવેલાં હતાં અને વાયુના આગમન માટેની પણ છતમાં છિદ્રો પાડીને વ્યવસ્થા કરવામાં આવી હતી. તે મનુષ્યે અમને ત્યાં બેસવાનું કહ્યું અને અમને થોડીક ખાનપાનની વસ્તુઓ પણ આપી. આ સર્વ ભેદનું કારણ પૂછતાં તે મનુષ્યે અમને જણાવ્યું કેઃ—' આજે પરમ ધર્માત્મા વૃદ્ધ મંત્રી ગુણાઢ્યદેવની કૃપાથી જ આ અનિવાર્ય પ્રાણ વિનાશક સંકટમાંથી તમારો ઉદ્ધાર થયો છે. સ્મશાનમાંના અમુક એક ભોંયરાનું મુખ છે, એની મંત્રીજીને ખબર હ

મુખ દટાઈ ગએલું હોવાથી કોઇના જોવામાં આવી શકતું ન હોતું. તે મુખપરના માટીના પડને તેમની આજ્ઞાની રાત્રે આવીને મેં ખોદી પાતળો કરી નાખ્યો અને અમુક સાધનોને સાથે લઇ હું રાતે જ તે મુખને ખોલી ભોંયરામાં ગયો. એ વેળાએ મંત્રી પોતે મારી સાથે સ્મશાનમાં ગુપ્ત વેશથી પધાર્યા હતા. મારા ભોંયરામાં આવ્યા પછી પોતાના હાથે દ્વારને બેમાલૂમ કરીને બીજે દિવસે એ જ સ્થળે તેમણે ચિતા ખડકાવી. ચિતાપ્રવેશનો સમય તેમણે મને જણાવેલો હોવાથી હું નિયત સમયે ત્યાં આવ્યો અને લોહ-દ્વારને ખોલી તમારા આગમનની માર્ગપ્રતીક્ષા કરતો ભૂમિના ગર્ભમાં ઊભો રહ્યો. એ પછી શું બન્યું તે તો પ્રત્યક્ષ તમે જોઇ ચૂક્યા છો, એટલે વધારે કહેવાની અગત્ય નથી. હવે આ ભોંયરાનું બીજું મુખ કારાગૃહમાંની એક કોટડીમાં નીકળતું હોવાથી આપણાથી અન્યત્ર નીકળી શકાય તેમ નથી. એટલા માટે લગભગ મધ્યરાત્રિ પર્યન્ત આપણે અહીં જ બેસી રહેવું પડશે. ત્યાર પછી સર્વ મનુષ્યો નિદ્રાવશ થશે અને ચિતાનો અગ્નિ પણ ઘણો ખરો શાંત થશે; એટલે આપણે એ જ માર્ગે પાછા બહાર નીકળીશું. વૃદ્ધ મંત્રી તમારા પલાયન માટેનાં સાધનો તૈયાર રાખવાના છે એટલે કોઈ નવું સંકટ આવવાનો સંભવ નથી.' તેનું આ કથન સાંભળીને અમોએ પરમકૃપાળુ પરમાત્માનો અને દયાળુ વૃદ્ધ મંત્રીનો અંતઃકરણમાં અત્યંત આભાર માન્યો, અને મધ્ય-રાત્રિની માર્ગપ્રતીક્ષા કરતાં અમે અમારો સમય પૃથ્વીના ગર્ભમાં આતુરતાથી વીતાડવા લાગ્યાં. અંતે અમારી આતુરતાનો અંત આવ્યો. ગુહામાં એક મશાલનો પ્રકાશ અમને દેખાયો. થોડીવારમાં જ આનંદસિંહ કૃષ્ણ-રંગી વેશમાં અમારા સમક્ષ આવીને ઊભો રહ્યો. તેના હાથમાં એક ન્હાની પોટલી હતી તે ખોલીને તેમાંથી બીજાં કાળાં વસ્ત્રો તેણે કાઢ્યાં અને અમને ઉદ્દેશીને કહ્યું કે;–'ભાઇ વિનયકાંત અને ભાભી અલક-નન્દા, તમો બન્ને પોતાનાં વસ્ત્રોને ઉતારીને આ વસ્ત્રો પારિધાન કરી લ્યો. કારણ કે, આપણે અત્યારે જ અહીંથી દૂરનો પ્રવાસ કરવાનો છે અને તમને કોઈ ઓળખી ન લે, એટલા માટે આ ગુપ્તવેશની આવશ્યકતા છે. આજે તમારા પલાયન માટે પરમેશ્વરે પણ એક વિશેષ અનુકૂળતા કરી આપી છે, અને તે એ કે, અચાનક જળવૃષ્ટિ થઇ છે અને તેથી લોકોના બહાર નીકળવાનો અત્યારે વધારે સંભવ નથી. સ્મશાનની પાસે આવેલી પેલી તરફની ઝાડીમાં આપણા પલાયનમાટે ત્રણ સુસજ્જિત ... તૈયાર રાખવામાં આવ્યા છે; માટે ઊતાવળ કરો. આ બધી ... કરી આપનાર વૃદ્ધ મંત્રી ગુણાઢ્યદેવનો અંતઃકરણપૂર્વક આભાર

માનો. વૃદ્ધ મંત્રી માત્ર આટલું કરીને જ અટક્યા નથી, પણ મને એકસો સોનામોહોરની કોથળી પણ આપી છે કે જેના યોગે આપણે જ્યાં જઇશું, ત્યાં હાલ તરત આપણા નિર્વાહમાટેની સર્વ યોગ્ય વ્યવસ્થા કરી શકીશું.' અમે **આનંદસિંહ**ની આજ્ઞા પ્રમાણે કાળાં વસ્ત્રો ધારણ કરી લીધાં. **અલકનન્દા** પણ એક તરુણીને બદલે તરુણ પુરુષ સમાન દેખાવા લાગી. હું, **અલકનન્દા** અને **આનંદસિંહ** ચિતાના માર્ગથી જ ગુહામાંથી બહાર આવ્યાં. જળની બહુ વૃષ્ટિ થએલી હોવાથી જે ચિતા અમારા દહન માટે પ્રદીપ્ત કરવામાં આવી હતી, તે શાંત થઈ ગઈ હતી. અમે જે વેળાએ ઝાડીમાં બાંધેલા અમારા અશ્વો પાસે આવી લાગ્યાં, તે વેળાએ એક પુરુષ અમારી પાછળ આવતો અમારા જોવામાં આવ્યો. તેણે પણ અમારી પેઠે કૃષ્ણ વેશ ધારણ કર્યો હતો. **આનંદસિંહ** તેની પાસે ગયો અને પ્રથમ સંતોષકારક ઉત્તર ન મળવાથી તેને ઠાર કરવા તૈયાર થયો. પણ પછી તેને ઓળખવાથી અમારી સાથે આવવાનો આગ્રહ કર્યો. તે પુરુષ અમારામાંથી કોઇને પણ ઓળખી શકયો નહિ. અંતે અમારા વચનમાં વિશ્વાસ બંધાયાથી તે પણ અમારી સાથે આવ્યો. અમે ત્રણના ચાર થયાં."

"તે પુરુષ કોણ હતો વારુ?" **ભદ્રકાળી**એ આતુરતાથી પૂછ્યું.

"તે પુરુષ બીજો કોઈ નહિ, પણ **અલકનન્દા**નો ભ્રાતા અને તારો ભાવિભર્તા **રમણચંદ્ર** જ હતો."

"તેઓ તમો ત્રણમાંથી એકને પણ બિલકુલ ઓળખી ન શકયા, એ તો આશ્ચર્ય જ કહેવાય." **ભદ્રકાળી**એ ઉદ્‌ગાર કાઢયો.

"**રમણચંદ્ર** જે દિવસે અમારા ચિતાપ્રવેશની ઘટના બની તે દિવસે સૂર્યનો અસ્ત થઈ ગયા પછી **ચાંપાનેર**માં આવ્યો હતો, અને આપણી આ દુર્દશાના સમાચાર સાંભળી લગભગ ગાંડા જેવો થઈ ગયો હતો. તે અમારી ચિતાના દર્શનમાટે સ્મશાન ભૂમિમાં આવ્યો હતો અને તેવામાં અમને તેણે ભોંયરામાંથી નીકળતાં જોયાં. તે અમારી પાછળ પડ્યો અને અમારો સાથી થયો. બીજે દિવસે પ્રભાતમાં જ્યારે અમે એક સ્થળે નિત્ય નૈમિત્તિક કર્મ માટે રોકાયાં, તે વેળાએ અમને તેણે ઓળખ્યાં અને તેના આશ્ચર્યનો અવધિ થયો. તોપણ રાતે જ **આનન્દસિંહ**ના મુખથી તારા કારાગૃહમાં પડવાની વાર્તા તેના જાણવામાં આવેલી હોવાથી તારામાટે તેના હૃદયમાં અતિશય શોક થયા કરતો હતો. અમે અંતે પ્રવાસ કરતાં કરતાં આ સ્થાનમાં આવી લાગ્યાં. આ સ્થળમાં હિંસક પ્રાણીઓની વિશેષતા નથી, પરંતુ અહીં ભૂતાવળ જાગવાનો લોકોને વ્હેમ હોવાથી બહુધા કોઈ પ્રવાસી આ અરણ્યમાં

આવતો નથી. એટલા માટે અમે અહીં જ પર્ણકુટી બાંધીને ગુપ્તનિવાસ કરવાનો નિશ્ચય કર્યો અને તે નિશ્ચયની પૂર્ણતા પણ કરી. અહીંથી થોડા અંતરપર એક ગામડું હોવાથી નિર્વાહનાં સાધનો ત્યાંથી લાવી શકાય છે અને આ અરણ્યમાં પણ દિવસો આનન્દથી વીતાડી શકાય છે.” વિનયકાંતે લગભગ પોતાના વૃત્તાંતની સમાપ્તિની સીમાપર આવીને કહ્યું.

“પણ અલકનન્દાના બંધુ કેમ જોવામાં નથી આવતા?” ભદ્રકાળીએ પૂછ્યું.

“હા, રમણચંદ્રનો ત્યાર પછીનો વૃત્તાંત કહેવાનું તો હું ભૂલી જ ગયો. સાંભળ–રમણચંદ્ર કેટલાક દિવસ પર્યન્ત અહીં અમારી સાથે રહ્યા હતા, પણ પછી એક દિવસ અચાનક તેમણે કહ્યું કે:–‘વિનયકાન્ત, મેં પ્રથમથી જ શૌર્યના વ્યવસાયનો સ્વીકાર કરેલો હોવાથી આવું કર્તવ્યહીન જીવન મને વિષ સમાન લાગે છે અને તેથી દીર્ઘકાળ પર્યન્ત અહીં પડી રહેવું સારું લાગતું નથી. તમારી પેઠે મને ગુપ્ત રહેવાનું કાંઈ કારણ નથી; કારણ કે, મારા પર કોઇપણ પ્રકારનો આરોપ મેલાચલો નથી તેમજ મને પકડાઈ જવાની ધાસ્તી પણ નથી. વળી ભદ્રકાળી કારાગૃહમાં છે, તેનો પણ જો બની શકે, તો મારે ઉદ્ધાર કરવો જોઇએ. એટલા માટે મને જવાની આજ્ઞા આપો, તો વધારે સારું. હું તમારી પાસે વારંવાર આવીશ અને તમને જે સાધનો જોઇશે તે પૂરાં પાડીશ.’ અમે તેમને રોકવાના ઘણા પ્રયત્નો કર્યો, પણ તેમણે કાંઈ પણ ન માન્યું અને અંતે પોતાનું ગમતું જ કર્યું. ત્યાર પછી આજથી ચારેક દિવસપર એકવાર તે આવ્યા હતા અને એમ જણાવી ગયા હતા કે, કોઈ વિશિષ્ટ હેતુથી રાજસેવાનો તેમણે પુનઃ સ્વીકાર કર્યો છે અને તેમને રાજાએ સહાયક સેનાપતિની નવીન પદવીપર ચઢાવ્યા છે.” વિનયકાંતે કહ્યું.

“તેમનો એ વિશિષ્ટ હેતુ શો હશે?” ભદ્રકાળીએ પૂછ્યું.

“એ વિશે અમને તેમણે કાંઈ પણ જણાવ્યું નથી.” વિનયકાંતે કહ્યું.

“મને તો એમ જ જણાય છે કે, ચાંપાનેરના દુષ્ટ રાજા વિરુદ્ધ કાંઈ ગુપ્ત પ્રપંચ રચવાનો જ તેમનો ગુપ્ત હેતુ હોવો જોઇએ. અત્યારે જ મેં તમને કહ્યું કે, ગામડામાં એક પ્રકારનો કોલાહલ ઉત્પન્ન થએલો હોવાથી તેના કારણને જાણવાના પ્રયત્નમાં મને આવતાં વિલંબ થયો હતો. તે કોલાહલનું કારણ એ હતું કે, અમદાવાદના સુલ્તાન મહમ્મૂદ ગડાએ ચાંપાનેરપર ચડાઈ કરવાનો નિશ્ચય કર્યો છે અને તે વાર્તા

માં આવતાં પાવાગઢમાં પણ યુદ્ધ માટેની તૈયારીઓ કરવામાં આવે છે.

રાજાના અનુચરો પ્રધાનની આજ્ઞાથી તરુણજનોને સૈનિક બનાવવા માટે લઈ જવાને અને કર વસૂલ કરવાને રાજ્યમાં સર્વત્ર નીકળી પડ્યા છે અને તેનો સર્વત્ર કોલાહલ પ્રસરી ગયો છે. જો સાવધતાથી રમણચંદ્ર અત્યારે કોઈ પ્રપંચની ગુપ્ત રચના કરશે, તો તેથી અવશ્ય ચાંપાનેરના રાજ્યને એક મહાભયંકર આઘાત થવાનો સંભવ છે; કારણ કે, સમય તેવા પ્રકારનો આવી લાગ્યો છે. હવે આપણે જોવાનું છે કે, ધર્મવિહીન રાજાના અત્યાચાર અને અનાચારોનું શું અને કેવું પરિણામ આવે છે તે." આનંદસિંહે ધૂમ્રપાનના વ્યવસાયને લાગી ગુડગુડીને એક તરફ રાખીને પોતાના હૃદયના ભાવોને પ્રકટ કરી બતાવ્યા.

"ભાઈના જે આન્તરિક ઉદ્ગારો કેટલીકવાર મારા સાંભળવામાં આવ્યા હતા, તેથી ભાઈનો રાજસેવાના પુનઃ સ્વીકારમાં એવો જ કોઈ હેતુ સમાયેલો હોવો જોઈએ; એવું હવે હું પણ અનુમાન કરી શકું છું." અલકનન્દાએ પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કર્યો.

"એથી વિશેષ અન્ય કાંઈ સમાચાર ?" ભદ્રકાળીએ પૂછ્યું.

"બીજા વિશેષ સમાચાર એ છે કે, રમણચંદ્રે આ અરણ્યમાં પોતે જ પુરોહિત બનીને અલકનન્દાનો અને મારો હસ્ત મેળાપ કરાવી આપ્યો છે અને તેથી હવે અલકનન્દા મારી વિવાહિત ધર્મપત્ની થઈ ચૂકી છે." વિનયકાંતે કહ્યું.

"આ સમાચાર સાંભળીને મારા હૃદયમાં અતિશય હર્ષ થાય છે. હું અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે, તમો દંપતી દીર્ઘાયુ થાઓ, આરોગ્યથી સુખવિલાસ ભોગવો, સંતતિ અને સંપત્તિનાં સ્વામી બનો અને તમારા સર્વ સંકટોનો સંહાર થાઓ. ઈશ્વર તમારું કલ્યાણ કરશે અને આશાના પાલવને સફળતાના મોતીથી ભરશે." ભદ્રકાળીએ આશીર્વાદ આપ્યો.

"બ્હેન, તારા આ આશીર્વાદને હું મસ્તકે ચઢાવું છું." વિનયકાંતે વિવેક દર્શાવ્યો.

"અને તમે મારા પ્રિય પતિનાં ભગિની હોવાથી આ આશીર્વાદને સાંભળી હું તમારાં ચરણોમાં મસ્તક નમાવું છું." ભદ્રકાળીએ કહ્યું.

"અખંડ સૌભાગ્યવતી ભવ !" ભદ્રકાળીએ પુનઃ આશીશ આપી.

"હ–પણ બ્હેન, અમારા ઉદ્ધારનો વૃત્તાંત તો તારા સાંભળવામાં આવી ગયો, હવે તારી બંધનમુક્તિનો વૃત્તાંત સંભળાવ અને અમારી આતુરતાને શમાવ." વિનયકાંતે કહ્યું.

"મારી બંધનમુક્તિનો વૃત્તાંત કદાચિત્ તમારા વૃત્તાંત જેટલો રસ-

દાયક નહિ હોય, તોપણ તમારો આગ્રહ છે તો મારે મારી કર્મકથા સંભળાવવી જ પડશે." ભદ્રકાળીએ કહ્યું.

"તો પછી હવે વિલંબ શામાટે?" અલકનન્દા બોલી.

"બ્હેન, જરા પાણી તો પા." ભદ્રકાળીએ કહ્યું.

અલકનન્દા પર્ણકુટીમાંથી સ્વચ્છ જળ લાવી અને તેના પાનથી કંઠને આર્દ્ર કરીને આપણી નવલકથાની નાયિકા પોતાનો વૃત્તાંત નીચે પ્રમાણે વર્ણવવા લાગી;—

## દ્વાવિંશ પરિચ્છેદ.

### ભદ્રકાળીની આત્મકથા.

"જે વેળાએ તમો પતિ પત્નીએ દુષ્ટ રાજાની આજ્ઞાથી ચિતામાં પ્રવેશ કર્યો અને ચિતા સળગાવવામાં આવી, તે વેળાએ મારા કોપાગ્નિની જ્વાળાઓ ગગનને સ્પર્શ કરવા લાગી અને મારા મનોવેગને હું કોઇ પણ રીતે શમાવી શકી નહિ. જેના ભાવિ પતિનો પત્તો ન હોય, એકનો એક માડી જાયો વીર અત્યાચારી રાજાની આજ્ઞાથી પત્ની સહિત અગ્નિનું બલિદાન થાય અને જેની સર્વ ભાવિ સુખાશાપર પાણી ફરી વળે, તેવી એક નિરાધાર નારીના મનની કેવી અવસ્થા થાય છે, એનો માત્ર અનુભવથી જ પરિચય થઈ શકે છે. સંતાપથી મારું હૃદય અતિશય તપ્ત થતાં હું રાજા સમક્ષ ગઈ અને રાજાને મેં કઠિન શાપ આપ્યો. મારા શાપથી જો કે તત્કાળ રાજાનું તેજ તો હણાઈ ગયું, તોપણ પોતાની પ્રતિષ્ઠાને જાળવવા અને સત્તાનું માન સંભાળવા માટે તેણે તત્કાળ મને કારાગૃહમાં મોકલી દીધી અને ત્યાં જે કોટડીમાં અલકનંદાને રાખવામાં આવી હતી, તે જ કોટડીમાં કોટવાલે મને રાખી. હું ત્યાં અત્યંત વિલાપ અને આક્રન્દમાં મારો સમય વીતાડતી અને પત્થરની દીવાલને પણ રડાવતી બેઠી હતી, એટલામાં મધ્યરાત્રિના ભયાનક અંધકારમય સમયમાં દુષ્ટ રાજા જયસિંહ ગુપ્તવેશ ધારણ કરીને કારાગૃહમાંની મારી કોટડીમાં આવી લાગ્યો. પ્રથમ તો હું તેને ઓળખી શકી નહિ, પણ જ્યારે તેણે બોલવાનો આરંભ કર્યો, ત્યારે મેં તે કામાતુરને તત્કાળ ઓળખી લીધો. એ વેળાએ તેણે નિર્લજ્જતાનો અવતાર ધાર્યો હતો. નીચતા અને નિર્લજ્જતાથી તેણે મારા પ્રેમની યાચના કરી. પ્રથમ તો નમ્રતા અને કોપનો ભાવ દર્શાવીને તેને ઘણોએ સમજાવ્યો, પણ પોતાના હઠને લેશ માત્ર પણ ન તે જ્યારે બળાત્કાર કરવાના વિચારપર આવ્યો, તે વેળાએ

મારામાં ચંડિકા ભદ્રકાળીની શક્તિનો પ્રવેશ થવાથી મારા હાથમાંની બેડીઓનો તેના મસ્તકપર એવો તો ફટકો લગાવ્યો કે જેણે તેને લોહી-લૂહાણ અને મૂર્છિત કરી ધૂળ ચાટતો બનાવ્યો.”

“કોપાયલી પ્રમદા નાગિનીના નામથી ઓળખાય છે, એનો તેં યથાર્થ પરિચય કરાવ્યો. હં—પછી?” વિનયકાંતે ભગિનીને ધન્યવાદ આપ્યો.

“રાજાના પડવાથી જે અવાજ થયો, તેથી મને એમ જણાયું કે, એ કોટડીમાંની જમીન જરૂર પોલી હોવી જોઇએ. પાવાગઢમાં અનેક ભોંયરા અને ગુફાઓ હોવાનું તો આપણે સાંભળેલું જ છે, એટલે એથી મારી એ કલ્પનાને પુષ્ટિ મળી અને કોઇ માર્ગ હોય તો તે શોધવા લાગી; કારણ કે, મારી કોટડીનો દરવાજો રાજાના કોઈ નોકરે બહારથી બંધ કર્યો હતો, અને ધારો કે, જો તે દરવાજો ખુલ્લો હોત, તોપણ કારાગૃહના સિંહદ્વારમાંથી નીકળી જવાનું બહુ જ અશક્ય હતું. મારો પ્રયત્ન યશસ્વી નીવડ્યો અને એક વિશાળ પાષાણ શિલા ઊપડી શકે એવી સ્થિતિમાં મારા જોવામાં આવી. મેં તે શિલાને ઊપાડવાનો યત્ન કર્યો અને જોર લગાવ્યું તો તે તરત ઉપડી આવી; કારણ કે, તે બહુ જ પાતળી હતી. રાજા શુદ્ધિહીન થઇને પડ્યો હતો એટલે તેનાં શસ્ત્રો મેં કાઢી લીધાં અને ભદ્રકાળીના નામનો ઉચ્ચાર કરી તે ભૂમિગત ગુપ્ત માર્ગમાં પ્રવેશ કરીને ઊપરથી શિલાને ઢાંકી દીધી.

“અત્યાર સુધી દુર્ભાગ્યયોગે રાજા સ્હામે લડી અને હવે ભયંકર અંધકાર સાથે ઝૂંઝવાનો પ્રસંગ આવી લાગ્યો. પ્રકાશમાંથી અંધકારમાં પ્રવેશ કરતાંની સાથે જ હૃદયમાં ભયનો ઉદય થયો અને દેહમાં કંપનો અંશ આવી ગયો. પરંતુ જીવના જોખમે પણ મારી પવિત્રતા અને નિષ્કલંકતાને રક્ષવાનો પૂર્ણ નિશ્ચય કરેલો હોવાથી હું સાહસ અને દૃઢતાથી નિબિડ અંધકારને ભેદીને આગળ ચાલવા લાગી. ભોંયરામાં મેં કેટલો પંથ કાપ્યો, એનું મને ભાન નથી, પણ કેટલાક સમય પછી અંતે માર્ગનો અંત આવ્યો અને પરમાત્માએ મને મારી મુક્તિનો માર્ગ બતાવ્યો, જ્યારે એ ભોંયરાના સ્મશાન ભૂમિમાં પડતા બીજા મુખમાંથી હું બહાર નીકળી તે વેળાએ આકાશમાં શુક્ર તારાનો ઉદય થયો હતો. તારો વૃત્તાંત મેં સાંભળ્યો છે, એટલે હું કહી શકું છું કે, જે ભોંયરામાં ઉતરી જવાથી તારો અને અલકનન્દાનો ઉદ્ધાર થયો હતો, તે જ એ ભોંયરું હોવું જોઇએ; કારણ કે, તારા કહેવા પ્રમાણે મંત્રીના માણસે તને એમ કહ્યું હતું કે, એ ભોંયરાનું બીજું મુખ કારાગૃહમાં છે. અસ્તુ......”

"અરે–તું જો જરા વ્હેલી આવી લાગી હોત, તો આપણો ભોંયરામાં જ મેળાપ થઇ જાત અને આપણે સાથે જ પલાયન કરી ગયાં હોત !" વિનયકાંતે તેને વચ્ચે જ બોલતી અટકાવીને કહ્યું.

"એવા યોગાયોગ પરમાત્માની ઇચ્છા પ્રમાણે જ બની આવે છે; એમાં ક્ષુદ્ર માનવીનો કશો પણ ઉપાય ચાલી શકતો નથી. અત્યારે આપણે મળ્યાં એ પણ ઇશ્વરની આપણાપર કાંઈ જેવી તેવી કૃપા થઈ નથી." ભદ્રકાળીએ સંતોષ દર્શાવ્યો.

"પણ સ્મશાન ભૂમિમાં નીકળ્યા પછી શું થયું ?" અલકનન્દાએ વૃત્તાંત સાંભળવા માટે અધીરતા દર્શાવી.

"સ્મશાન ભૂમિમાં નીકળતાં જ મને જણાયું કે, થોડા વખતપર વર્ષાદ પડેલો હોવો જોઇએ; કારણ કે, બધી જમીન ભીની હતી અને કયાંય ચિતાના અંગારા પ્રજળતા જોવામાં આવતા નહોતા. એક તો મૂળ અંધકારમયી નિશા તેમાં વળી આકાશ ઘણે ભાગે અભ્રાચ્છાદિત અને સ્મશાન ભૂમિમાં સંચાર એટલે પછી ભયંકરતામાં શી ન્યૂનતા હોય વારુ ? કોઈ દિવસ ગૃહમાંથી પગ બહાર મૂકેલો નહિ અને સંસારનું કોઇ સંકટ અનુભવેલું નહિ, એટલે હવે કયાં જવું અને શું કરવું એના વિચારમાં પડીને હું મુંઝાઈ ગઈ. પણ ઉષ:કાળ થવા આવ્યો હતો એટલે વિચાર કરવાનો વધારે સમય નહોતો; કારણ કે, જો મનુષ્યોના ગમન આગમનનો વ્યવસાય ચાલતો થાય, તો પુન: મારા ચતુર્ભુજા થવાનો સંભવ હતો. હું વળી પણ એકવાર પ્રભુનું સ્મરણ કરી અને ઇશ્વરની કરુણા માગી ત્યાંથી ચાલતી થઈ અને નિર્જન અરણ્યમાં મારો માર્ગ કાપવા લાગી. સર્પના ધ્વનિ, સિંહોની ભયંકર ગર્જનાઓ અને અન્ય વન પશુઓના શબ્દો મારા કર્ણમાં પ્રવેશ કરીને હૃદયને વારંવાર કંપાયમાન કરતા હતા, છતાં મારા સંરક્ષણનું કાર્ય પરમેશ્વરને સોંપીને મેં ચાલવાનું કાયમ રાખ્યું. પ્રભાત થયો, છતાં હું અરણ્યમાં જ હતી, પણ હવે મને પકડાઈ જવાની ભીતિ નહોતી. રાત્રે અંધારામાં ચાલતાં મારા પગમાં કાંટા પુષ્કળ ભોંકાયા હતા તેથી પગનાં તળિયાં કાંઇક સૂજેલાં દેખાયાં. પ્રભાતમાં એક સ્થળે બેસીને મેં ભોંકાયલા કાંટા કાંટાવડે જ બહાર કાઢ્યા અને પ્રવાસમાં આગળ વધવા માંડ્યું. મને જ્યારે કારાગૃહમાં મોકલવામાં આવી, તે વેળાએ મારી પાસે પાંચ સોનામોહોર રહી ગઈ હતી કે જે એ વેળાએ પણ મારી સાથે જ હતી. એક ગામડામાં આવી મારા મૂળ વેશને ત્યાગીને મેં આ યોગિનીનો વેશ ધારણ કરી લીધો અને ત્યાં વાદ્યંત્ર બનાવનાર એક કારીગર - વીણા એક સોનામોહોર આપીને મેં ખરીદી લીધી. એ

પછી એક સ્થળમાં સ્થાયિભાવથી ન રહેતાં હું ભિન્ન ભિન્ન સ્થાનોમાં ભ્રમણ કરવા લાગી. મારા મધુર સંગીતના પ્રભાવ અને પ્રતાપથી હું જ્યાં જતી ત્યાં પૂજાતી અને આદરને પાત્ર થતી હતી. ખરેખર બાલ્યાવસ્થામાં પ્રાપ્ત કરેલી કોઇ પણ સારી કળા અમુક પ્રસંગે બહુ જ ઉપયોગી થઈ પડે છે, એનો મને પ્રત્યક્ષ અનુભવ થયો. તને અને અલકનન્દાને તો હું નિશ્ચયપૂર્વક મરી ગએલાં જ ધારતી હતી, એટલે મારા હૃદયમાં એક પ્રકારની અનિવાર્ય નિરાશાનો આઘાત થયો હતો અને તેથી કદાચિત્ મેં આત્મહત્યા પણ કરી નાખી હોત; પણ જો એકવાર અલકનન્દાના બન્ધુને મળાય તો સારું, એ એક નિર્બળ આશાથી જ મેં મારું નિરાશામય જીવન ટકાવી રાખ્યું હતું. કારાગૃહમાંથી પલાયન કર્યાં પછી ઘણા દિવસ પર્યન્ત પ્રભુની કૃપાથી કોઈ નવીન વિઘ્ન આવીને ઉપસ્થિત ન થયું......"

"પણ ત્યારપછી કોઇ ભારી વિઘ્ન આવી પડ્યું હતું કે શું?" વિનયકાંતે અધીરતાથી પૂછ્યું.

"હા, એક દિવસ અચાનક હું આપત્તિમાં આવી પડી." ભદ્રકાળીએ કહ્યું.

"તે કેવી રીતે?" અલકનન્દાએ કરુણાદર્શક ભાવથી પૂછ્યું.

"મેં એક ગામડાની ધર્મશાળામાં નિવાસ કર્યો, અને ધર્મશાળામાંની એક કોટડીમાં અંદરથી બારણાં વાસીને નિદ્રામાં પડી. લગભગ મધ્યરાત્રિ વીતી જવા આવી હતી, તેવામાં અચાનક મારાં નેત્રો ઊઘડી ગયાં અને બાજૂના ઓરડામાંથી નીચે પ્રમાણેનો બે ત્રણ માણસો વચ્ચે ચાલતો વાર્त્તાલાપ મારા સાંભળવામાં આવ્યો." એમ કહીને ભદ્રકાળીએ તે વાર્त્તાલાપનું પુનરુચ્ચારણ કરવા માંડ્યું;–

"ભદ્રકાળીને શોધતાં શોધતાં તો ભાઇ, આપણા પગમાં છાલા પડી ગયા અને જીવવાના લાલા પડી ગયા, તોય તેનો હજી સુધી કાંઇ પત્તો મળી શકયો નહિ." પ્રથમ મનુષ્યે કહ્યું.

"અરે ભાઇ, તું તો ગાંડો થઇ ગયો છે ગાંડો! એનો તો હવે બીજા અવતારમાં પત્તો મળે તો કોણ જાણે–આ અવતારમાં તો પત્તો મળવાનો નથી. કેદખાનાની કોટડીના દરવાજા બંધ હતા અને ન્હાસવાનો બીજો કોઇ રસ્તો નહોતો ત્યાંથી તે અદૃશ્ય થઈ ગઇ, તે કાંઇ જેવી તેવી વાત નથી, સમજ્યો કે? મને તો લાગે છે કે એ ભદ્રકાળી કાંતો કોઇ દેવીનો અવતાર છે અને કાંતો પિશાચોને સાધનાર તંત્ર વિદ્યાવિશારદ ડાકિની છે. જો એમ ન હોય તો તેનાથી આ અદૃશ્ય-થઇ શકાય જ નહિ. મારું માનો તો એને શોધવાની ખટપટ

છોડી દ્યો. કયાંક આપણે તેના ઝપાટામાં આવી જઇશું, તો વગર મોતે માર્યા જઇશું અને આપણી બાયડીઓના ચૂડા ભંગાશે.” બીજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

તેને ધિક્કારતો ત્રીજો કહેવા લાગ્યો કે;–“હું તો ધારતો’ તો કે, દુનિયા બાયલાઓથી ખાલી થઇ છે; પણ નહિ, હજી બાયલાના કુળનું નામ જાળવવા માટે તારા જેવા બાયલાઓ જીવતા છે ખરા. અરે નાદાન, કોને ખબર છે કે, તે અદૃશ્ય થઇ કે કોઇની મદદથી દરવાજા ખોલીને પલાયન કરી ગઇ. આપણે રાજાનું લૂણ ખાઇએ છીએ, તો તેની ચાકરી બરાબર કરવી જ જોઇએ. આપણે તો, ભાઇ, જ્યાંસુધી ભદ્રકાળી આપણા હાથમાં નથી આવી, ત્યાં સુધી ચાંપાનેર તરફ પાછા ફરવાના નથી અને પાવાગઢમાં પ્રવેશ કરવાના નથી. તારે જવું હોય તો ચાલ્યો જા–લૂણ હરામ થા. અમે તો માથા સાટે માલ કરીને જ ઘરમાંથી બહાર નીકળ્યા છીએ. એટલે કાંતો માથે લીધેલું કામ પૂરું કરીશું અને કાંતો આ પ્રવાસમાં જ મરીશું !”

“તેમની આવા પ્રકારની વાતો સાંભળતાં મારો નિશ્ચય થયો કે, એ રાજાના માણસો છે અને મને પકડવા માટે જ આવેલા છે, હજી બાજી મારા હાથમાં હોવાથી હું સમયનો લાભ લેવાને તૈયાર થઇ. તરત ઊઠી મારી વીણાને લઇ ધીમેથી ઓરડીનાં દ્વાર ખોલી હું બહાર નીકળી અને જે માર્ગ સ્હામો દેખાયો, તે માર્ગનો મેં સ્વીકાર કરી લીધો. પ્રભાત થતાં સુધીમાં તો હું પાંચ ગાઉ જેટલો પંથ કાપી આવી. એક વિઘ્ન તો એવી રીતે ટળ્યું, પણ એવામાં એક બીજું વિઘ્ન આવી મળ્યું.” ભદ્રકાળીએ કહ્યું.

“તે શું ?” અલકનન્દાએ પૂછ્યું.

“પ્રભાત થવા પછી અરણ્યમાંની એક નદીના તીરે વસ્ત્ર ઊતારી હું સ્નાન કરતી બેઠી હતી, એવામાં ત્યાં એક લુટારો આવી લાગ્યો. દૂરથી તેને આવતો જોતાંની સાથે જ મેં મારાં વસ્ત્રો પહેરી લીધાં અને આવતા પ્રસંગ સાથે બાથ ભીડવાને હું તૈયાર થઈ ઊભી. તે પાસે આવ્યો અને મને જોતાં જ મોહ મુગ્ધ થઈ ગયો. તેણે મને અનેક પ્રકારની લાલચો દેખાડીને પોતાની સાથે આવવાનો અને ઘર વસાવવાનો આગ્રહ કર્યો, પણ જ્યારે મે તેની એક પણ વાત ન માની ત્યારે તે કોપના આવેશપર ચઢયો અને બળાત્કારની તૈયારી કરવા લાગ્યો. આ વેળાએ રાજાનાં કાઢી લીધેલાં શસ્ત્રોએ મારા સત્ય સંબંધી અથવા મિત્રનું કામ કર્યું અને મારું દુઃખ હર્યું. જ્યારે સીધી રીતે તેના પંજા-

બચવાનો મેં કોઈ પણ ઉપાય ન જોયો, ત્યારે હું પણ ખૂનપર

આવી ગઈ. તત્કાળ કટારને કમ્મરમાંથી કાઢી છેડાયલી વાઘણ પ્રમાણે હું તેના શરીરપર ધસી ગઈ અને તેને ચતોપાટ પાડી તે કટારને તેની છાતીના રક્તપાનથી તૃપ્ત કરી. પવિત્રતાના રક્ષણ માટે નિરુપાય વશ મારે એક મનુષ્યનો વધ કરવો પડ્યો." ભદ્રકાળીએ એમ કહીને નિઃશ્વાસ નાખ્યો.

"બ્હેન, તેં જે કાંઈ કર્યું તે યોગ્ય જ કર્યું છે. આ તારા શૌર્ય માટે તારી જેટલી પ્રશંસા કરવામાં આવે, તેટલી થોડીજ છે. પછી શું થયું?" વિનયકાંતે કહ્યું.

"આ શોકકારક ઘટનાને આજે ચાર દિવસ થયા છે. ત્યાંથી ફરતી ફરતી આજે અચાનક આ અરણ્યમાં હું આવી અને ત્યાં પરમાત્માએ મને મારાં સ્વર્ગવાસી થએલાં સંબંધીજનોની સજીવ મુખમુદ્રા બતાવી. અત્યાર સુધીનો આ વૃત્તાંત છે; હવે પછી શું થવાનું છે, તે વિધાતા જ જાણે છે. હે પરમાત્મન્, તું કલ્યાણ કરજે." એ પ્રમાણે પ્રભુના નામ સાથે ભદ્રકાળીએ પોતાની આત્મકથાની પૂર્ણાહુતિ કરી.

"બ્હેન ભદ્રકાળી, જ્યારે ઈશ્વરે આપણ સર્વનો આવાં સંકટોમાંથી ઉદ્ધાર કર્યો છે, તો એથી સ્પષ્ટ જણાય છે કે, આપણા દુઃખની નિશાનો અંત થઈ ગયો છે અને સુખના સૂર્યનો ઉદય થયો છે. રમણચંદ્ર એક બે દિવસમાં આવવો જોઇએ. તે આવે, તો હવે તારા લગ્નનો વિધિ કરી નાખવાનો મારો વિચાર છે. તારી શી ભાવના છે?" વિનયકાંતે કહ્યું.

"ભાઇ, આવાં કાર્યોમાં ઉતાવળ કરવાની કશી પણ આવશ્યકતા નથી. પ્રભુની સંમતિ વિના કાંઇ પણ થતું નથી અને થવાનું પણ નથી. હું મનથી તો તેમને વરીજ ચૂકી છું, તો અત્યારેજ બાહ્ય ઔપચારિક લગ્ન વિધિ કરવાની શી અગત્ય છે વારુ? હજી આપણો સારો સમય નથી; કાલે આપણી શી દશા થશે, એની આપણને કલ્પના માત્ર પણ નથી. છતાં જોઇશું અને જો અનુકૂળતા હશે, તો તે અનુકૂળતાને માન આપવું જ પડશે." ભદ્રકાળીએ સંદિગ્ધ ઉત્તર આપ્યું.

ભદ્રકાળીનું આ ઉત્તર સાંભળીને વિલાસપ્રિય અલકનન્દાના મનમાં આશ્ચર્ય તો અતિશય થયું; પણ વિનયકાંત અને આનંદસિંહ ત્યાં [illegible] હોવાથી તે કાંઈ પણ બોલી શકી નહિ. એકાંતમાં એ વિષે [illegible] કાળીને પૂછવાનો તેણે નિશ્ચય કર્યો. સંધ્યાનો સમય થવા આવ્યો એટલે વિનયકાંતે આનંદસિંહને કહ્યું કે:—"ચાલો ત્યારે [illegible] લાકડાં લઇ આવીએ; કારણ કે, સવારમાં જઈ શકાશે [illegible]

"ભલે ચાલો." આનંદસિંહે શુડશુડીને ર[illegible]

વિનયકાંત અને આનન્દસિંહ કુહાડી અને દોરી લઇને લાક. ચાઢવા ચાલ્યા ગયા અને અલકનન્દા માટીનું બેડું માથે લઇને પાણ ભરવાને નદી તરફ ચાલતી થઈ.

ભદ્રકાળી વીણાના તાર મેળવી કોઈ સંગીતના આલાપની તૈયારી કરતી હતી, એટલામાં ઘન વૃક્ષરાજીમાંથી એક અશ્વારોહી તરુણ તે આવતો દેખાયો. તરત તેણે પોતાના વિધુવદનને અવગુંઠનરૂપ મેઘથ આચ્છાદિત કરી દીધું અને મનમાં તર્ક વિતર્કનો વ્યવસાય ચલાવ્યો થોડીવારમાં જ તે તરુણ ત્યાં આવી લાગ્યો અને અશ્વપરથી ઊતરી અશ્વ છૂટો જ મૂકીને પર્ણકુટીમાં પ્રવેશ કર્યો, પણ ત્યાં કોઇને ન જોવાથ અવગુંઠનવતી ભદ્રકાળીને તેણે પૂછ્યું કે;–"આ પર્ણકુટીનાં નિવાસીએ ક્યાં છે?"

ભદ્રકાળીએ જાણી લીધું કે, એ તરુણ બીજો કોઈ નહિ. પણ પોતાનો પતિ રમણચન્દ્ર જ હતો.



## ત્રયોવિંશ પરિચ્છેદ.

### રમણચન્દ્ર અને ભદ્રકાળી.

"તમારા ભગિનીપતિ અને તેમના મિત્ર આનન્દસિંહ જંગલમાં કઠિયારાનો ધંધો કરવા ગયા છે અને તમારાં ભગિની અલકનન્દા પાણી ભરવાને નદીએ સિધાવ્યાં છે. જરા વિશ્રાંતિ લ્યો એટલે બધાં થોડી વારમાં જ આવી લાગશે." ભદ્રકાળીએ ઉત્તર આપ્યું.

"તમે મને સારી રીતે ઓળખતાં લાગો છો, પણ તમે કોણ છો, અને તમને મેં ક્યાં જોયાં હતાં, એનું અત્યારે મારા હૃદયમાં સ્મરણ રહ્યું નથી. કૃપા કરીને તમારું નામ ઠામ જણાવશો?" રમણચન્દ્રે આશ્ચર્યચકિત થઇને કહ્યું.

"જે નયનથી દૂર તે હૃદયથી પણ દૂર, એમ જે કહેવામાં આવે છે, તે અક્ષરે અક્ષર સત્ય છે. જેના કારણથી આ યોગિની વેશ ધારણ કરવો પડ્યો છે અને સર્વ સુખોનો ત્યાગ કરવો પડ્યો છે, તે પુરુષ જ મને અત્યારે ઓળખતો નથી, એના કરતાં વિશેષ બીજું શું આશ્ચર્ય હોઈ શકે વારુ? ખરેખર રાજ્ય ખટપટમાં લચીપચી રહેલા અર્પંચ પુરુષોને ખટપટ વિના બીજી કોઇ પણ વસ્તુનું સ્મરણ રહી શકતું નથી." ...કાળીએ શોક દર્શાવ્યો.

"તમારા વેશથી તમો યોગિની જેવાં દેખાઓ છો, તેથી હું

તમને યોગિનીના નામથી જ બોલાવીશ. યોગિની, તમે તમારા મુખને અવગુંઠનમાં અદૃશ્ય કર્યું છે અને જેને જોઇને સર્વ જનો પૂજ્યભાવ દર્શાવવાને બંધાયલા છે એવો કાષાય વેશ ધારણ કર્યો છે; એટલે હું તમને કેમ કરીને ઓળખી શકું, એનો તમે જ વિચાર કરી લ્યો. મારાપર વિના કારણ કૃતઘ્નતાનો આક્ષેપ કરવો, એ તમને યોગ્ય નથી. વળી 'મારા માટે તમારે આ યોગિની વેશ ધારણ કરવો પડ્યો છે' એમ જે તમે જણાવ્યું, તેનું રહસ્ય શું છે તે હું સમજી શકતો નથી. કદાચિત્ મારા માટે વિરહપીડિતા ભદ્રકાળી યોગિનીનો વેશ ધારણ કરે, એવો સંભવ હતો; પણ તે તો બિચારી કોણ જાણે કયાંયે રખડતી હશે–જીવતી હશે કે મરી ગઈ હશે, એ વિશે કાંઇ પણ કહી શકાય તેમ નથી." રમણચન્દ્રે નિઃશ્વાસ નાખીને એ છેલ્લા શબ્દો ઉચ્ચાર્યા.

"પણ જો ભદ્રકાળી જીવતી હોય તો?" ભદ્રકાળીએ કહ્યું.

"તો તો મારા સદ્‌ભાગ્યનો અવધિ થએલો કહેવાય. પણ હાય તેના દર્શનનો લાભ થવાનો નથી અને મારા હૃદયનો શોક જવાનો નથી!" રમણચન્દ્રે વળી પણ દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું.

'પ્રાણનાથ, આટલી બધી નિરાશા ન રાખો. આશા અમર છે અને તે જ તમારા હૃદયનો શોક હરશે–તમારી આકાંક્ષાને પૂરી કરશે." ભદ્રકાળીએ આશ્વાસન આપ્યું.

"મને તમે પ્રાણનાથ કહીને કેમ બોલાવ્યો! મને પ્રાણનાથ કહેવાનો તો માત્ર ભદ્રકાળીને જ અધિકાર છે–જો તેના વિના બીજી સ્ત્રીના મુખમાંથી એ શબ્દ નીકળે, તો તે વ્યભિચાર છે–દુષ્ટ મદનવિકાર છે." રમણચન્દ્રે કિંચિત્ તિરસ્કાર દર્શાવ્યો.

"મારી જિહ્વાએ મને છેતરી, જે હૈયે હતું તે હોઠે આવ્યું અને જે વચન થોડીવાર પછી બોલવાનું હતું તે અત્યારે જ બોલી જવાયું. હશે હવે પ્રકટ થવું જ જોઇએ." એ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કરીને ભદ્રકાળીએ પ્રકટ કહ્યું કે;–"જે ભદ્રકાળીને તમને પ્રાણનાથ કહી બોલાવવાનો અધિકાર છે, તે જ ભદ્રકાળી અત્યારે તમારી સેવામાં તૈયાર છે!" એમ કહેતાંની સાથે જ તે યુવતીએ પોતાના મુખપરથી અવગુંઠનને દૂર કરી નાખ્યું.

ભદ્રકાળીને ઓળખતાં રમણચન્દ્ર એવા તો અલૌકિક આશ્ચર્યને આધીન થયો કે પોતાના દેહજ્ઞાનને પણ ભૂલી ગયો. ઉન્માદ અને પ્રમાદના મિશ્રિત ભાવથી તે કહેવા લાગ્યો કે;–"હું જાગૃત છું કે આ સત્ય છે કે સ્વપ્ન? મારી બુદ્ધિમાં પ્રમાદનો પ્રવેશ તો

ને? મારી દૃષ્ટિમાં ભ્રમનો આવેશ તો નથી થયો ને? કારાગૃહમાં અદૃશ્ય થએલી ભદ્રકાળી આ સ્થાનમાં કેમ કરીને આવી?"

"સતીને પાપીના પંજામાંથી પરમાત્માએ બચાવી." ભદ્રકાળીએ જે વૃત્તાંત થોડીવાર પહેલાં વિનયકાંત આદિને કહીને સંભળાવ્યો હતો તે જ વૃત્તાંત સંક્ષેપમાં પુનઃ રમણચંદ્રને પણ કહી સંભળાવ્યો અને તે સાંભળી તે સંતોષ દર્શાવતો કહેવા લાગ્યો કે;–"ઇશ્વરનો મહિમા અગાધ છે–અગમ્ય છે;–

"તેને ચાખે કોઈ નહિ, જેને રાખે રામ;
હોય ભલે દુનિયામહીં, દુશ્મન લોક તમામ!"

"પણ પ્રાણપતિ, મારા જાણવામાં આવ્યું છે કે, તમે પાછા ચાંપાનેરના રાજાની સેવાનો સ્વીકાર કરી ચૂક્યા છો અને તમને સહાયક સેનાપતિની નવીન પદવી પણ આપવામાં આવી છે, એ સત્ય છે કે?" ભદ્રકાળીએ પોતાના હૃદયગત એક વિશિષ્ટ ઉદ્દેશથી પૂછ્યું.

"એ અક્ષરે અક્ષર સત્ય છે." રમણચંદ્રે ઉત્તર આપ્યું.

"શત્રુની સેવાના સ્વીકારનું કારણ?" ભદ્રકાળીએ પૂછ્યું.

"કારણ એ જ કે, શત્રુના ગૃહમાં સંચાર કરી ગૃહભેદ કરવો." રમણચંદ્રે ઉત્તર આપ્યું.

"આવી રીતે રાજાના ગૃહનો કિંવા રાજ્યનો ભેદ કરવાથી આપને શો લાભ થશે?"

"તેણે મદોન્મત બનીને આપણાપર સંકટોની જે વૃષ્ટિ વર્ષાવી છે તેનો બદલો લેવાશે અને ખરા પાપીને તેના પાપની શિક્ષા અપાશે."

"વૈરનો વિશ્વાસઘાત જેવા નીચ ઉપાયથી બદલો લેવો, એ સુપાત્રનો ધર્મ છે?"

"ભૂંડા સાથે ભૂંડાઈ કરવી એ મનુષ્ય માત્રનો ધર્મ છે." રમણચંદ્રે જરા વધારે ભાર મૂકીને કહ્યું.

"પરંતુ શું આપ એ નથી જાણતા કે, શમ એટલે મનઃશાંતિ, દમ એટલે ઇન્દ્રિય નિગ્રહ, તપ, પવિત્રતા, શાંતિ એટલે ક્ષમા, સરળતા, શ્રૌત જ્ઞાન, પરમાત્મા વિષયક વિજ્ઞાન અને આસ્થા એ બ્રાહ્મણનાં સ્વભાવ સિદ્ધ કર્મો છે? સારાંશ કે, બ્રાહ્મણનો મુખ્ય ધર્મ એ જ છે કે, અપરાધીને ક્ષમા આપવી. મળનું નિવારણ મળથી જ નહિ, પણ જળથી જ થાય છે. ભૂંડાઇનો બદલો ભૂંડાઇથી લેવો એ કદાચિત્ માનવધર્મ હશે, તો અપકારનો બદલો ઉપકારથી વાળવો એ દેવધર્મ છે. આપને દેવત્વને પ્રાપ્ત કરવાનો અમૂલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે.

તો તેને ત્યાગી દૈત્યધર્મનો શા માટે સ્વીકાર કરો છો તે હું સમજી શકતી નથી." ભદ્રકાળીએ ધર્મતત્ત્વનું વિવેચન કરી સંભળાવ્યું.

"તારા ઉપદેશનો રહસ્યાર્થ શો છે તે હું સમજી શકતો નથી. તારો એવો આશય છે કે, મારે દુષ્ટાત્મા રાજા પાસેથી મારા વંશને તેણે પહોંચાડેલા અપમાનનો બદલો ન લેવો અને હાથમાં આવેલા શત્રુને તે પુનઃ પોતાના મસ્તકને ઉન્નત કરી આપણો સંહાર કરે એટલા માટે છોડી દેવો ?" રમણચન્દ્રે કિંચિત્ કોપ દર્શાવીને કહ્યું.

"મારો એ જ ઉપદેશ છે કે, તમારે દોષભાગી થવાની આવશ્યકતા નથી. પરમાત્મા સર્વને કર્માનુસાર ફળ આપે છે. રાજાએ ભલે અન્યાય કર્યો કે અત્યાચાર કર્યો; પણ આપણાં ભાગ્ય સારાં હતાં, તો આપણે ત્રણે પરમાત્માની કૃપાથી સંકટ મુક્ત થયાં છીએ. એ જ પ્રમાણે જો આપણી ભાગ્ય રેખા બળવતી હશે તો રાજા આપણી કશી પણ હાનિ કરી શકવાનો નથી. જેને રામ રાખે છે, તેને કોઈ પણ ચાખી શકતું નથી, એ વાક્ય તો તમે જ હમણાં ઉચ્ચાર્યું હતું, તેનું તો તમને સ્મરણ હોવું જ જોઈએ." ભદ્રકાળીએ સબળ વાદ કર્યો.

"એક પક્ષે એ જો કે સત્ય છે, તોપણ રાજનીતિ આપણને એના કરતાં સર્વથા વિરુદ્ધ ઉપદેશ આપે છે. રાજનીતિ કહે છે કે, પોતાના પંજામાં સપડાયલા શત્રુને છટકી જવા દેવો, એના જેવી આ જગત્માં બીજી કોઈ પણ પ્રબળ મૂર્ખતા નથી. પૃથ્વીરાજ ચહુઆણે શહાબુદ્દીન ગોરીને ઉદારતાથી સાત સાત વાર છોડી દીધો, એનું પરિણામ શું થયું વારુ? એ જ કે અંતે શહાબુદ્દીન ગોરીના કારણથી જ તેને કારાગૃહમાં બંદિવાન્ની અવસ્થામાં મરવાનો પ્રસંગ આવી લાગ્યો. જ્યારે પૃથ્વીરાજે તેને એમ કહ્યું કે, 'મેં તને સાત સાત વાર જવા દીધો છે, તો તું એકવાર તો મને છૂટો કર અને જો કે ક્ષત્રિયો શું કરી શકે છે!' એના ઉત્તરમાં શહાબુદ્દીને એમ જણાવ્યું કે, 'તેં સાતવાર મને જતો કર્યો એ તારી મૂર્ખતા હતી અને તેનું ફળ આજે તારે ભોગવવું પડે છે. હું એવો મૂર્ખ નથી કે, હાથમાં આવેલા તારા જેવા બળવાન્ શત્રુને છોડી મૂકું!' અર્થાત્ શત્રુને ક્ષમા આપનાર પૃથ્વીરાજની સત્તાનો ક્ષય થયો અને ક્રૂર શહાબુદ્દીનનો વિજય થયો. તે વેળાએ ક્ષત્રિયોની ગએલી સ્વતંત્રતા પાછી ન આવી તે નજ આવી. શું તું એ નથી જાણતી કે, અનેકવાર દયા ડાકિનીના સ્વભાવનો જ પરિચય કરાવે છે?" રમણચંદ્રે ભદ્રકાળીના વાદનો તેટલા જ બળથી પ્રતિકાર કર્યો.

"પરંતુ વિચાર કરી જોશો, તો તમારા જાણવામાં

શહાબુદ્દીનનો નિયમ તમને લાગૂ પડી શકતો નથી. શહાબુદ્દીન એક વિદેશીય અને વિધર્મીય સત્તાધારી હતો અને તેથી તે એવી ક્રૂરતા બતાવે એ સ્વાભાવિક હતું. પણ તમારી સ્થિતિ તેના કરતાં સર્વથા ભિન્ન છે. તમારી આ કુટિલ નીતિથી સૂકા સાથે લીલું પણ બળી જવાનો સંભવ છે, એનો વિચાર તમે કર્યો હોય એમ જણાતું નથી." ભદ્રકાળીએ કહ્યું.

"તે કેવી રીતે?" રમણચંદ્રે પૂછ્યું.

"એવી રીતે કે, તમે અત્યારે ગૃહભેદી અને વિશ્વાસઘાતક થશો, તો કદાચિત્ રાજાનો નાશ થશે; પણ રાજાનો નાશ થવા પછી ચાંપાનેરનું રાજ્ય કોના હાથમાં જશે? સુલ્તાન મહમૂદ બેગડાના હાથમાં. જો એમ થયું તો જે જુનાગઢની દશા થઈ છે, તે જ ચાંપાનેરની દશા થશે—અર્થાત્ મુસલ્માનો દેવાલયના સ્થાનમાં મસ્જિદો બનાવશે, હિન્દુઓને મુસલ્માન ધર્મમાં વટલાવશે, ગાયોની ગર્દનપર છરા ચલાવશે, અકલંક આર્ય અબળાઓને ભ્રષ્ટતાના ભારથી નમાવશે અને જેઓ તેમની પાપવાસનાને આધીન નહિ થાય તેમને ધોળે દિવસે અને ચૌટાના મધ્ય ભાગમાં ઊભાં રાખીને બકરાં પેઠે રેંસાવશે. અર્થાત્ રાજા સાથે વિશ્વાસઘાત કરવાથી તમારા શિરપર કેવળ રાજદ્રોહનો જ નહિ, પણ દેશદ્રોહનો પણ ભયંકર આરોપ આવશે." ભદ્રકાળી આવેશયુક્ત હૃદયથી બોલી.

રમણચંદ્રનું હૃદય ભદ્રકાળીના વચનશરથી વીંધાઈ ગયું અને તેથી તે વાચાહીન તથા મુગ્ધ બની ગયો. આનું હવે શું ઉત્તર આપવું એનો તે વિચાર કરવા લાગ્યો. ભદ્રકાળીએ તેની આવી અવસ્થાનો લાભ લેવાના હેતુથી ત્વરિત પૂછ્યું કે;—"કેમ કાંઈ બોલતા નથી—જીભને બોલતા નથી? જો મારો વાદ પ્રબળ હોય, તો તેનો સ્વીકાર કરો, અને નહિ તો મારા મતનો પ્રતિકાર કરો."

"ભદ્રકાળી, આજે આટલા લાંબા સમયના વિયોગ પછી આપણો થએલા સંયોગના પ્રસંગે રસોત્પાદક અને આનંદદાયક પ્રેમાલાપ કરવાને બદલે તેં આ એક પ્રકારનો પ્રલાપ કરવા માંડ્યો છે, તેથી મને અત્યંત આશ્ચર્ય થાય છે. વિનયકાન્ત પુરુષ હોવાથી તેનાપર મૂકાયલા વ્યભિચારના આરોપથી તારા મનમાં વધારે લાગણી ન થાય એ સ્વાભાવિક છે; કારણ કે, શ્વેત વસ્ત્રને કલંકિત થવાનો બહુ જ થોડો ભય હોય છે. પરંતુ અલકનન્દાપર વ્યભિચારનો આરોપ મૂકાયાથી મારું તો નાક જ [illegible] ગયું છે અને તેથી મારે એ વૈરનો રાજા પાસેથી બદલો લેવો જ [illegible] એથી ચાંપાનેરના રાજ્યની અને રાજા તથા પ્રજાની ગમે તેવી

અને ગમે તેટલી દુર્દશા થાય, એની સાથે મારો કશો પણ સંબંધ નથી. કૃપા કરીને તું હવે આ વિષયને છોડી દે અને સ્નેહ વાર્તાથી મારા ચિત્તને આનંદનો અનુભવ કરાવ." રમણચંદ્રે કોઇ પણ પ્રકારે પોતાના મતમાં દુરાગ્રહ ધારીને ઉત્તર આપ્યું.

"બસ–હવે હું એ વિશે તમને લેશ માત્ર પણ ઉપદેશ આપીશ નહિ. જે પ્રમાણે તમારી ઇચ્છા હોય, તે પ્રમાણે વર્તવાને તમે સ્વતંત્ર છો. મને જે યોગ્ય લાગ્યું તે કહીને મેં મારો ધર્મ બજાવ્યો છે; હવે મારા મતનો સ્વીકાર કરવો કે અસ્વીકાર એ તમારી ઇચ્છાને આધીન છે. મેં પણ જે વેળાએ વિનયકાન્ત તથા અલકનન્દાએ ચિતા પ્રવેશ કર્યો તે વેળાએ કોપને વશ થઇને રાજાને ભયંકર શાપ આપ્યો હતો અને મારી ધારણા પ્રમાણે અત્યારે ચાંપાનેરના રાજ્યપર જે આ આપત્તિનું વાદળ ઘેરાઇ આવ્યું છે, તે તે શાપનું જ પરિણામ હોવું જોઇએ. મને એ માટે અત્યારે પશ્ચાત્તાપ થાય છે, પણ હવે તેના નિવારણનો ઉપાય નથી, આવો પશ્ચાત્તાપ તમારા હૃદયમાં ન થાય અને કરણઘેલાના નાગર કુલ-કલંક પ્રધાન માધવ પ્રમાણે દેશદ્રોહી પાપાત્માઓની નામ માળામાં તમારું નામ પણ ન લખાય એ હેતુથી જ હું તમને આ ઉપદેશ આપતી'તી; પણ તમારો જ્યારે વૈરનો બદલો કોઇ પણ પ્રકારે લેવાનો દૃઢ નિશ્ચય થએલો છે, તો હું નિરુપાય છું. મારો એ જ આશીર્વાદ છે કે, ઇશ્વર તમને સદ્‌બુદ્ધિ આપે અને તમારું કલ્યાણ કરે." ભદ્રકાળીએ હતાશ થઇને અંતે એ શબ્દો ઉચ્ચાર્યા.

"વિનયકાન્ત અને અલકનન્દાને મેં લગ્નવિધિથી એકત્ર કરી દીધાં છે, એ વાત તારા જાણવામાં આવી કે નહિ?" રમણે વિપયાંતર કરીને પૂછ્યું.

"વિનયકાન્તે એ વાત મને કહી સંભળાવી છે." ભદ્રકાળીએ ઉત્તર આપ્યું.

"એ જ પ્રમાણે આપણે પણ આવતી કાલે લગ્નવિધિથી એકત્ર થઈ જઇએ, એવો મારો વિચાર છે. તારો શો અભિપ્રાય છે!" રમણચંદ્રે કહ્યું.

"તમારી આ ઇચ્છા અયોગ્ય તો નથી; પરંતુ આવતી કાલે આપણે લગ્નના વિધિથી એકત્ર થઇએ અને પરમ દિવસે તમે અહીંથી ચાલ્યા જાઓ; એટલે પછી એ લગ્ન થવા છતાં ન થવા સમાન જ કહી શકાય. લગ્ન થવા છતાં પણ આપણને અખંડ સમાગમ સુખનો સ્વાદ તો મળવાનો નથી જ; આવા લગ્નવિધિ અને આતુરસંન્યાસ એ ઉભયને સમાન માનીએ, તો તેમાં લેશ માત્ર પણ પ્રત્યવાય આવે તેમ નથી. જેમ આતુરસંન્યાસ લીધા પછી ત્વરિત દેહ અને પ્રાણનો

વિયોગ થાય છે, તે જ પ્રમાણે આવા લગ્નવિધિથી એકત્ર થવા પછ તરત જ પત્ની અને પતિનો વિયોગ થઈ જાય છે. મારો તો એ અભિપ્રાય છે કે, અત્યારે આ ઘટનાને મુલતવી રાખવામાં આવે તે વધારે સારું–એમાં જ સર્વેનુ વિશેષ કલ્યાણુ છે.” ભદ્રકાળીએ ગંભીર તાથી પોતાનો વિરુદ્ધ અભિપ્રાય વ્યક્ત કર્યો.

“ભદ્રકાળી, એક સૌન્દર્યવતી મનોમોહિની રમણીના હૃદયમાં જે મનોવિકાર, જે પ્રેમપિપાસા અને જે રસિકતા આદિ હોવાં જોઇએ તેને બદલે તારા હૃદયમાં ઉદાસીનતા અને ગંભીરતાનો આવો અતિરે કેમ જેવામાં આવે છે, એનું કારણ મારા સમજવામાં આવી શક્ નથી. શું મારા પ્રેમપિપાસાથી પીડાતા અંતઃકરણને તું પ્રેમ પાનીય પાન કરાવીને તૃપ્ત નહિ જ કરે–મારા આંતરિક દુઃખને નહિ જ હરે એમ કહીને રમણચંદ્રે પોતાના હસ્તને તેના ગળાની આસપાસ સ પ્રમાણે વીંટળાઈ જવા માટે આગળ લંબાવ્યો.

ભદ્રકાળી તરત દૂર ખસી ગઈ અને વિનયથી કહેવા લાગી કે; “પ્રાણનાથ, હું તમને મનથી વરી ચૂકી છું, એટલે હવે બીજા કોઈન તો થવાની નથી જ. તમારા વિના બધા પુરુષો મારા પિતા, બંધુ અ પુત્ર સમાન છે. હવે મારા હૃદયમાં પ્રેમપિપાસા અને રસિકતાને બદલે આવી ઉદાસીનતા અને ગંભીરતાનો અતિરેક શા કારણથી થએલો છે તે યોગ્ય સમય આવતાં પોતાની મેળે જ તમારા જાણવામાં આવ જશે, એટલે અત્યારે તેના વ્યર્થ વિવેચનની અગત્ય નથી. બીજું આપણ શારીરિક સંબંધનો નિશ્ચય થએલો હોવા છતાં જ્યાંસુધી શાસ્ત્રવિધિથ આપણાં લગ્ન નથી થયાં, ત્યાં સુધી કોઇ પણ પ્રકારનું અયોગ્ય વર્ત્તન કરવું કિંવા અમર્યાદ ચેષ્ટા કરી સ્વચ્છંદતાને આધીન થવું એ તમાર જેવા વિદ્વાન્ અને ગુણવાન્ પુરુષને શોભાવનારું કૃત્ય નથી. અત્યાર વિકારને વશ ન થતાં હું તમને મનઃસંયમ કરવાની નમ્ર પ્રાર્થના કર છું અને આશા રાખું છું કે, તમે મારી તે પ્રાર્થનાનો અંતઃકરણપૂર્વક સ્વીકાર કરશો જ.”

રમણચન્દ્ર જો કે ભદ્રકાળીના આવા વર્ત્તન અને ઉત્તરથી અંતઃક રણમાં નિરાશ અને કિંચિત્ કોપાયમાન પણ થયો, પરંતુ ભદ્રકાળીને તેના હૃદયમાં એક પ્રકારનો એવો પ્રભાવ પડી ગયો કે, તેના મુખ માંથી તે પવિત્ર પ્રમદા વિરુદ્ધ એક શબ્દ પણ નીકળી શકયો નહિ જો એકાંતનો વિશેષ સમય મળ્યો હોત, તો કદાચિત્ તે એ ભાષણ ...ગ લંબાવત, પણ એ જ ક્ષણે નદીપરથી પાણી ભરીને આવતી ...નન્દાપર તેની દૃષ્ટિ પડતાં તેના મનના ભાવો મનમાં જ શમાઈ

ગયા અને બળાત્કારે તેને મર્યાદા અને ગંભીરતાનો સ્વીકાર કરવો પડ્યો. અલકનન્દાએ ત્યાં આવી પોતાના બંધુને જોતાં જ હસિત વદનથી પૂછ્યું કે;–"ભાઈ, ક્યારે આવ્યો? અમે તો હજી એક બે દિવસ પછી તારા આગમનની આશા રાખતાં હતાં. બ્હેન ભદ્રકાળી પણ આજે પ્રભાતમાં જ આવ્યાં છે અને તું પણ આજે જ આવી લાગ્યો, એ એક રીતે સારું જ થયું છે. અત્યારે તમો બન્નેને અહીં બેઠેલાં જોઇને જાણે અરણ્યવાસી રામ સીતાની જોડી નેત્રો સમક્ષ વિરાજતી હોયની, એવો જ મને ભાસ થાય છે."

"બ્હેન, તારો આશીર્વાદ ફળીભૂત થાઓ, એ જ મારી ઇચ્છા છે." રમણચંદ્ર એક પ્રકારની વિશિષ્ટ ભાવનાથી બોલ્યો.

"અમારી જોડી રામ સીતાની અને તમારી જોડી કૃષ્ણ રાધાની કે?" ભદ્રકાળીએ અલકનન્દાને સંબોધીને વિનોદ કર્યો.

પોતાનો બંધુ સમક્ષ હોવાથી વિશેપ વિનોદ કરવાનું ઉચિત ન ધારીને કાંઈ પણ ઉત્તર ન આપતાં અલકનન્દા પાણીનુ બેડું લઇ પર્ણકુટીમાં ચાલી ગઇ અને ભદ્રકાળીએ પણ તેની પાછળ પર્ણકુટીમાં પ્રવેશ કર્યો. રમણચંદ્ર બ્હારના ભાગમાં એકલો જ રહ્યો.

"કેમ બ્હેન ભદ્રકાળી, તમારા એ ક્યારના પધાર્યા છે?" અલકનન્દાએ બેડું ઊતારીને પૂછ્યું.

"તમે પાણી ભરવાને પધાર્યાં અને તમારા એ લાકડાં લાવવાને પધાર્યા કે, તરત જ તમારા શૂરવીર સહોદર આવી પહોંચ્યા." ભદ્રકાળીએ તેવા જ વિનોદદર્શક ભાવથી કહ્યું.

"ત્યારે તો એકાંતનો લાભ ઠીક લીધો હશે!" અલકનન્દાએ માર્મિક વિનોદ કર્યો.

"જેવો લાભ તમે લેતાં હશો, તેવો લાભ તો નથી જ લેવાયો; એ વિશે તમારે ખાત્રી રાખવી. તમે તો પરણેલાં એટલે અનુભવી. અમારા જેવાં કુંવારાંને તે એવા એકાંતના લાભની શી કલ્પના હોય વારુ?" ભદ્રકાળીએ ટકોર કરી.

"એ તો હવે તમે પણ પરણશો એટલે અનુભવી થશો અને અમારી હારમાં આવી જશો. કોઇએ ખરું જ કહ્યું છે કે;–

'પીપળ પાન ખરંતાં, હસતી કુંપળિયાં;
અમ વીતી તુજ વીતશે, ધીરી બાપળિયાં!"

એવી રીતે કુટીરમાં સમવયસ્ક સખીઓનો પરસ્પર વિનોદ ... તો હતો એટલામાં વિનયકાન્ત અને આનન્દસિંહ લાકડાની

આવી પહોંચ્યા. તે ભારીને પર્ણકુટીના દ્વારપાસે ઊતારી આનન્દસિંહ કોહાડીથી જાડા લાકડાનાં ન્હાનાં ફાડચાં કરવાના કામમાં રોકાયો અને વિનયકાંત રમણચંદ્ર પાસે બેસી વાર્તાલાપ કરવા લાગ્યો. તેણે પૂછ્યું કે;–"કેમ ભાઇ, ચાંપાનેરના શા સમાચાર છે?"

"ચાંપાનેરમાં અત્યારે મહા કોલાહલ ચાલી રહ્યો છે અને યુદ્ધ માટેની એવી મહાભારત તૈયારી ચાલે છે કે, કોઇને એક પળ માત્રની પણ વિશ્રાંતિ મળી શકતી નથી. હું ગઈ કાલે સંધ્યાકાળે ચાંપાનેરમાંથી નીકળ્યો, તે પહેલાં ગુપ્ત દૂતો એવા સમાચાર લાવ્યા હતા કે, સુલ્તાન મહમૂદ બેગડાની બધી તૈયારીઓ થઇ ચૂકી છે અને એક બે દિવસમાં જ તે પોતાની મોટી ફૌજ સાથે પાવાગઢ તરફ આવવાને અમદાવાદમાંથી નીકળવાનો છે." રમણચન્દ્રે કહ્યું.

"ત્યારે તો આ વખતે રમખાણ જબરું જાગવાનું, ખરું કે નહિ?" વિનયકાંતે કહ્યું.

"રંગતો એવો દેખાય છે, પછી તો જે થાય તે ખરું." રમણ બોલ્યો.

"ત્યારે તમે શી રમત રમવા માગો છો?" વિનયકાંતે પૂછ્યું.

"રાજાનો અને તેના સૈન્યનો કેવી રીતે વિનાશ કરવો, એ વિશેની હજી મેં કાંઇ યોજના કરી નથી. જે વેળાએ સુલ્તાનની સેના આવી લાગશે, અને જેવો રંગ જણાશે, તે પ્રમાણેની યોજના તે સમયે જ કરી લેવાશે. જ્યારે બાજી બધી આપણા હાથમાં છે, તો પ્રથમથી જ વિનાકારણ ચિન્તા રાખવાની શી આવશ્યકતા છે વારુ?" રમણચંદ્રે ઉત્તર આપ્યું.

"મારો તો એ અભિપ્રાય છે કે, તમે આ ખટપટને ત્યાગી અહીં શાંતિ ધારીને બેસો અને લગ્નસુખનો આનન્દથી ઉપભોગ કરો, એ જ વધારે સારું છે. પછી તો જેવો તમારો વિચાર." વિનયકાન્તે ઉપદેશ દીધો.

હવે મારા નિશ્ચયને મારાથી ફેરવી શકાય તેમ નથી. હવે તો કોઇ પણ રીતે મારો નિર્ધાર પૂરો થશે અને પછી જે થવાનું હશે તે થશે. પણ અહીંથી જવા પહેલાં મારો લગ્નવિધિ થઇ જાય, તો સારું એવી મારી આકાંક્ષા છે." રમણચન્દ્રે કહ્યું.

"જો તમારી એવી આકાંક્ષા હોય, તો મારી જરા પણ ના નથી. કાળીની અનુમતિ લઇશ અને કાલે આનું નિશ્ચયાત્મક ઉત્તર " વિનયકાન્તે કહ્યું.

"ભદ્રકાળી કદાચિત્ લજ્જાને વશ થઈ ના પાડે, તોપણ તમે આગ્રહ કરજો અને બનતાં સુધી આવતી કાલે જ એ કાર્યની સમાપ્તિ કરી નાખજો; કારણ કે, પરમ દિવસે પ્રભાતમાં તો હું ચાલ્યો જઇશ." રમણચંદ્રે સૂચના કરી.

"બહુ સારું. મારાથી બનતું હું કરીશ." વિનયકાન્તે આશ્વાસન આપ્યું.

એ પછી આનંદસિંહ પણ પોતાના કાર્યથી નિવૃત્ત થઇને ત્યાં આવી બેઠો અને આમતેમની અનેક વાતોમાં તેમનો સમય પાણીના રેલા પેઠે વહી જવા લાગ્યો. અંતે ભોજનનો સમય થયો અને અલકનન્દાએ જ્યારે તેમને ભોજન માટે બોલાવ્યા ત્યારે જ તેમના સંભાષણનો અંત આવ્યો.

ભોજનના વ્યવસાયનો આરંભ થયા પછી રમણચંદ્રે પોતાની ભગિનીને ઉદ્દેશીને કહ્યું કે;—"અલકનન્દા, આગળ હું આવ્યો હતો અને અહીં જમતો હતો, તેના કરતાં આજના ભોજનમાં કાંઇક વિલક્ષણ અને વિશેષ સ્વાદનો અનુભવ થાય છે. આજનું ભોજન અધિક રુચિકર અને અધિક ઉત્તમ છે."

"આજનું ભોજન અધિક સ્વાદિષ્ટ અને રુચિકર હોવું જ જોઇએ; કારણ કે, આજની પાકનિષ્પત્તિ મારી પાકકળાનિપુણ સખી ભદ્રકાળીના વરદ હસ્તથી થએલી છે." અલકનન્દાએ મર્મમાં વિનોદનું દર્શન કરાવ્યું.

"હું ભદ્રકાળીનો આજે આવું સ્વાદિષ્ટ ભોજન બનાવી આપવા માટે આભાર માનું છું." રમણચંદ્રે કહ્યું.

"ખરી રીતે આભાર તો તે જગદાધાર પરમાત્માનો જ માનવો જોઇએ કે, જે આપણા જેવા પામર જીવોને આવા અરણ્યમાં પણ આવો અલભ્ય સ્વર્ગીય આનંદ આપે છે." ભદ્રકાળીએ સુશીલતા અને નમ્રતાનો પરિચય કરાવ્યો.

આવા પ્રકારના વિનોદ સહિત પુરુષોના ભોજન કાર્યની સમાપ્તિ થઈ અને તેમના ઉઠી ગયા પછી ભદ્રકાળી તથા અલકનન્દા ભોજન કરવા બેઠી. અન્નના પ્રથમ ગ્રાસને મુખમાં સ્થાન આપતાં જ ભદ્રકાળીના મુખ મંડળમાં અચાનક ઉદાસીનતાની છાયા છવાઈ ગઈ અને તેના મુખમાંથી ઉદ્ગાર નીકળી ગયો કે;—"અત્યારે તો આપણે આનંદથી સર્વેએ સાથે બેસીને ભોજનનો આનંદ લીધો છે; પણ આવો સમય પુનઃ આવશે ખરો કે? જેવી ઈશ્વરની ઇચ્છા;—

"મળીને બેસવું ખાવું વિનોદોની વધાઈ છે;
ફના છે સર્વે એ બેલી ખરી આખિર જુદાઈ છે!"

"બ્હેન ભદ્રકાળી, તમારા મુખમાંથી આવા નિરાશાજનક ઉદ્‌ગારો કેમ નીકળે છે વારુ? તમારું મન કાંઇક અસ્વસ્થ હોય એમ દેખાય છે. આ બધું દુઃખ અને ભ્રમણનું જ પરિણામ છે; આજે રાત્રે ગાઢ નિદ્રાનું સેવન કરશો, એટલે આશા છે કે, આ અશાંતિનો ક્ષય થઇ જશે અને શાંતિનો આવિર્ભાવ થશે." અલકનન્દાએ ભોળાઇના ભાવથી કહ્યું.

એ પછી ભદ્રકાળી વિશેષ કાંઈ પણ બોલી નહિ.

રાત્રે અલકનન્દા અને ભદ્રકાળીએ કુટીરમાં શયન કર્યું અને વિનયકાન્ત, રમણચંદ્ર તથા આનંદસિંહે કુટીરની બહારના ભાગમાં પથારીઓ કરી. કોઈ વનપશુઓ આવીને ઉપદ્રવ ન કરે, એટલા માટે આસપાસ બે ત્રણ ધૂણીઓ તેમણે સળગાવી દીધી અને ત્યાર પછી તે સર્વ થાકેલા હોવાથી ગાઢ નિદ્રાને આધીન થઈ ગયાં.

* * * * * *

નિશાનો અંધકાર ગયો અને પ્રભાતકાલીન પ્રકાશનો વિશ્વમાં વિસ્તાર થયો. સર્વ નિદ્રાને ત્યાગી જાગૃત થયાં, પણ રમણચંદ્રનો અશ્વ અદૃશ્ય થઇ ગયો. તેણે વિનયચંદ્રને કહ્યું કે;–"અશ્વ નથી, એનું શું કારણ?"

એટલામાં કુટીરમાંથી ગભરાટમાં બહાર આવીને અલકનન્દા કહેવા લાગી કે;–"કુટીરમાં ભદ્રકાળી નથી એનું શું કારણ?"

જ્યારે ભદ્રકાળીની ગોદડી ઉપાડવામાં આવી, તે વેળાએ તેની નીચેથી એક પત્ર નીકળ્યું અને તેમાં આ પ્રમાણેનો લેખ હતો;–

"સહોદર વિનયકાન્ત,

હું એક વિશિષ્ટ કારણથી–કે જે કારણ હું દર્શાવી શકતી નથી–મધ્ય રાત્રિએ અહીંથી પલાયન કરી ગઈ છું, અને મારો તરત પીછો ન કરવામાં આવે એટલા માટે રમણચંદ્રના અશ્વને હું સાથે લેતી ગઈ છું. મને અત્યારે હવે શોધવાનો યત્ન કરશો, તો તેમાં સર્વથા નિષ્ફળ થશો. જો પાછાં આપણે આ ભવમાં જીવતાં મળીશું, તો મારા આ સાહસનું કારણ તમારા સર્વના જાણવામાં આવશે, અને નહિ તો આ જ મારા અંતિમ પ્રણામ માની લેજો.

ભાગ્યાધીન ભદ્રકાળી."

સર્વની નિરાશાનો અવધિ થયો અને અનેક આશાઓથી ભરેલો રમણચંદ્ર અંતે હતાશ હૃદયથી તે જ દિવસે ચાંપાનેર ભણી ચાલતો થયો. ...જ વિનયકાન્ત, આનંદસિંહ અને અલકનન્દા એ ત્રિપુટી જ અર...ં અવશિષ્ટ રહી.

—※※※※※※—

# ચતુર્વિંશ પરિચ્છેદ.

## યુદ્ધનું મંગળાચરણ.

સુલ્તાન મહમૂદ બેગડો પોતાના વિશાળ સૈન્ય સહિત વડોદરા પાસે છાવણી નાખીને પડ્યો હતો અને ચાંપાનેરનો રાજા યુદ્ધનો આરંભ કેવી રીતે કરવો અને વિજય કેવી રીતે મેળવવો એના વિચારમાં વેળા વીતાડતો હતો. એક દિવસ પ્રભાતમાં તે પોતાની વસ્ત્રનગરીમાંના પોતાના અર્ધચંદ્રાકાર સુવર્ણ ચિન્હથી વિભૂષિત કીનખાબના મૂલ્યવાન્ તંબૂમાં અમીર, અમીરુલ્ઉમ્રા અને બીજા સરદારો સાથે એ યુદ્ધ વિશેની જ વાતચીત કરતો બેઠો હતો એટલામાં એક છડીદારે આવીને કોર્નિશ કરી સમાચાર આપ્યા કે;–"ચાંપાનેરના રાજા જયસિંહનો એક દૂત કાંઇક અગત્યનો સંદેશો લઇને આવ્યો છે અને તે આલીશાન સુલ્તાનની કદમ બોસીનો ઉમ્મીદવાર છે."

"તેને ખુશીથી આવવા દ્યો." સુલ્તાને પ્રભાવદર્શક સ્વરથી કહ્યું.

છડીદાર મસ્તક નમાવીને ગયો અને થોડીવારમાં પાછો રાજાના દૂત સાથે આવી હાજર થયો. સુલ્તાન બેગડાના ભવ્ય અને પ્રભાવશાળી શરીર તથા મુખમંડળ તેમ જ લશ્કરી પોશાક અને અન્ય બાહ્ય આડંબરને જોઇને હિન્દુ દૂત જરાક અંજાઈ ગયો અને તેથી કાયદાસર તાજીમ કરીને આમ તેમ જોતો મુગ્ધ સમાન ઉભો રહ્યો. સુલ્તાને પૂછ્યું કે;–"રાજદૂત, તને તારા રાજાએ મારી પાસે શા ઉદ્દેશથી મોકલ્યો છે, તે સત્વર જણાવી દે."

રાજદૂત પોતાની મુગ્ધતારૂપ નિદ્રામાંથી જાગૃત થઇને વિનયનું અવલંબન કરી કહેવા લાગ્યો કે;–"નેકનામ સુલ્તાન, મારા છત્રપતિ મહારાજા જયસિંહરાજે મને આપની સાથે મિત્રતાનો સંબંધ જોડવા માટે મોકલ્યો છે. મારા અન્નદાતાએ કહેવડાવ્યું છે કે, જ્યારથી હું ચાંપાનેરના સિંહાસનનો અધિકારી થયો છું, ત્યારથી સુલ્તાનને એવું એક પણ કારણ આપ્યું નથી કે, જેના યોગે સુલ્તાનને ચાંપાનેરપર ચઢાઈ કરવાનો પરિશ્રમ લેવો પડે. જ્યારે આપના સિતમગર થાણદાર મલીક અસદ્ખાને મારા રાજ્યમાં લૂટફાટ ચલાવી અને મારી ગરીબ રૈયતને વિના કારણ રીબાવી, ત્યારે તેને મારી હટાવવાની જે મારી ફરજ હતી તે જ મેં બજાવી. જો મારા કોઈ સરદારે આપની સલ્તનતમાં આવો કહેર વર્તાવ્યો હોત, તો શું આપ આવાં જ પગલાં ન ભરત કે? અર્થાત્ મલીક અસદ્ખાનનો પરાજય કરવામાં મેં કાંઈ પણ અયોગ્ય કર્યું નથી; અને આશા છે

પણ એમ જ ધારતા હશો; કારણ કે, આપ ન્યાયી અને ધર્માત્મા સુલ્તાન છો. સારાંશ કે, આવા એક ક્ષુદ્ર કારણને અયોગ્ય મહત્ત્વ આપી પોતાના એક અત્યાચારી અધિકારીનો પક્ષ કરી આવી રીતે યુદ્ધ દેવતાને જાગૃત કરીને હજારો નિરપરાધીઓના પ્રાણનાશનો ઉદ્યોગ આરંભવો, એ આપ જેવા એક બુદ્ધિમાન્ અને વિદ્વાન્ સુલ્તાનને શોભાવનારું કૃત્ય નથી. આથી આપે એમ સમજી લેવાનું નથી કે, અમે લડવાને અસમર્થ છીએ તેથી આમ કહીએ છીએ. કિન્તુ અમારા આ કથનનો ઉદ્દેશ એટલો જ છે કે, વિના કારણ નિર્દોષ મનુષ્યોનાં રક્ત ન રેડાય અને ગળાં ન રેંસાય. જો આપ યુદ્ધના નિશ્ચયને અનુકંપાયુક્ત હૃદયથી ફેરવી નાખશો, તો આપણી મિત્રતામાં વધારો થશે. નહિ તો શત્રુભાવની વૃદ્ધિનો સમય તો આવીને સ્હામો ઉભો જ છે, એટલે તેને કોઇપણ રીતે માન આપ્યા વિના છૂટકો તો નથી જ."

રાજદૂતનું આ વીરતાયુક્ત નમ્ર ભાષણ સાંભળીને સુલ્તાન અને તેના અમીરો તથા સરદારો ઘડીભર મુગ્ધ અને નિઃસ્તબ્ધ બની ગયા. આ યોગ્ય અને ન્યાયયુક્ત માગણીનો સ્વીકાર કરવો કે અસ્વીકાર એનો તેઓ વિચાર કરવા લાગ્યા અને તેથી ત્યાં થોડીવારને માટે શાંતિના સામ્રાજ્યનો અધિકાર વ્યાપી ગયો. કેટલોક સમય એવી રીતે મૌનના અવલંબનમાં વીતી જવા પછી અંતે સુલ્તાને પોતે મૌનનો ભંગ કરી સરદારોને ઉદ્દેશીને કહ્યું કે;—

"મારા શાહી દરબારના ચમકતા હીરાઓ, તમારો આ વિશે શો અભિપ્રાય છે, તે જણાવો."

"જહાંપનાહ, મારો તો એ જ અભિપ્રાય છે કે, આ લડાઇ થવી જ જોઇએ. આપ ગુજરાતના શહેનશાહ હોવાથી કદાચિત્ આપણા કોઇ અધિકારીએ **ચાંપાનેરના** રાજ્યમાં જુલ્મ કર્યો હોય, તો પણ રાજાએ આપને તે વિશે પ્રથમ જણાવવું જોઇતું હતું; તો આપ તેને તેના ગુનાહની સજા કરવાને સમર્થ હતા. પરંતુ એમ કરવાને બદલે જાણે તે પોતે મહા સમર્થ રાજા હોય તેમ તેણે આપણા લશ્કરની પાયમાલી કરી છે, એ કાંઇ રાજા જયસિંહનો જેવો તેવો અપરાધ નથી. શહેનશાહના લશ્કરની તૌહીન તે શહેનશાહની પોતાની જ તૌહીન કહી શકાય અને એ તૌહીનનો બદલો કોઇપણ રીતે લેવો જ જોઇએ." એક હિન્દુમાંથી મોટી પદવીમાટે વટલીને મુસલ્માન થએલા સરદારે પોતાનો ચોખ્ખી ચાંદી જેવો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"ન્યાય અને અન્યાયનો અત્યારે આપણે જરાપણ વિચાર કરવાનો જેવા વિચારો કરવા બેસી રહ્યા હોત, તો આજે જુનાગઢમાં

મુસલ્માની વાત ખરી કે? એ તો દુનિયામાં બળિયાના બે ભાગ હોય છે, એ ન્યાયનું જ અવલંબન કરવું જોઇએ." બીજા દોઢ ડાહ્યા સરદારે જણાવ્યું.

"એ તો મારે તેની તલવાર અને જીતે તેનો દેશ." ત્રીજાએ ટાપસી પૂરી.

સારાંશ કે, ખુશામદપરસ્ત બધા સરદારોનો એવો જ અભિપ્રાય જાણવામાં આવ્યો કે, કોઇપણ રીતે લડાઇ થવી જ જોઇએ. સર્વનાં મતોને જાણી લઇને સુલ્તાન **બેગડાએ** ગંભીર વાણીથી જણાવ્યું કે;—"રાજદૂત, જે સુલ્તાન શક્તિમાન્ હોય છે અને ચક્રવર્ત્તીપદ ધારણ કરવા ઇચ્છે છે, તે વિગ્રહ માટેનું કોઇપણ કારણ દર્શાવવાને કે શોધવાને બંધાયલો નથી. તેનો તો સર્વે રાજાઓને નમાવીને પોતાના તાબેદાર બનાવવા એટલો જ માત્ર ઇષ્ટ ઉદ્દેશ હોય છે. અત્યારે **ચાંપાનેર**ના રાજા વિના ગુજરાતમાં બીજો એક પણ એવો સ્વતંત્ર રાજા નથી, કે જે મારા ચરણમાં મસ્તક નમાવતો ન હોય. વિગ્રહમાટેનું જો કે એ જ એક કારણ સંપૂર્ણ છે અને તેવામાં અમને બીજું કારણ પણ મળી આવ્યું છે, એટલે અમે અમારા યુદ્ધ નિશ્ચયને કદાપિ ફેરવવાના નથી. હા—જો તારો રાજા કોઇપણ જાતની શર્ત વિના મારી તાબેદારીને સ્વીકારવા અને એક ખંડીયા રાજા તરીકે ખંડણી ભરવાને તૈયાર હોય, તો હું લડાઇને મોકૂફ રાખીશ અને તેને મારો દોસ્ત માનીશ. એમ થવા વિના લડાઇની આગ ઓલવાય તેમ નથી અને **ચાંપાનેર** લીધા વિના આ સુલ્તાન **અમદાવાદ** પાછો જાય તેમ નથી."

"એ વિના બીજી કોઇપણ શર્ત આપને કબૂલ નથી જ થવાની?" રાજદૂતે ભાર આપીને પૂછ્યું.

"કદાપિ નહિ. શર્ત વગર તાબેદારી કબૂલ કરો. નહિ તો તલવાર અને કટાર વિના બીજો કોઇપણ સંદેશો તમારી અને અમારી વચ્ચે ચાલી શકવાનો નથી. આ મારું છેલ્લું ફર્માન છે, તે જઇને તારા રાજાને સંભળાવ." સુલ્તાન **બેગડાએ** છેલ્લો જવાબ સંભળાવી દીધો.

એ જવાબ સાંભળીને રાજદૂતે વીરશ્રીનો રંગ બતાવીને તેવી જ ગંભીર અને પ્રભાવદર્શક વાણીથી કહ્યું કે;—"આલીશાન સુલ્તાન, જો આપનો આવો જવાબ મળે, તો મારા અન્નદાતા ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાધિરાજ તરફથી જે કહેવાની મને આજ્ઞા થએલી છે, તે હવે હું આપને કહી સંભળાવું છું. તેઓ કહેવડાવે છે કે, જો આપ કરવાનો જ દૃઢ નિશ્ચય હોય, તો અમારો પણ આપે તે માની લેવો. જ્યારથી **ચાંપાનેર**પર ચઢાઇ કરવાની **અમદા**

તૈયારીના સમાચાર અમારા સાંભળવામાં આવ્યા, ત્યારથી જ અમે પણ રણદેવતાને શત્રુના રક્તપાનથી તૃપ્ત કરવાની બધી તૈયારીઓ કરી રાખી છે અને આપની ઇચ્છા હોય તો અત્યારે અને આ ક્ષણે જ તલવારનો જવાબ તલવારથી આપવાને અમે કટિબદ્ધ છીએ. એ વિશે આપે લેશ માત્ર પણ શંકા રાખવી નહિ. હજી ક્ષત્રિય વંશનો આ જગત્માંથી લોપ થયો નથી અને શૌર્યનો અભાવ અદ્યાપિ ક્ષત્રિયોને છોડી ગયો નથી. જ્યાં સુધી ક્ષત્રિયોનો આત્મા પ્રતિષ્ઠાના તાપથી પ્રજ્વલિત છે, જ્યાંસુધી મુખમંડળમાં નેત્ર અને નેત્રમાં લજ્જા અચલિત છે, સ્કંધપર મસ્તક અને મસ્તકમાં શૌર્યભાવના અચલિત છે, શરીરમાં શિરાઓ અને શિરાઓમાં ક્ષત્રિયશોણિત પ્રવહિત છે, વક્ષઃસ્થળમાં હૃદય અને હૃદયમાં ધર્મનો વિચાર છે, ત્યાં સુધી ક્ષત્રિયોના પૂર્વજોની કીર્ત્તિ અવિચલ અને નિર્વિકાર છે. હવે હું આજ્ઞા ઇચ્છીશ, કારણ કે, મારે હવે મારા સ્વામીને આ સમાચાર વેળાસર સંભળાવવા જોઇએ."

"ભલે જા અને તારા રાજા સાથે તું પણ લડાઇમાં સરવાને તૈયાર થા." સુલ્તાને આજ્ઞા આપી.

રાજદૂત સુલ્તાનને રીતિ પ્રમાણે નમન કરીને ચાલ્યો ગયો અને ત્યાર પછી સુલ્તાને પોતાના વિશ્વાસપાત્ર સરદાર ઇમાદુલ્મુલ્કને હુકમ ફરમાવ્યો;—"મારા જાંનિસાર વફાદાર સરદાર, આવતી કાલે જ હવે આપણે અહીંથી કૂચ કરીને ચાંપાનેર તરફ આગળ વધવું જોઇએ અને એકદમ પાવાગઢને ઘેરી રજપૂતોને અજાયબીમાં ગર્ક કરવા જોઇએ. જો તૈયારી કરવાનો તેમને વધારે વખત આપવામાં આવશે; તો તેઓ આપણને હંફાવશે અને લડાઇમાં વધારે ફાવશે, એમાં શક નથી; કારણ કે, રાજપૂત લડવૈયાઓ પણ દિલેરી અને બહાદરીમાં યકતાએજમાના છે—તેમનાં આજ સુધીનાં કામો મર્દાના છે. એટલે હવે વાર કરવી એ સારું નથી."

"જેવું ગેતીપનાહનું ફર્માન. આવતી કાલે જ કૂચ કરીશું અને દુશ્મનના ગુરુરને હરીશું." ઇમાદુલ્મુલ્કે કહ્યું.

સુલ્તાન દરબાર બરખાસ્ત કરીને જનાનખાનાવાળા તંબૂઓમાં ચાલ્યો ગયો અને સરદારોએ ફોજી જવાનોને સુલ્તાનનું ફર્માન સંભળાવીને કૂચની તૈયારીનો આરંભ કરી દીધો.

*   *   *   *   *

રાજદૂત ક્ષેમકુશળતાથી પાવાગઢમાં આવી પહોંચ્યો અને સુલ્તાન થએલો પોતાનો વાર્તાલાપ રાજસભામાં સર્વ સમક્ષ રાજાને કહી ...ા. સુલ્તાનની ગર્વોક્તિનું રાજદૂતના મુખદ્વારા શ્રવણ કરીને

રાજાના અંગમાં ક્ષત્રિયોના સ્વાભાવિક શૌર્યનો તત્કાળ આવિર્ભાવ થયો અને કોપના આવેશથી તે કહેવા લાગ્યો કે;–"ભલે ત્યારે હવે સુલ્તાન પોતાના નિશ્ચયને પૂરો કરી લે. મારા શૂરવીર સેનાપતિ રણપાળ, યુદ્ધનો ડંકો વગડાવો અને એ દુષ્ટ સુલ્તાનનાં બકરાંને તમારા સિંહોની ગર્જનાથી પાછા હટાવો–જાઓ, શૌર્યનો પ્રભાવ કેવો હોય છે, તે કાયરોને બતાવો."

"મહારાજાધિરાજ, મારી એક પ્રાર્થના છે, જો આજ્ઞા હોય તો બોલું." પ્રધાન ગુણાઢ્યદેવે કહ્યું.

"ભલે બોલો." રાજાએ આજ્ઞા આપી.

"આપણને આપણા ગુપ્ત દૂતદ્વારા જે વિશ્વાસપાત્ર સમાચાર મળ્યા છે, તેના આધારે આપણે જાણી શક્યા છીએ કે, સુલ્તાનના સૈનિકો પાંચ હજાર કરતાં વધારે નથી. એટલા માટે મારો એવો અભિપ્રાય છે કે, આપણે યુદ્ધમાટે બહાર ન નીકળતાં દુર્ગમાં જ રહેવું અને દુર્ગનાં દ્વાર બંધ કરાવવાં. આપણી આવી વ્યવસ્થાને જોઇને સુલ્તાન અવશ્ય ઘેરો નાખશે અને તેથી દુર્ગમાં રહી તેમનો નાશ કરવામાં આપણને ઘણી જ સરળતા થઈ પડશે. અત્યારે આપણા દુર્ગમાં અન્ન અને પાણીની સંપૂર્ણ વિપુલતા છે અને વિશેષ જોઇશે, તો એવા અનેક ગુપ્ત માર્ગો મારા જાણવામાં છે કે, જ્યાંથી જે જોઇએ તે લાવી શકાશે. દારૂગોળાની પણ બે વર્ષ પર્યન્ત ખોટ પડે તેમ નથી. અર્થાત્ દુર્ગમાં રહીને લડવાથી આપણા સૈનિકોનો ઘણો જ બચાવ થશે, કે જેઓ ભવિષ્યમાં આપણને વધારે કામના થઈ પડશે." વૃદ્ધ મંત્રી ગુણાઢ્યદેવે પ્રાર્થના કરી.

સભામાંના સર્વ સભાસદો મંત્રીના ઉપદેશને સંમત થયા અને રાજાને પણ એ ઉપદેશ યોગ્ય જણાયો, એટલે તેણે સેનાપતિને એ પ્રમાણેની વ્યવસ્થાથી યુદ્ધ કરવાની આજ્ઞા આપી. તે જ દિવસે પવન દુર્ગનાં દ્વારો બંધ કરી દેવામાં આવ્યાં, કિલ્લાની દીવાલોપર તોપો ગોઠવી દીધી અને સૈનિકોએ કેવી રીતે શત્રુપર મારો ચલાવવો, એની પણ વ્યવસ્થા સેનાપતિએ દક્ષતાથી કરી રાખી. રાજા જયસિંહના સૈનિકો શત્રુના આગમનની કાકનેત્રથી માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યા.

બીજે દિવસે સૂર્યોદયને લગભગ એક પ્રહર જેટલો સમય થઈ જવા પછી દુર્ગપર ઊભેલા સૈનિકોને દૂરથી ધૂળના ગોટેગોટ ઊડતા દેખાયા અને તેથી તેમણે સુલ્તાનની ફૌજના આવી લાગવાની કલ્પના કરી લીધી. સેનાપતિને આ સમાચાર મળતાં જ તે દુર્ગના એક બુર્જપર આવીને ઊભો રહ્યો. તેણે એક પત્ર લખ્યું અને તેને [illegible] એક

બાણુ સાથે બાંધી તે બાણુને ધનુષ્યમાંથી મુક્ત કરવા માટેની તૈયારી કરી રાખી. જેમ જેમ ધૂળના ગોટ વધારે પાસે આવતા દેખાતા હતા તેમ તેમ તે દુશ્મન ફૌજના પાસે આવવાનું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું. અંતે સુલ્તાનના સૈનિકોના ભાલા, ટોપ અને ઘોડાઓ દૃષ્ટિગોચર થયા. સેનાપતિએ સર્વને સાવધ રહેવાની આજ્ઞા આપી દીધી અને પોતે શત્રુસૈન્યની હીલચાલનું બારીકીથી અવલોકન કરવા લાગ્યો.

* * * * *

મહમૂદ બેગડો પોતાના સૈન્યસહિત એકદમ ધસારો કરીને પાવાગઢની તળેટીમાં આવી લાગ્યો. આમ કરવામાં તેનો એવો ઉદ્દેશ હતો કે, ચાંપાનેરના રાજાનું સૈન્ય લડવા માટે મયદાનમાં તૈયાર થઇને ઊભું હશે, તેનાપર એકદમ મોટો હલ્લો કરવો અને રાજપૂતોને મારી હટાવવા. પરંતુ ત્યાં તેણે મયદાન ખાલી જોયું અને લડાઇનાં બીજાં પણ કશાંય ચિહ્નો તેના જોવામાં ન આવ્યાં. પોતાની ધારણાથી સર્વથા વિરુદ્ધ પ્રકારને જોઇને બેગડો પોતાના સિપાહસાલારને કહેવા લાગ્યો કે;–"ચાંપાનેરના રાજાની લડાઇ માટેની કશી પણ તૈયારી નથી દેખાતી એનો સબબ શો હશે વારુ? આપણા લડાઇના ઇરાદાથી તે ગભરાઇ તો નહિ ગયો હોય?"

"જેતીપનાહ, રાજપૂતો લડાઇના નામથી કદાપિ ગભરાય તેવા તો નથી જ. રાજપૂતો આપણા અને દીનેઇસ્લામના દુશ્મન હોવા છતાં એક બહાદર તરીકે મારે સાચી વાત કહેવી જ જોઇએ કે, રાજપૂતો જેવા તલવારની ધારપર રહીને લડનારા બીજા કોઈ પણ બહાદરો મારા જોવામાં આવ્યા નથી. એ લોકોએ આજે આવી ચુપકીદી કેમ ઇખ્તિયાર કરી છે, એના ભેદને હું પોતે પણ સમજી શકતો નથી. છતાં હું એવી કલ્પના કરી શકું છું કે, અવશ્ય તેમણે કોઈ બીજી રીતે જંગ કરવાનો બંદોબસ્ત કરેલો હોવો જોઇએ." સિપાહસાલારે પોતાનો ખરેખરો અભિપ્રાય શબ્દોદ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

એ જ સમયે રાજા જયસિંહ દુર્ગની દીવાલપર જ્યાં સેનાપતિ રણપાળ ઊભો હતો ત્યાં આવી લાગ્યો અને ત્યાંથી તેણે સુલ્તાન બેગડાને તથા તેના લશ્કરને જોયું. તેણે સેનાપતિને આજ્ઞા કરી કે;–"વીર પુરુષ, હવે આપણે કેવી રીતે યુદ્ધ કરવા ઇચ્છીએ છીએ, તે ગર્વિષ્ઠ બેગડાને તત્કાળ જણાવી દ્યો. શત્રુને કોઇ પણ પ્રકારની શંકામાં રાખવો, એ રણવીર ક્ષત્રિયોનો ધર્મ નથી."

"જેવી મહારાજાની આજ્ઞા." એમ કહેતાં જ જે બાણુમાં પત્ર હતું, તે બાણુને ધનુષ્યપર ચઢાવીને તેણે છોડી દીધું. પવનને

ભેદીને તે બાણ જે સ્થાનમાં સુલ્તાન બેગડો અને તેનો સિપાહસાલાર વાતચીત કરતા હતા, તે સ્થાનમાં આવી ભૂમિમાં અડધું પેસી ગયું અને પત્રવાળો ભાગ ઊપર રહી ગયો. આ ચમત્કારને જોઇને તેઓ આશ્ચર્યચકિત અને ભયભીત બની ગયા.

"આ બાણ ક્યાંથી આવ્યું ?" બેગડાએ હેબતાઇને પૂછ્યું.

"કિલ્લાપરથી આવેલું હોવું જોઇએ." સિપાહસાલારે જવાબ આપ્યો. "પણ આમાં આ પત્ર જેવું શું દેખાય છે ?"

"છોડીને વાંચો જોઇએ." બેગડાએ આતુરતા બતાવી.

સિપાહસાલારે આજ્ઞાને આધીન થઈ તે પત્ર નીચે પ્રમાણે વાંચવા માંડ્યું.

"ગર્વિષ્ટ સુલ્તાન મહમૂદ બેગડા,

તમારો, **ચાંપાનેર** રાજ્ય અમારી પાસેથી છીનવી લેવાનો; દુષ્ટ વિચાર છે, પણ જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તમારી એ આશા કદાપિ ફળીભૂત થવાની નથી. અમારા હૃદયમાં પરમેશ્વરનો ભય હોવાથી જો આ યુદ્ધ ન થાય અને નિરપરાધી જનોનાં રક્ત ન રેડાય તો વધારે સારું, એવી ભાવનાથી શાંતિના પ્રચારની અમે ઇચ્છા દર્શાવી, પણ તમારા રાક્ષસ જેવા સ્વભાવને તે ઇચ્છા પસંદ ન આવી. અમે યુદ્ધ માટે જો કે સજ્જ થઇને જ બેઠા છીએ, તો પણ અમારા સૈન્ય સમક્ષ તમારું લશ્કર પળ માત્ર પણ ટકી શકે તેમ ન હોવાથી અમે દુર્ગમાં રહીને જ લડવાનું વ્યાજબી ધાર્યું છે કે જેથી તમને પ્રાણ બચાવવા માટે પલાયનનો અવસર મળી શકે. તમે ભલે લડાઇની શરુઆત કરો, એટલે પછી તેનો લાયક જવાબ આપવામાં આવશે.

**સ્વતંત્ર રાજા જયસિંહ.**"

રાજા જયસિંહના એ ચાતુર્ય અને ઉપાલંભયુક્ત પત્રમાંના લેખનું શ્રવણ કરીને સુલ્તાનનો ક્રોધાગ્નિ ચરણથી મસ્તક પર્યન્ત પહોંચી ગયો અને આવેશમાં જ તેણે સિપાહસાલારને હુકમ ફરમાવ્યો કે;–"હવે વિચારમાં વેળા વીતાડવાનું કાંઈ પણ કારણ નથી. એકદમ આ કિલ્લાના દરવાજા અને દીવાલોપર તોપના ગોળા છોડવા માંડો અને પાવાગઢને જમીનદોસ્ત કરી નાખો. આપણી તોપોના ખૌફનાક મારા આગળ આ કિલ્લાની કમજોર દીવાલો જરા પણ ટકી શકવાની નથી. આપણું જોર કેટલું છે, તે હવે આપણે એ મગરૂર રાજાને બતાવી આપવું જોઇએ."

એ આજ્ઞા આપીને સુલ્તાન બેગડો જ્યાં છાવણી નાખવામાં આવી હતી, ત્યાં પોતાના ખાનગી તંબૂમાં ચાલ્યો

હસાલારે ગોલંદાજોને કિલ્લાની સ્હામે તોપો ગોઠવી દેવાનો હુકમ ફર્માવ્યો. સંધ્યાકાળ સૂધીમાં એ સઘળો બંદોબસ્ત થઈ ગયો, પણ રાત્રિ પડવા લડાઇનો અથવા બીજા શબ્દોમાં કહીએ તો અકારણ માનવજાતિના વિનાશનો તત્કાળ આરંભ કરી ન શકાયો. યુદ્ધના આરંભનું કાર્ય બીજા દિવસના પ્રભાતકાળપર મુલતવી રાખવામાં આવ્યું. રાજપૂતોએ પણ જે કાંઈ ન્યૂનતા હતી તે નિશાના સમયમાં પૂર્ણ કરી લીધી અને કા[illegible] દૃષ્ટિથી યુદ્ધના મંગળાચરણની તેઓ માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યા. અં[illegible] પ્રભાત કાળ થયો અને તેમની આકાંક્ષાની પૂર્ણતાનો સમય આવી પહોંચ્યો.

સૂર્યનો ઉદય થતાં જ ધણણણ કરતો તોપનો ગોળો પાવાગઢની દીવાલપર આવીને અથડાયો અને તેનો અવાજ સાંભળતાં જ જે રાજપૂત સૈનિકો નીરાંત કરીને બેઠા હતા તેઓ દુર્ગની દીવાલપર ઉભા થઈ ગયા. તેમનાં ચકચકાટ કરતાં બખ્તરો અને બાણ તથા ખડ્ગ સૂર્યકિરણોના મિશ્રણથી વીજળીસમાન ઝબકારા કરવા લાગ્યાં. રાજપૂત સૈનિકો દુર્ગપર પંક્તિબદ્ધ ઉભેલા હોવાથી જાણે મનુષ્યાકૃતિના કાંગરા કરેલા હોયની, એવો જ દૂરથી કિલ્લાનો દેખાવ ભાસતો હતો. ઉપરથી તેમણે બાણોની એવી ભયંકર વૃષ્ટિ કરી કે સુલ્તાનના નીચે ઉભેલા બસેં માણસોનો ઘાણ નીકળી ગયો, અને બે ગોલંદાજો પણ મરાયા. તેમની જગ્યા બીજા ગોલંદાજોએ લીધી અને બની શકે તેટલી ઝડપથી કિલ્લાપર તોપના ગોળાનો વર્ષાદ વર્ષાવવા માંડયો; પણ જેવી રીતે ફેંકેલું ફૂલ કોઈ વસ્તુ સાથે અથડાઇને તેને કાંઇ પણ ઈજા કર્યા વિના નીચે પડી જાય છે, તેવી રીતે તે ગોળાઓ કિલ્લાની દીવાલ સાથે અથડાઇને નીચે પડી જતા હતા અને કાંઇપણ હાનિકારક પરિણામ ઉપજાવી શક્યા નહિ. વારંવાર રાજપૂતોના મારાથી માત્ર મુસલ્માન સિપાહોની ભયંકર પ્રાણહાનિ થવા લાગી. સૂર્યાસ્ત થતાં સૂધી આવો જ મામલો ચાલતો રહ્યો અને રાજપૂતોનો વિજય આજને માટે તો નિશ્ચિત થયો. આવી રીતે લાગલાગટ સાત દિવસ સૂધી મહમૂદ બેગડાએ ચાંપાનેરના રાજાને પરાજિત કરવા માટે પાવાગઢપર સ્થાનો બદલીને જૂદી જૂદી દિશાએથી હલ્લા કર્યા, પણ પોતાના હજાર પંદરસો માણસો ખોઈ બેસવા ઉપરાંત તેને બીજો કશો પણ લાભ મળી શકયો નહિ. પાવાગઢપર જવાના માર્ગોમાં પણ રાજપૂત સૈનિકો શસ્ત્રાસ્ત્રસહિત તૈયાર હોવાથી કોઇ સ્થળેથી પર્વતપર ચઢવાનો પણ તેમને લાગ ન ફાવ્યો અને તેથી મુસલ્માન ફોજ જવાનો નિરાશ થઈ ગયા અને લડવા પોતાની અનિચ્છા દર્શાવવા લાગ્યા. લશ્કરમાં ફેલાયલી આવી [illegible] સુલ્તાન ગભરાયો અને તેથી તેણે એવી આજ્ઞા આપી કે:-

"હાલ તરત લડવાનું કામ બંધ રાખો અને પાવાગઢને ઘેરીને આરામ લીધા કરો. જ્યારે સારો લાગ ફાવશે ત્યારે આપણે પુનઃ હલ્લો કરીશું અને પરવરદિગારની મદદથી ફતેહમંદ થઈ આ કિલ્લાપર ઇસ્લામનો વાવટો ચઢાવીશું."

સુલ્તાનના આ ફર્માનથી સિપાહો જરા શાંત થયા અને ત્યાં જ છાવણી નાખી ખાનપાન તથા રાગરંગમાં સમય વીતાડવા લાગ્યા. રાજપૂતોએ પણ લડાઇ બંધ કરી.

આવા પ્રકારની સામયિક શાંતિમાં ઉભયપક્ષનો લગભગ એક પક્ષ જેટલો સમય વીતી ગયો. જેમ મુસલ્માનોએ લડાઇની કાંઈ હીલચાલ ન કરી, તેમ રાજપૂતો પણ શાંત હતા. દુર્ગમાં રહીને લડવાનું ચાંપાનેરના રાજાને જે એક માઠું પરિણામ વેઠવું પડ્યું તે એ હતું કે, સુલ્તાનના મુસલ્માન સૈનિકો વારંવાર પાવાગઢની આસપાસનાં ગામડાંમાં જઈ ગરીબ લોકો પાસેથી ધન ધાન્ય લૂટી આવતા હતા અને તેમને અસહ્ય ત્રાસ આપતા હતા, પણ રાજા જયસિંહ પોતાની પ્રજાનો પોતે દુર્ગમાં હોવાથી એ પીડામાંથી ઉદ્ધાર કરી શકતો નહોતો. એટલામાં સુલ્તાન મહમૂદે પોતાના સૈનિકોના મનને દઢાવવાની અને રાજા જયસિંહને પોતાના નિશ્ચયની દઢતાને બતાવવાની એક નવીન યુક્તિ શોધી કાઢી અને તે એ કે, ચાંપાનેર પાસેના એક સુંદર સ્થાનમાં અમદાવાદથી સારા સારા કારીગરોને બોલાવીને એક વિશાળ મસ્જિદ બંધાવવાનો હુકમ આપ્યો અને તેનો પાયો પોતાના હાથે નાખ્યો. આ કૃતિથી તેનો એમ દર્શાવવાનો ઉદ્દેશ હતો કે;—"પાવાગઢને હસ્તગત કર્યા વિના હું અહીંથી જીવ જતાં પણ પાછો ફરવાનો નથી." તેણે એક દિવસ છાવણીમાં દરબાર ભરીને સર્વને જણાવ્યું કે;—"પાવાગઢનો કિલ્લો આવો અને આટલો બધો મજબૂત હશે, એનો મને ખ્વાબમાં પણ ખ્યિાલ ન હોતો. એટલે આ કિલ્લો તરત આપણા હાથમાં આવી જશે, એવી મારી જે ધારણા હતી, તેને બદલે હવે એવા વિચારો થવા લાગ્યા છે કે, એ કિલ્લાને ક્યારે સર કરી શકાશે, એનો નિશ્ચય થવો અશક્ય છે. પણ જે કામ હાથમાં લીધું છે, તે કોઈ પણ જોખમે પૂરું તો કરવું જ જોઇએ. કદાચિત્ આપણને અહીં લાંબો વખત ગાળવો પડે, તો નમાજ વગેરેની અડચણ ન થાય એટલા માટે મેં મસ્જિદ બંધાવવાની યોજના કરી છે અને આશા છે કે, મારી એ યોજના તમો બધાને પસન્દ આવશે જ." સર્વના મનમાં સુલ્તાનનાં એ વાક્યોથી સંતોષની લાગણી ફેલાયલી જોવામાં આવી અને સર્વેએ એ કાર્યવિશે પોતાની અનુમતિ દર્શાવી. સુલ્તાનની યુક્તિ સફળ થઈ.

હસાલારે ગોલંદાજોને કિલ્લાની સ્હામે તોપો ગોઠવી દેવાનો હુકમ ફર્માવ્યો. સંધ્યાકાળ સૂધીમાં એ સઘળો બંદોબસ્ત થઈ ગયો, પણ રાત્રિ પડવાથી લડાઇનો અથવા બીજા શબ્દોમાં કહીએ તો અકારણ માનવજાતિના વિનાશનો તત્કાળ આરંભ કરી ન શકાયો. યુદ્ધના આરંભનું કાર્ય બીજા દિવસના પ્રભાતકાળપર મુલતવી રાખવામાં આવ્યું. રાજપૂતોએ પણ જે કાંઈ ન્યૂનતા હતી તે નિશાના સમયમાં પૂર્ણ કરી લીધી અને કાક- દૃષ્ટિથી યુદ્ધના મંગળાચરણની તેઓ માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યા. અંતે પ્રભાત કાળ થયો અને તેમની આકાંક્ષાની પૂર્ણતાનો સમય આવી પહોંચ્યો.

સૂર્યનો ઉદય થતાં જ ધણણણ કરતો તોપનો ગોળો પાવાગઢની દીવાલપર આવીને અથડાયો અને તેનો અવાજ સાંભળતાં જ જે રાજ- પૂત સૈનિકો નીરાંત કરીને બેઠા હતા તેઓ દુર્ગની દીવાલપર ઊભા થઈ ગયા. તેમનાં ચકચકાટ કરતાં બખ્તરો અને બાણ તથા ખડ્ગો સૂર્યકિરણોના મિશ્રણથી વીજળીસમાન ઝબકારા કરવા લાગ્યાં. રાજ- પૂત સૈનિકો દુર્ગપર પંક્તિબદ્ધ ઊભેલા હોવાથી જાણે મનુષ્યાકૃતિના કાંગરા કરેલા હોયની, એવો જ દૂરથી કિલ્લાનો દેખાવ ભાસતો હતો. ઉપરથી તેમણે બાણોની એવી ભયંકર વૃષ્ટિ કરી કે સુલ્તાનના નીચે ઊભેલા બસેં માણસોનો ધાણ નીકળી ગયો, અને બે ગોલંદાજો પણ મરાયા. તેમની જગ્યા બીજા ગોલંદાજોએ લીધી અને બની શકે તેટલી ઝડપથી કિલ્લાપર તોપના ગોળાનો વર્ષાદ વર્ષાવવા માંડ્યો; પણ જેવી રીતે ફેંકેલું ફૂલ કોઈ વસ્તુ સાથે અથડાઇને તેને કાંઇ પણ ઈજા કર્યા વિના નીચે પડી જાય છે, તેવી રીતે તે ગોળાઓ કિલ્લાની દીવાલ સાથે અથ- ડાઇને નીચે પડી જતા હતા અને કાંઇપણ હાનિકારક પરિણામ ઉપ- જાવી શક્યા નહિ. વારંવાર રાજપૂતોના મારાથી માત્ર મુસલ્માન સિપા- હોની ભયંકર પ્રાણહાનિ થવા લાગી. સૂર્યાસ્ત થતાં સૂધી આવો જ મામલો ચાલતો રહ્યો અને રાજપૂતોનો વિજય આજને માટે તો નિશ્ચિત થયો. આવી રીતે લાગલાગટ સાત દિવસ સૂધી મહમૂદ બેગડાએ ચાંપા- નેરના રાજાને પરાજિત કરવા માટે પાવાગઢપર સ્થાનો બદલીને જૂદી જૂદી દિશાએથી હલ્લા કર્યા, પણ પોતાના હજાર પંદરસો માણસોને ખોઈ બેસવા ઉપરાંત તેને બીજો કશો પણ લાભ મળી શક્યો નહિ. પાવાગઢપર જવાના માર્ગોમાં પણ રાજપૂત સૈનિકો શસ્ત્રાસ્ત્રસહિત તૈયાર હોવાથી કોઇ સ્થળેથી પર્વતપર ચઢવાનો પણ તેમને લાગ ફાવ્યો અને તેથી મુસલ્માન ફોજી જવાનો નિરાશ થઈ ગયા અને લડવા પોતાની અનિચ્છા દર્શાવવા લાગ્યા. લશ્કરમાં ફેલાયલી આવી સ્થિતિથી સુલ્તાન ગભરાયો અને તેથી તેણે એવી આજ્ઞા આપી કે

"હાલ તરત લડવાનું કામ બંધ રાખો અને પાવાગઢને ઘેરીને આરામ લીધા કરો. જ્યારે સારો લાગ ફાવશે ત્યારે આપણે પુનઃ હલ્લો કરીશું અને પરવરદિગારની મદદથી ફતેહમંદ થઈ આ કિલ્લાપર ઇસ્લામનો વાવટો ચઢાવીશું."

સુલ્તાનના આ ફર્માનથી સિપાહો જરા શાંત થયા અને ત્યાં જ છાવણી નાખી ખાનપાન તથા રાગરંગમાં સમય વીતાડવા લાગ્યા. રાજપૂતોએ પણ લડાઇ બંધ કરી.

આવા પ્રકારની સામયિક શાંતિમાં ઉભયપક્ષનો લગભગ એક પક્ષ જેટલો સમય વીતી ગયો. જેમ મુસલ્માનોએ લડાઇની કાંઈ હીલચાલ ન કરી, તેમ રાજપૂતો પણ શાંત હતા. દુર્ગમાં રહીને લડવાનું ચાંપાનેરના રાજાને જે એક માઠું પરિણામ વેઠવું પડ્યું તે એ હતું કે, સુલ્તાનના મુસલ્માન સૈનિકો વારંવાર પાવાગઢની આસપાસનાં ગામડાંમાં જઈ ગરીબ લોકો પાસેથી ધન ધાન્ય લૂટી આવતા હતા અને તેમને અસહ્ય ત્રાસ આપતા હતા, પણ રાજા જયસિંહ પોતાની પ્રજાનો પોતે દુર્ગમાં હોવાથી એ પીડામાંથી ઉદ્ધાર કરી શકતો નહોતો. એટલામાં સુલ્તાન મહમૂદે પોતાના સૈનિકોના મનને દઢાવવાની અને રાજા જયસિંહને પોતાના નિશ્ચયની દઢતાને બતાવવાની એક નવીન યુક્તિ શોધી કાઢી અને તે એ કે, ચાંપાનેર પાસેના એક સુંદર સ્થાનમાં અમદાવાદથી સારા સારા કારીગરોને બોલાવીને એક વિશાળ મસ્જિદ બંધાવવાનો હુકમ આપ્યો અને તેનો પાયો પોતાના હાથે નાખ્યો. આ કૃતિથી તેનો એમ દર્શાવવાનો ઉદ્દેશ હતો કે;–"પાવાગઢને હસ્તગત કર્યા વિના હું અહીંથી જીવ જતાં પણ પાછો ફરવાનો નથી." તેણે એક દિવસ છાવણીમાં દરબાર ભરીને સર્વને જણાવ્યું કે;–"પાવાગઢનો કિલ્લો આવો અને આટલો બધો મજબૂત હશે, એનો મને ખ્વાબમાં પણ ખ્યાલ ન હોતો. એટલે આ કિલ્લો તરત આપણા હાથમાં આવી જશે, એવી મારી જે ધારણા હતી, તેને બદલે હવે એવા વિચારો થવા લાગ્યા છે કે, એ કિલ્લાને કયારે સર કરી શકાશે, એનો નિશ્ચય થવો અશક્ય છે. પણ જે કામ હાથમાં લીધું છે, તે કોઈ પણ જોખમે પૂરું તો કરવું જ જોઇએ. કદાચિત્ આપણને અહીં લાંબો વખત ગાળવો પડે, તો નમાજ વગેરેની અડચણ ન થાય એટલા માટે મેં મસ્જિદ બંધાવવાની યોજના કરી છે અને આશા છે કે, મારી એ યોજના તમો બધાને પસન્દ આવશે જ." સર્વના મનમાં સુલ્તાનનાં એ વાક્યોથી સંતોષની લાગણી ફેલાયલી જોવામાં આવી અને સર્વેએ એ ક 'વિશે પોતાની અનુમતિ દર્શાવી. સુલ્તાનની યુક્તિ સફળ

ગુપ્તચરદ્વારા જ્યારે સુલ્તાનની આ ક્રિયાના સમાચાર રાજા જય સિંહના જાણવામાં આવ્યા, તે વેળાએ તેના મનમાં કિંચિદ્ નિરાશાને આઘાત થયો. ત્વરિત તેણે સર્વ મંત્રીઓ અને સેનાપતિ આદિને સભામાં બોલાવીને એ વાર્તા કહી સંભળાવી અને ત્યારપછી કહ્યું કે;–"આપણે અત્યારે દુર્ગમાં જેમ એક રીતે નિર્ભય છીએ તેમ બીજી રીતે બંદિવા જેવી અવસ્થામાં છીએ, એ પણ આપણે ભૂલી જવાનું નથી. સુલ્તાન બહાર મયદાનમાં હોવાથી પોતાના લશ્કરમાં ગમે તેટલો વધારો કરી શકશે અને ગમે ત્યાંથી પોતાના લશ્કરને કુમકે બોલાવી શકશે; પણ આપણે દુર્ગમાં બદ્ધ હોવાથી એવા કોઈ પણ પ્રયત્નમાં ફાવી શકવાના નથી. અર્થાત્ જો ઘેરો લંબાશે, તો આપણે આ પરતંત્ર અને ભયભીત છ નથી પણ કંટાળી જઈશું. અંતે રણક્ષેત્રમાં ઝૂંઝયા વિના તો આપણો છૂટકો નથી જ; તો હવે આ આપત્તિના નિવારણનો શો ઉપાય કરવો તે દર્શાવો."

"અત્યારે રાજપૂતોનું તો આટલામાં એવું કોઈ પ્રબળ રાજ્ય છે જ નહિ, કે જેમની પાસેથી આપણે કોઇ પણ પ્રકારના સાહ્યની આશા રાખી શકીએ. માત્ર એવું એક જ સ્થાન છે કે, જ્યાંથી આપણે કાંઇક સાહ્ય મેળવવાની ધારણા રાખી શકીએ........" વૃદ્ધ મંત્રીએ કહ્યું.

"તે કયું સ્થાન?" રાજાએ આતુરતાથી પૂછ્યું.

"માળવાનો ગિયાસુદ્દીન સુલ્તાન. માળવાના સુલ્તાનો સા આપણો ઘણા કાળથી મૈત્રીસંબંધ ચાલતો આવ્યો છે, અને તેથી માર ધારણા છે કે, જો આપણે મદદની માગણી કરીશું, તો તે અફળ ત નહિ જ થાય." વૃદ્ધ મંત્રીએ સ્થાન સૂચવ્યું.

"પૂજ્ય મંત્રીજી, યોગ્ય સ્મરણ કરાવ્યું. ખરેખર વૃદ્ધ અને અનુ ભવી પુરુષોનો આવા સમયમાં જ ઉપયોગ થાય છે. મદદની માગણ કરવામાં કશો પણ પ્રત્યવાય નથી, પણ એ કાર્ય માટે તમારે પોતે ત્યાં જવું જોઇએ. મારો એવો દૃઢ નિશ્ચય છે કે, તમે આ કાર્યમ અવશ્ય વિજય મેળવી આવશો." રાજાએ હર્ષદર્શક મુદ્રાથી કહ્યું.

"અનુચર આજ્ઞાને આધીન છે." મંત્રી બોલ્યો.

"તો માળવાના સુલ્તાન ગિયાસુદ્દીન ખિલજીને કહેજો કે, જો તમે પોતાના વિશાળ સૈન્યસહિત અમારી કુમકે આવશો, તો માળ વાથી નીકળ્યા પછી ચાંપાનેર સુધીમાં જેટલી મંજિલો થશે, તે દરે મંજિલના બદલામાં તમને એક લાખ ટંકા* આપવામાં આવશે અ આ ઉપકારનો બીજી રીતે પણ અમે બદલો વાળી આપીશું." રાજાએ કહ્યું

* તે સમયમાં ચાલતો સોનાનો ન્હાનો સિક્કો અથવા ચાંદીનો સિક્કો મત અત્યારના ચાલતા રૂપિયા કરતાં લગભગ બમણી થતી હતી.

તેજ દિવસે સંધ્યાકાળ પછી વૃદ્ધ મંત્રી ગુણાઢ્ય ગુપ્ત વેશ ધારીને એક ગુપ્ત ભૂમિમાર્ગદ્વારા દુર્ગમાંથી બ્હાર નીકળી માળવા તરફ જવાને રવાનો થઈ ગયો.

## પંચવિંશ પરિચ્છેદ.

## શત્રુ કે મિત્ર?

ગત પરિચ્છેદમાં વર્ણવેલી ઘટનાને કેટલાક દિવસ વીતી ગયા પછી એક દિવસે મધ્યરાત્રિ પછી કારાગૃહમાં એક વિલક્ષણ અને આશ્ચર્યકારક તેમ જ પ્રથમ દર્શને ભયાનક દેખાતી ઘટનાનું દર્શન થયું. ચાંપાનેરના કારાગૃહમાંની જે કોટડીમાં ભદ્રકાળીને બંદિવાન્ કરીને રાખવામાં આવી હતી, તે કોટડીમાંથી એકાએક શસ્ત્રાસ્ત્રધારી પુરુષો એક પછી એક નીકળવા લાગ્યા અને તેઓ કારાગૃહના વિશાળ ચોગાનમાં હારબંધ ગોઠવાઇને ઊભા રહ્યા. કારાગારના સંરક્ષકો અને અધિકારીઓ આ આકસ્મિક આપત્તિને જોઇને ગહન વિચાર અને મોટા ગભરાટમાં પડી ગયા. તે નવીન આવેલા સૈનિકો કોઇને કશી હાનિ કરતા ન હોતા એટલે તેઓ શત્રુ હોય એમ પણ માની શકાતું ન હોતું, અને તેઓ અજ્ઞાત હોવાથી તેમને મિત્ર માનવા, એ પણ જરાક શંકા ભરેલી વાત હતી. એ આવેલા સૌનિકોનો અગ્રેસર એક તરુણ પુરુષ હતો. તેણે અત્યારે લાલ રંગનો લશ્કરી પોશાક ધારણ કરેલો હતો અને તેનો કટિ વિભાગ તલવાર અને તમંચાથી મંડિત હતો. માત્ર તેના મુખમંડળપર નકાબ પડેલો હોવાથી તેની મુખાકૃતિ કોઇના જોવામાં આવતી ન હોતી. તેણે કારાગૃહના એક સંરક્ષકને બોલાવીને કહ્યું કે;—"તમારા કોટવાલ ક્યાં છે, તેને બોલાવો."

"તમે કોણ છો અને કોટવાલ સાથે તમારે શું કામ છે?" તે પ્રહરીએ સ્હામો પ્રશ્ન કર્યો.

"મારી આજ્ઞાને આધીન થવું એ જ તમારું કર્તવ્ય છે. વિશેષ પૃચ્છાનું સાહસ કરશો, તો આ ક્ષણે જ મસ્તક ધડથી જૂદું થઈ જશે." તે તરુણ સરદારે કરડાઈથી એ શબ્દો ઉચ્ચાર્યા.

નિરુપાયવશ તે બિચારો દીન પ્રહરી ત્યાંથી ચાલતો થયો અને થોડા વખતમાં કોટવાલને લઈ આવ્યો. "આ અમારા કોટવાલ સાહેબ છે, હવે જે વાતચીત કરવાની હોય તે કરો." તેણે કહ્યું.

"ભલે હવે તું તારા સ્થાને ચાલ્યો જા." તે પ્રહરીને કહીને તે તરુણ સરદાર કોટવાલને ઉદ્દેશીને કહેવા લાગ્યો

વાલ, મારે તમારા રાજા સાથે અત્યારે અને આ ક્ષણે જ મુલાકાત કરવાની છે; માટે મારી સાથે રાજમહાલય તરફ ચાલો અને નિદ્રાધીન રાજાને મારા નામથી જાગ્રત કરો."

"હું તમને ઓળખતો નથી કે તમે કોણ છો અને ક્યાંથી આવ્યા છો; એટલે મારાથી તમને રાજમહાલયમાં કેવી રીતે લઈ જઈ શકાય વારુ? પ્રથમ તમે કોણ છો અને આવી રીતે તમારે ગુપ્તતાથી આવવાનો શો ઉદ્દેશ છે તે જણાવો, તો પછી તમારી માગણીનો વિચાર કરવામાં આવશે." કોટવાલે હિંમતથી કહ્યું.

"કોટવાલ સાહેબ, અત્યારે તમારો તીનપાંચ કરવાનો સમય નથી. મારી સાથે શસ્ત્રાસ્ત્રધારી એક હજાર માણસો છે અને તેથી જો હું ધારીશ તો આક્ષણે જ તમો બધાને ધૂળ ચાટતા કરી રાજા સમક્ષ પહોંચી શકીશ; પણ મારી તેમ કરવાની ઇચ્છા નથી. મારા વચનમાં વિશ્વાસ રાખો અને મને રાજા પાસે લઈ ચાલો. આ મારા શૂરવીર સૈનિકોને અહીં જ રહેવા દઈને હું તમારીસાથે એકલો જ આવવાને તૈયાર છું. મારા નામ અને સ્વરૂપને તમે કદાપિ જાણી શકવાના નથી, માટે એ જાણવાની આકાંક્ષાને ત્યાગો અને મારી આજ્ઞાને આધીન થાઓ." નકાબપોશ તરુણ સરદારે પ્રભાવદર્શક સ્વરથી કહ્યું.

"તમારા વચનમાં મારો કેટલોક વિશ્વાસ બંધાય છે, છતાં જો તમે કાંઈપણ દગોફટકો ન કરવાનું વચન આપતા હો, તો હું તમારી આજ્ઞાને આધીન થવા તૈયાર છું." કોટવાલે કહ્યું.

"તમારે એવિશે નિર્ભય રહેવું. આ વચન," એમ કહીને તે તરુણ સરદારે વચન આપ્યું.

"ચાલો ત્યારે." કોટવાલે કહ્યું.

તરુણ સરદાર પોતાના સૈનિકોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;- "મારા શૂરવીર સૈનિકો, સાવધતાથી મારા આગમનની માર્ગપ્રતીક્ષા કરજો અને પ્રભાત થવા છતાં જો મારું આગમન ન થાય, તો પછી મારા વૈરનો બદલો કોઈ પણ પ્રયત્ને લેજો. અત્યારે હવે રામરામ."

"મુકુટમણિ, એવિશે તમારે લેશ માત્ર પણ ચિન્તા ન રાખવી." સર્વ સૈનિકોએ ગર્જના કરીને કહ્યું.

"પરમાત્મા તમારો વિજય કરો અને તમારી સર્વ આશાએ સફળ થાઓ, એજ મારો આશીર્વાદ છે." એમ કહી કોટવાલને હસ્તથી ચાલવાનું કહી તે સરદાર તેની સાથે રાજમહાલય ભણી થયો.

માર્ગમાં કોટવાલ સાથે તેણે વિશેષ કાંઈપણ વાર્ત્તાલાપ કર્યો નહિ. તેઓ નિર્વિઘ્ન રાજમહાલયના દ્વાર પાસે આવી લાગ્યા અને ત્યાં તેમને દ્વારપાળે અટકાવ્યા. કોટવાલને ઓળખ્યા પછી તેણે એક દાસીને રાજાને જાગ્રત કરવા માટે મોકલી. યુદ્ધ ચાલતું હોવાથી જો અગત્ય પડે, તો ગમે તે વેળાએ પોતાને જગાડવા માટેની રાજાની આજ્ઞા હતી એટલે તેનો લાભ લેવામાં પ્રત્યવાય ન હોતો.

દાસીને પાછા આવતાં ધારવા કરતાં જરાક વધારે વિલંબ થયો, પણ અન્તે તેણે સંતોષકારક સમાચાર લાવીને કહ્યું કે;–"મહારાજા બહારના ઓરડામાં પધાર્યા છે અને આપને આવવા માટેની આજ્ઞા આપી છે."

કોટવાલ અને તે અજ્ઞાત તરુણ રાજા જયસિંહ સમક્ષ આવી લાગ્યા. કોટવાલે મસ્તક નમાવ્યું અને તરુણે આશીર્વાદ આપ્યો કે;–"મહારાજાનો જયજયકાર થાઓ."

"કેમ કોટવાલ, અત્યારે મને નિદ્રામાંથી જાગ્રત કરવાનું કારણ?" રાજાએ ગંભીરતાથી પૂછ્યું.

એ વેળાએ રાજાએ રાત્રે સૂવાનો પોશાક પહેરેલો હતો એટલે કે પાયજામા અને પેરણમાંજ સર્વ વસ્ત્રોનો સમાવેશ થઈ જતો હતો, છતાં ક્ષત્રિયોની જીવશ્ચ કંઠશ્ચ તલવાર તો એવા સમયમાં પણ તેની કમ્મરે લટકતી જોવામાં આવતી હતી. કોટવાલે હસ્તદ્વય જોડીને ઉત્તર આપ્યું કે;–"મહારાજાધિરાજ, થોડા વખત પહેલાં કારાગૃહમાંની જે કોટડીમાં ભદ્રકાળીને બંદિવાન્ કરી રાખવામાં આવી હતી, તે કોટડીનાં દ્વાર અચાનક ઉઘડી ગયાં અને તેમાંથી લગભગ એક હજાર સૈનિકો નીકળીને બહારના ચોગાનમાં ગોઠવાઈ ગયા."

"અવશ્ય દગો થએલો દેખાય છે; પછી?" રાજાએ વચ્ચેજ કહ્યું.

"પણ તેમણે શત્રુ તરીકેની કાંઇપણ હીલચાલ કરી નહિ અને શાંતિ ધારીને ઉભા રહ્યા. અત્યારે જે આ તરુણ આપ સમક્ષ ઉભેલો છે, તે તેમનો નેતા છે અને આપની સાથે કાંઈક વાર્ત્તાલાપ કરવા અહીં આવ્યો છે." કોટવાલે પોતાના વૃત્તાંતની સમાપ્તિ કરી.

"મૂર્ખ મનુષ્ય, શત્રુને મારા મહાલયમાં લાવ્યો, એ શું કહેવાય?" રાજાએ કોટવાલપર કોપ કર્યો.

"મહારાજ, શાંત થાઓ." તરુણ સરદારે બોલવાનો આરમ્ભ કર્યો. "હું આપનો શત્રુ નથી, પણ મિત્ર છું. જે સૈન્ય આવ્યું છે, તે આ રાજ્યના ભક્ષણમાટે નહિ, પણ રક્ષણમાટે જ [illegible] મને આશ્ચર્ય માત્ર એટલું જ થાય છે કે, મહમૂદ બેગડો

પડ્યો છે, આપના કેટલાક ગૃહભેદી શત્રુઓના આ રાજ્યને નષ્ટ કરવા માટેના ગુપ્ત પ્રયત્નો ચાલી રહ્યા છે અને પ્રજાનાં મન અસંતુષ્ટ છે; એવા સમયમાં આપને આવી ગાઢ નિદ્રા કેમ કરીને આવતી હશે! આવા કટાકટીના સમયમાં તો નેત્રમાં અનિદ્રા અને હૃદયમાં ચિંતાનોજ અવિચલ નિવાસ હોવો જોઇએ. કારણ કે, રાજાના શિરપર કેવળ પોતાના અને પોતાના પરિવારના રક્ષણનો જ નહિ, કિન્તુ સમસ્ત પ્રજાના સંરક્ષણનો ભાર રહેલો છે.”

“શૂરવીર તરુણ, તારાં આ વચનોથી એટલું તો સ્પષ્ટ સમજી શકાય છે કે, તું અમારો હિતૈષી મિત્ર છે, શત્રુ નથી. પણ આમ ગુપ્ત રીતે અને ગુપ્ત સ્થાનમાંથી અચાનક સૈન્યસહિત પ્રવેશ કરીને અમને ગભરાટમાં નાખવાનો તારો શો હેતુ હતો, એ સમજાતું નથી.” રાજાએ આશ્ચર્ય દર્શાવ્યું.

“આજકાલનો અવસર એવો છે કે, કોઇનો વિશ્વાસ ભાગ્યે જ કરી શકાય. નગરનાં દ્વાર બંધ હોવાથી આપની આજ્ઞા મેળવીને આવવાનું અશક્ય હોવાથી જે એક ગુપ્ત માર્ગ મારા જાણવામાં હતો, તે માર્ગદ્વારા આવવાનું જ મેં ઉચિત ધાર્યું કે જેથી યોગ્ય પ્રસંગે હું આપને મારાથી બનતું સાહાય્ય આપી શકું. અહીંના સ્મશાનમાં ભોંયરાનું એક ગુપ્ત દ્વાર છે અને તેમાં પ્રવેશ કરવાથી કારાગૃહમાંની એક કોટડીમાં આવી શકાય છે. આપની આજ્ઞા વિના આ ગુપ્ત માર્ગનો ઉપયોગ કરવા માટે હું આપની ક્ષમા માગું છું.” તે તરુણે ભેદનો નિરાસ કર્યો.

“તારો હેતુ શુભ હોવાથી ક્ષમા માગવાની કશી પણ અગત્ય નથી હું–હવે કલ્પના કરી શકાય છે કે, ભદ્રકાળી એ ગુપ્ત માર્ગમાંથી જ છટકી ગએલી હોવી જોઇએ.” રાજાએ ઉદ્‌ગાર કાઢ્યો.

રાજાના મુખમાંથી ભદ્રકાળીના નામનો ઉચ્ચાર સાંભળતાં જ તે નકાબપોશ નૌજવાન સરદારના હૃદયમાં એક પ્રકારનો આઘાત થયો અને તેથી તેનું શરીર પણ કંપ્યું, છતાં તેણે પોતાના તે આંતરિક ભાવને વ્યક્ત થવા ન દીધો. તેણે કહ્યું કે;–“સારું હવે આ સેવકને શી આજ્ઞા છે?”

“તારો પોતાનો શો વિચાર છે?” રાજાએ પૂછ્યું.

“મારો એવો વિચાર છે કે, રોજ રાત્રે મારે મારા સૈનિકો સાથે ગુપ્ત માર્ગમાંથી બહાર નીકળી જવું અને સુલ્તાનની છાવણીપર છુપા હલ્લા કરીને દારુગોળા વગેરેની લૂટ કરી તેમ જ તેના સિપાહીઓને મારી તેનું બળ ઘટાડવું. એથી ધીમે ધીમે તે કંટાળીને ઘેરો ઉઠાવે એટલે આપણને આપણી શક્તિને વધારવાનો વિપુલ સમય મળશે

એથી આપણે અંતે રણક્ષેત્રમાં પણ ફાવીશું અને શત્રુને બરાબર હંફાવીશું." તરુણ સરદારે કહ્યું.

"પરંતુ શત્રુપર આવા પ્રકારનાં આક્રમણ કરવાં તે ધર્મથી અને યુદ્ધના નિયમથી વિરુદ્ધ છે. એથી આપણા નામને કલંક લાગશે." રાજાએ વિરુદ્ધતા દર્શાવી.

"જે સુલ્તાન મૂળ કોઇ પણ પ્રકારના કારણ વિના જ આપણા રાજ્યપર ચઢી આવ્યો છે, તેની સાથેના યુદ્ધમાં ધર્મ અને યુદ્ધના નિયમોનો વિચાર કરવાનો નથી. શઠ સાથે શઠતા જ કરવી જોઇએ." તરુણે કહ્યું.

"આ નીતિ પણ યથાર્થ છે. ભલે હું તને તેમ કરવાની આજ્ઞા આપું છું; પણ તે પહેલાં એ જાણવાની મારી ઇચ્છા છે કે, તું પોતે કોણ છે; ક્યાંનો નિવાસી છે; તારું નામ શું છે અને આ રક્ત વસ્ત્રો તથા મુખપર અવગુંઠન ધારણ કરવાનું શું કારણ છે ? વળી તારા સૈનિકો કોણ છે અને તેઓ પ્રાણ અર્પણ કરવાને શા હેતુથી તૈયાર થયા છે ?" રાજાએ આકાંક્ષા દર્શાવી.

"મહારાજાધિરાજ, મારા સમસ્ત ભેદને જાણવાની આપની આકાંક્ષા યોગ્ય છે, પણ મેં એક પ્રતિજ્ઞા લીધેલી હોવાથી નિરુપાય છું કે, સમસ્ત ભેદ હું આપને જણાવી શકતો નથી. હું એક રાજભક્ત પુરુષ છું; ચાંપાનેર રાજ્યનો નિવાસી છું; જ્યાં સુધી સમસ્ત શરીર રક્તમય થઈ જાય, ત્યાં સુધી રણમાં ઝૂઝવું એવા હેતુથી મેં રક્ત વસ્ત્રો પરિધાન કર્યાં છે અને જો વિજય મળે તો જ જગતને મુખ બતાવવું અને નહિ તો અજ્ઞાત અવસ્થામાં જ મરી જવું એવા ઉદ્દેશથી મેં મારા મુખને છુપાવી રાખ્યું છે. મારા સૈનિકો તે આપના ગ્રામ્ય પ્રજાજનો જ છે અને મારા ઉપદેશથી રાજભક્ત બની તેઓ પ્રાણ અર્પણ કરવાને તૈયાર થયા છે. મારું ખરું નામ તો જૂદું જ છે, છતાં અત્યારે મને આપ જો ભવાનીભદ્રના નામથી ઓળખશો, તો કામ ચાલી શકશે." તરુણ સરદારે સમાધાનકારક ઉત્તર આપ્યું.

"જો તારું મન દુઃખાતું હોય તો તારા ભેદને એથી વિશેષ હું જાણવા માગતો નથી. તારી ઇચ્છા પ્રમાણે પાવાગઢના રક્ષણના ઉપાયો યોજવાની તને સ્વતંત્રતા આપવામાં આવે છે. તારા અને તારા સૈનિકોના ખાનપાન અને નિવાસસ્થાન માટેની યોજના પણ હું પ્રભાતમાં કરાવી દઇશ. જા અને તારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરી કીર્ત્તિપાત્ર થા." રાજાએ સંતોષ દર્શાવ્યો.

"મહારાજાના મારામાંના આવા અલૌકિક વિશ્વાસ માટે હું મહારાજાને ધન્યવાદ આપું છું." તરુણે કહ્યું.

"વિશ્વાસનો ભંગ અને પ્રપંચનો સંગ ન કરીશ, એટલે થયું," રાજાએ સંક્ષિપ્ત પણ યોગ્ય સૂચના કરી.

તરુણ સરદાર રાજાને નમન કરી કોટવાલ સાથે ચાલ્યો ગયો અને કારાગૃહમાં પોતાના સૈનિકોને જ્યારે તેણે રાજાની કૃપા દૃષ્ટિ થવાના સમાચાર કહી સંભળાવ્યા, તે વેળાએ ત્યાં સર્વત્ર આનંદ અને હર્ષનો વિસ્તાર થયો અને કારાગૃહનો આદર્શ નંદનવનના રૂપમાં ફેરવાઈ ગયો.

હવે આપણે વિનયકાંત અને અલકનન્દાની ભાળ લઈએ.

---

## ષડ્વિંશ પરિચ્છેદ.

### પડતાપર પાટું.

"ભદ્રકાળી ક્યાં ગઈ હશે અને અહીંથી અચાનક પલાયન કરી જવામાં તેનો શો ઉદ્દેશ સમાયલો હશે, એનો વિચાર અદ્યાપિ મારા હૃદયમાંથી દૂર થતો નથી. એના સ્વભાવમાં આટલું બધું પરિવર્તન કેમ થઈ ગયું, એની કશી પણ કલ્પના કરી શકાતી નથી." વિનયકાંતે અલકનન્દાને ઉદ્દેશીને શોકાતુર મુદ્રાથી કહ્યું.

"પ્રાણનાથ, મારા મનમાં પણ વારંવાર ભદ્રકાળીના વર્તનનું આશ્ચર્ય થયા કરે છે. છતાં તે અત્યંત સુશીલ અને વિદુષી હોવાથી કોઈ પણ સબળ કારણ વિના આવું સાહસમય વર્તન કરે નહિ, એમ મારી મનોદેવતા મને નિશ્ચયપૂર્વક જણાવે છે; એટલે ચિન્તા કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી." અલકનન્દાએ કહ્યું.

"પરંતુ આજકાલ સમય અશાંતિનો હોવાથી તેની શી અવસ્થા હશે, એ વિશેની ચિન્તા હૃદયમાં સ્વાભાવિક જ થયા કરે છે. પરમાત્મા તેના સર્વ ભયોનું નિવારણ કરે, એ જ મારી પ્રભુને અનન્યભાવયુક્ત નમ્ર પ્રાર્થના છે." વિનયકાંતે અંતઃકરણપૂર્વક ઉદ્‌ગાર કાઢ્યો.

"સર્વજ્ઞ પ્રભુ સતીનું સંરક્ષણ કરવાનો જ." અલકનન્દા બોલી "પણ આજે કેટલાક દિવસથી મારો બંધુ રમણચંદ્ર પણ પાછો નથી દેખાયો, એ વળી વિશેષ વિસ્મયકારક ઘટના છે. ચાંપાનેરના રણક્ષેત્રમાં યુદ્ધનો આરંભ તો નહિ થયો હોય ને? પરમાત્મા મારા બંધુને વિજય આપે, તો સારું."

"પ્રિયે, તારા બંધુએ રાજાનો પ્રપંચથી નાશ કરવાનો જે યત્ન આદર્યો છે, તે પ્રતિ મારો પૂર્ણ તિરસ્કાર છે. પ્રપંચીનો કદાપિ જય થતો [illegible] એવો નિયમ હોવાથી મને તારા બંધુની નિર્ભયતા વિશે પણ [illegible] કરે છે." વિનયકાંતે પોતાનો અભિપ્રાય [illegible]

પોતાના અરણ્ય કુટીર સમક્ષ બેસીને વિનયકાંત અને અલકનંદા સંધ્યાકાળ થવા પૂર્વે એ પ્રમાણેનો વાર્તાલાપ કરતાં બેઠાં હતાં, એટલામાં તેમનો સુખ દુઃખનો સમાન ભાગી આનંદસિંહ એકદમ દોડતો અને ગભરાયલો ત્યાં આવી લાગ્યો. તેણે બોલવાનો યત્ન કર્યો, પણ અતિશય શ્વાસ ચઢેલો હોવાથી તેનાથી તત્કાળ કાંઈ પણ બોલી શકાયું નહિ. તેની આવી સ્થિતિને જોઇને વિનયકાંતે કહ્યું કે;–"ભાઈ આનંદસિંહ, જરા બેસો, વિશ્રાંતિ લ્યો અને પછી જે કાંઈ પણ કહેવું હોય તે કહો. આટલી બધી ઉતાવળ કરવાનું શું કારણ છે વારુ?"

"જો ઊતાવળ કરવાનું કારણ ન હોત, તો આવી રીતે દોડતો જીવના જોખમે હું અત્યારે અહીં આવત નહિ." આનંદસિંહે બળાત્કારે એ શબ્દો ઉચ્ચાર્યા.

"એવું તે શું ભયાનક કારણ બન્યું છે?" અલકનન્દાએ અધીરતાથી પૂછ્યું.

"એ જ કે, આપણા પ્રબળ દુર્ભાગ્યે આપણને આ અરણ્યમાં પણ શાંતિનો ઉપભોગ લેવા ન દીધો અને અત્યારે આપણા પ્રાણ ભયમાં આવી પડ્યા છે." આનંદસિંહે ઉત્તર આપ્યું.

"એટલે?" વિનયકાંતે પૂછ્યું.

"એટલે એ જ કે, સુલ્તાન મહમૂદ બેગડો આજે કેટલાક દિવસથી પાવાગઢની તળેટીમાં છાવણી નાખી પડ્યો છે અને પાવાગઢપરના પ્રથમ આક્રમણમાં વિજય ન મળવાથી તેના લશ્કરે પાવાગઢને ઘેરો ઘાલ્યો છે. ઉન્મત્ત મુસલ્માન સૈનિકો પોતાના સેનાપતિની આજ્ઞાથી ચાંપાનેર રાજ્યની પાયમાલી કરવામાટે ચારે તરફ સમૂહબદ્ધ થઇને નીકળી પડ્યા છે અને તેઓ જે ત્રાસ વર્તાવે છે તે સર્વથા અસહ્ય છે. તેઓ જે ગામમાં આવે છે, ત્યાં હિન્દુઓને વટલાવે છે; જેઓ તેમની ઇચ્છાને આધીન નથી થતા, તેમને મરણનો પરિચય કરાવે છે; અને લોકોના ધનમાલ તથા સ્ત્રીઓના પાતિવ્રત્યની ધોળે દિવસે લૂટ ચલાવે છે. બંદિવાનોનાં તો ટોળે ટોળાં તેમણે એકઠાં કર્યાં છે. એ પોતાના વિજય અને અત્યાચારના મદથી તેઓ વિકટ હાસ્ય કરતા દેહનું ભાન પણ ભૂલી ગયા છે અને સ્વર્ગ પોતાથી ત્રણ આંગળ છેટું રહેલું તેમને દેખાય છે. હિન્દુઓના શિરપર તેઓ અપશબ્દોનો વર્ષાદ વર્ષાવે છે અને તેમની પીઠપર ચાબૂકના ફટકા નિર્દયતાથી લગાવે છે. તેમના આ અત્યાચાર અને આર્ય પ્રજાના હાહાકારને જોઇને છાતી ફાટી જાય છે અને કોપનો અતિરેક થાય છે. ગામડાંની ભૂમિ નિરપરાધી સ્ત્રી પુરુષોના રક્તથી રંગાય છે અને તે દુષ્ટો આનંદનાં ગીત ગાય છે. અફસોસ કે,

આપણને આ અસહ્ય અત્યાચાર જોઇને શાંતિ ધારી બેસી રહેવું પ છે અને આપણે આપણા દેશબાંધવોનો આ પીડામાંથી ઉદ્ધાર કર શકતા નથી." **આનંદસિંહે** અનુકંપાથી અશ્રુ વર્ષાવીને કહ્યું.

"અફસોસ–પૂર્વના તે સુખના દિવસો, તે સદ્ધર્મી રાજાઓ અ તેમની તે સુખમાં જીવનનિર્ગમન કરનારી પ્રજાઓ આદિ સર્વનો અત્યારે એક સાથે જ લોપ થઇ ગયો છે. હવે આ સ્વતંત્ર આર્યરાજ્યે પુનરપિ મસ્તકને ઉન્નત કરવાની લેશ માત્ર પણ આશા રાખવાની નથી! હે દયાધન પરમેશ્વર, અત્યારે અત્યાચારી વિધર્મીઓના શસ્ત્રથી સહસ્રશઃ પ્રાણઘાત થાય છે, છતાં એ જુલમને તું શાંતિથી કેમ જોયા કરે છે અને અત્યાચારી પાપીઓને તેમનાં કુકૃત્યોની ભયાનક શિક્ષા કેમ નથી આપતો?" **વિનયકાંતે** ઇશ્વરની કરુણા યાચી.

"પ્રાણનાથ, તમે એક વીર અને ઉદાર મનના પુરુષ હોવા છતાં આવા નિરાશાસૂચક શબ્દો કેમ ઉચ્ચારો છો વારુ? મારા સૌભાગ્ય હેતુ અન્યત્ર આટલા બધા અનર્થ ચાલતા હોવા છતાં પણ પરમેશ્વરની આપણાપર પૂર્ણ કૃપા હોવાથી તેણે આવા અનર્થોમાંથી પણ આપણા પ્રાણોને સુરક્ષિત રાખ્યા છે. એટલું જ નહિ, પણ એથી એજ વ્યક્ત થાય છે કે આપણા પ્રાણોને સુરક્ષિત રાખવામાં તે જગન્નિયંતાનો અવશ્ય કાંઈ પણ ગુપ્ત હેતુ હોવો જોઇએ." અલકનન્દાએ આશ્વાસન આપ્યું.

"પણ વ્હેન **અલકનન્દા**, હવે તમે ધારો છો તેટલા પ્રમાણમાં અહીં આપણા પ્રાણ સુરક્ષિત અને નિર્ભય નથી. કારણ કે, પાસેના જે ગામમાંથી આપણે આપણા નિર્વાહનાં સાધનો લાવીએ છીએ, ત્યાં આજે તે દુષ્ટો આવી પહોંચ્યા છે અને તેમના પંજામાંથી છૂટતાં આજે મને જે પરિશ્રમ વેઠવો પડ્યો છે તેનું યથાર્થ વર્ણન મારાથી કરી શકાય તેમ નથી. તેઓ કદાચિત્ અહીં આવી લાગશે તો પછી આપણું આવી બન્યું જ જાણવું." **આનંદસિંહે** ભયવાર્ત્તા સંભળાવી.

"ત્યારે આપણે હવે આપણા સંરક્ષણનો શો ઉપાય કરવો?" **વિનયકાંતે** આતુરતાથી પૂછ્યું.

"એ જ કે, આજે અને અત્યારે જ આ સ્થાનનો ત્યાગ કરવો." **આનંદસિંહે** ઉપાય સૂચવ્યો.

"ત્યારે તૈયારી કરવા માંડીશું?" અલકનંદાએ અધીરતા દર્શાવી.

"હાય–દુર્દૈવનો કેવો પ્રબળ આઘાત! નગર અને ગૃહને ત્યાગી અરણ્યવાસી થયાં, છતાં અરણ્યમાં પણ દુર્દૈવે શાંતિથી રહેવા ન દીધાં!!" વિનયકાંતે એમ કહીને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

"ભાવી પ્રબળ છે અને તેથી શોક વ્યર્થ છે. આવેલા પ્રસંગને આપો અને આત્મરક્ષણનો પ્રયત્ન કરો." **અલકનન્દાએ** કહ્યું.

"અલકનન્દા, ધૈર્ય, ધર્મ, મિત્ર અને પત્ની એ ચારેની આપત્કાળમાં જ પરીક્ષા થઇ શકે છે. તું આપત્કાળમાં આવી દૃઢ રહી છે, એ માટે હું તને જેટલા ધન્યવાદ આપું તેટલા થોડા જ છે." વિનયકાંતે ઉભરાઈ જતા પ્રેમથી કહ્યું.

"એક બીજાની પ્રશંસા કરવાનો આ સમય નથી. અત્યારની એક પળ પણ મોંઘી છે, માટે સમયનો ઉપયોગ કરો અને આ વ્યર્થ વાર્તાલાપને પરિહરો." આનંદસિંહે સૂચના આપી.

ત્રણે જણ મળીને પર્ણકૂટીમાં જઈ પલાયન માટેની તૈયારી કરવા લાગ્યાં.

તેઓ પોતાની જેમના વિના ન ચાલી શકે એવી વસ્ત્ર અને અલંકાર આદિ થોડીક વસ્તુઓ લેવામાં રોકાયાં હતાં, એટલામાં અચાનક મુસલમાન ઘોડેસ્વારોની એક ટુકડી ત્યાં આવી લાગી. એ વેળાએ સૂર્યનો અસ્ત થઈ ગયો હતો અને નિશા પોતાના આગમનની તૈયારી કરી રહી હતી. તે ઘોડેસ્વારની ટુકડીના સરદારે જંગલમાં ઝૂપડી જેઇને પોતાના માણસોને ઊભા રહેવાનો હુકમ ફરમાવ્યો અને પોતે ઘોડાપરથી ઉતરીને ઝૂપડી પાસે આવ્યો. કુટીરનાં દ્વાર અમથાં વાળેલાં હતાં એટલે તેણે બહાર ઊભા રહીને જ પૂછ્યું કે;—"અંદર કોઇ છે કે?"

કુટીરમાંનાં મનુષ્યો આવેલી આપત્તિને ઓળખી ગયાં. હવે વિચાર કે સંકેત કરવાનો સમય ન હોવાથી અલકનન્દાને કુટીરના એક ખૂણામાં સંતાડીને વિનયકાંત તથા આનંદસિંહે જવાબ આપ્યો કે;—"હા, એ સાધુરામ છે."

"બહાર આવો." સરદારે ફર્માવ્યું.

કુટીરનાં દ્વાર ઊઘાડી તે બન્ને બહાર આવ્યા. સરદારે જેયું તો ખરેખર તેઓ કાષાયવસ્ત્રધારી સાધુઓ જ હતા. તેમણે બહાર આવતાંની સાથે જ કહ્યું કે;—"કેમ સાહેબ, અમારા ભજનમાં ભંગ શામાટે કરો છો?"

"આવા ખૌફનાક બિયાબાનમાં રહેવાનો શો સબબ છે? તમે સાધુ છો, લુટારા છો કે કાફિર રાજાના જાસૂસ છો, તે ખરેખરું જણાવો; નહિ તો આ પળે જ તમારાં માથાં હવામાં ઊડી જશે." સરદારે દમપૂર શુમાર રાખીને કહ્યું.

"સંસારની જંજાળથી કંટાળેલા સાધુઓ આવા જંગલોમાં રહેવાનું જ વધારે પસન્દ કરે છે; કારણ કે, અહીં પ્રભુનું ભજન અને ધ્યાન નિર્વિઘ્ન કરી શકાય છે. જેમણે સાંસારિક મોહ

આપણને આ અસહ્ય અત્યાચાર જોઇને શાંતિ ધારી બેસી રહેવું પડે છે અને આપણે આપણા દેશબાંધવોનો આ પીડામાંથી ઉદ્ધાર કરી શકતા નથી.” આનંદસિંહે અનુકંપાથી અશ્રુ વર્ષાવીને કહ્યું.

“અફસોસ–પૂર્વના તે સુખના દિવસો, તે સદ્ધર્મી રાજાઓ અને તેમની તે સુખમાં જીવનનિર્ગમન કરનારી પ્રજાઓ આદિ સર્વનો અત્યારે એક સાથે જ લોપ થઇ ગયો છે. હવે આ સ્વતંત્ર આર્યરાજ્યે પુનરપિ મસ્તકને ઉન્નત કરવાની લેશ માત્ર પણ આશા રાખવાની નથી! હે દયાધન પરમેશ્વર, અત્યારે અત્યાચારી વિધર્મીઓના શસ્ત્રથી સહસ્રશઃ પ્રાણઘાત થાય છે, છતાં એ જુલમને તું શાંતિથી કેમ જોયા કરે છે અને અત્યાચારી પાપીઓને તેમનાં કુકૃત્યોની ભયાનક શિક્ષા કેમ નથી આપતો?” વિનયકાંતે ઇશ્વરની કરુણા યાચી.

“પ્રાણનાથ, તમે એક વીર અને ઉદાર મનના પુરુષ હોવા છતાં આવા નિરાશાસૂચક શબ્દો કેમ ઉચ્ચારો છો વારુ? મારા સૌભાગ્ય હેતુ! અન્યત્ર આટલા બધા અનર્થ ચાલતા હોવા છતાં પણ પરમેશ્વરની આપણાપર પૂર્ણ કૃપા હોવાથી તેણે આવા અનર્થોમાંથી પણ આપણા પ્રાણોને સુરક્ષિત રાખ્યા છે. એટલું જ નહિ, પણ એથી એજ વ્યક્ત થાય છે કે આપણા પ્રાણોને સુરક્ષિત રાખવામાં તે જગન્નિયંતાનો અવશ્ય કાંઈ પણ શુભ હેતુ હોવો જોઇએ.” અલકનન્દાએ આશ્વાસન આપ્યું.

“પણ બ્હેન અલકનન્દા, હવે તમે ધારો છો તેટલા પ્રમાણમાં અહીં આપણા પ્રાણ સુરક્ષિત અને નિર્ભય નથી. કારણ કે, પાસેના જે ગામમાંથી આપણે આપણા નિર્વાહનાં સાધનો લાવીએ છીએ, ત્યાં આજે તે દુષ્ટો આવી પહોંચ્યા છે અને તેમના પંજામાંથી છૂટતાં આજે મને જે પરિશ્રમ વેઠવો પડ્યો છે તેનું યથાર્થ વર્ણન મારાથી કરી શકાય તેમ નથી. તેઓ કદાચિત્ અહીં આવી લાગશે તો પછી આપણું આવી બન્યું જ જાણવું.” આનંદસિંહે ભયવાર્ત્તા સંભળાવી.

“ત્યારે આપણે હવે આપણા સંરક્ષણનો શો ઉપાય કરવો?” વિનયકાંતે આતુરતાથી પૂછ્યું.

“એ જ કે, આજે અને અત્યારે જ આ સ્થાનનો ત્યાગ કરવો.” આનંદસિંહે ઉપાય સૂચવ્યો.

“ત્યારે તૈયારી કરવા માંડીશું?” અલકનંદાએ અધીરતા દર્શાવી.

“હાય–દુર્દૈવનો કેવો પ્રબળ આઘાત! નગર અને ગૃહને ત્યાગી અરણ્યવાસી થયાં, છતાં અરણ્યમાં પણ દુર્દૈવે શાંતિથી રહેવા ન દીધાં!!” વિનયકાંતે એમ કહીને એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

“ભાવી પ્રબળ છે અને તેથી શોક વ્યર્થ છે. આવેલા પ્રસંગને આપો અને આત્મરક્ષણનો પ્રયત્ન કરો.” અલકનન્દાએ કહ્યું.

"અલકનન્દા, ધૈર્ય, ધર્મ, મિત્ર અને પત્ની એ ચારેની આપત્કાળમાં જ પરીક્ષા થઇ શકે છે. તું આપત્કાળમાં આવી દૃઢ રહી છે, એ માટે હું તને જેટલા ધન્યવાદ આપું તેટલા થોડા જ છે." વિનયકાંતે ઉભરાઈ જતા પ્રેમથી કહ્યું.

"એક બીજાની પ્રશંસા કરવાનો આ સમય નથી. અત્યારની એક પળ પણ મોંઘી છે, માટે સમયનો ઉપયોગ કરો અને આ વ્યર્થ વાર્ત્તાલાપને પરિહરો." આનંદસિંહે સૂચના આપી.

ત્રણે જણ મળીને પર્ણકૂટીમાં જઈ પલાયન માટેની તૈયારી કરવા લાગ્યાં.

તેઓ પોતાની જેમના વિના ન ચાલી શકે એવી વસ્ત્ર અને અલંકાર આદિ થોડીક વસ્તુઓ લેવામાં રોકાયાં હતાં, એટલામાં અચાનક મુસલ્માન ઘોડેસ્વારોની એક ટુકડી ત્યાં આવી લાગી. એ વેળાએ સૂર્યનો અસ્ત થઈ ગયો હતો અને નિશા પોતાના આગમનની તૈયારી કરી રહી હતી. તે ઘોડેસ્વારની ટુકડીના સરદારે જંગલમાં ઝૂપડી જોઇને પોતાના માણસોને ઊભા રહેવાનો હુકમ ફરમાવ્યો અને પોતે ઘોડાપરથી ઉતરીને ઝૂપડી પાસે આવ્યો. કુટીરનાં દ્વાર અમથાં વાળેલાં હતાં એટલે તેણે બહાર ઊભા રહીને જ પૂછ્યું કે;–"અંદર કોઇ છે કે ?"

કુટીરમાંનાં મનુષ્યો આવેલી આપત્તિને ઓળખી ગયાં. હવે વિચાર કે સંકેત કરવાનો સમય ન હોવાથી અલકનન્દાને કુટીરના એક ખૂણામાં સંતાડીને વિનયકાંત તથા આનંદસિંહે જવાબ આપ્યો કે;–"હા, બે સાધુરામ છે."

"બહાર આવો." સરદારે ફર્માવ્યું.

કુટીરનાં દ્વાર ઉઘાડી તે બન્ને બહાર આવ્યા. સરદારે જોયું તો ખરેખર તેઓ કાષાયવસ્ત્રધારી સાધુઓ જ હતા. તેમણે બહાર આવતાંની સાથે જ કહ્યું કે;–"કેમ સાહેબ, અમારા ભજનમાં ભંગ શામાટે કરો છો ?"

"આવા ખૌફનાક બિયાબાનમાં રહેવાનો શો સબબ છે ? તમે સાધુ છો, લુટારા છો કે કાફિર રાજાના જાસૂસ છો, તે ખરેખરું જણાવો; નહિ તો આ પળે જ તમારાં માથાં હવામાં ઊડી જશે." સરદારે દમપર શુમાર રાખીને કહ્યું.

"સંસારની જંજાળથી કંટાળેલા સાધુઓ આવા જંગલોમાં રહેવાનું જ વધારે પસન્દ કરે છે; કારણ કે, અહીં પ્રભુનું ભજન અને ધ્યાન નિર્વિઘ્ન કરી શકાય છે. જેમણે સાંસારિક મોહ

ત્યાગ કરેલો હોય, તેમને નગરનિવાસનો મોહ ક્યાંથી હોઇ શકે ? વિનયકાંતે કહ્યું.

તેને પુષ્ટિ આપતો આનંદસિંહ કહેવા લાગ્યો કે;–

"જોયું વિવેક વિચારથી સંસારમાં કાંઈ નથી,
સ્ત્રી પુત્ર ને પરિવાર વળી વૈભવ રમા કાંઇ નથી;
હો નગર કે વન અજન તેને ઉભય એક સમાન છે,
જે મોહજેતા સાધુના મનમાં તમા કાંઈ નથી !"

"ખરા ફકીરોની એવી હાલત હોય છે ખરી, પણ આજકાલ કેટલાક એવા ઠગ ફકીરો નીકળી પડ્યા છે કે, તેઓ સાધુના વેશમાં શયતાન છે એમ કહેવામાં કશો પણ વાંધો આવે તેમ નથી. તેઓ બહારથી ફકીરીનો ડોળ બતાવે છે અને અંદરખાનેથી પ્રપંચ કરી ધન લાવે છે, માલમલીદા ઉડાવે છે અને રાંડો નચાવે છે. મને લાગે છે કે, તમે પણ એવા જ સાધુડા હશો. તમારી ઝૂપડીમાં અમે શોધ ચલાવીશું અને જો તમે ખરેખરા સાધુ છો એવી અમારી ખાત્રી થશે તો તો ઠીક; નહિ તો તમને સીધો જહન્નમનો રસ્તો બતાવીશું." શ

કે થયું કે, આ નાજનીન્‌ના કંકણોનો અવાજ છેલ્લી ઘડીયે મારા ...ામાં આવીને અથડાયો અને ભેદ ખુલ્લો થયો; નહિ તો તમારી ...બાજીમાં કશી કચાશ રહી નહોતી. પણ ફિકર નહિ, આ પાજી-...ાની તમને તેવી જ તાજી ગરમાગરમ સજા આપવામાં આવશે."

"જનાબેવાલા, જો અમારા પ્રાણ ન લેવાનું આપ વચન આપો, અમે અમારો ખરો ભેદ આપને કહી સંભળાવીએ." વિનયકાંતે ...પાય થઇને કહ્યું.

"જાઓ, જો સાચી વાત જણાવશો, તો તમારી જાન તમને બક્ષ-...માં આવશે." સરદારે કહ્યું.

વિનયકાંતે પોતાનો સર્વ વૃત્તાંત અથથી ઇતિ પર્યન્ત કહી સંભળાવ્યો.

તેના એ વૃત્તાંતને સાંભળીને થોડીવાર સૂધી તો તે સરદાર ...શ્ચર્યચકિત થઈ વિચારમાં પડી ગયો અને ત્યાર પછી બોલ્યો કે;—...યારે તમે ચાંપાનેર રાજ્યના એક અધિકારી હતા અને રાજાના ...મથી આ હાલતમાં આવી પડ્યા છો. હું મારા વચન પ્રમાણે તમારા ...ણ લેતો નથી; પણ તમારે મારી સાથે કેદી તરીકે સુલ્તાનની છાવ-...માં આવવું પડશે અને જો તમે અમને જલ્દી ફતેહ મળે એવો કોઈ ...ાય બતાવશો, તો તમને તે તમારી વફાદારીના બદલામાં કોઈ સારી ...વી પણ સુલ્તાન આપશે. જો અત્યારે તમારી ખુશીથી તમે અમારી ...થે નહિ આવો, તો જબરદસ્તીથી અમે તમને લઇ જઇશું."

વિનયકાંત અને આનંદસિંહે મનમાં વિચાર કર્યો કે, આ સમય ...ામા થવાનો નથી અને તેથી તેમણે તેની સાથે જવાની અનુમતિ ...ર્શાવી. વિનયકાંત, આનંદસિંહ અને અલકનન્દા જવા માટે તત્કાળ ...યાર થયાં. તેમને બેસવા માટે ત્રણ અશ્વ આપવામાં આવ્યા અને તે ...શ્વોને મધ્યમાં રાખીને સરદાર તથા બીજા સિપાહીઓ તેમની આસ-...સ કિલ્લાના રૂપમાં ગોઠવાઇને પોતાના અશ્વોને ચલાવવા લાગ્યા કે ...રી તેઓ માર્ગમાં ક્યાંક પ્રસંગ મળતાં છટકી ન જાય. બિચારા નિર-...ઓપર આ નવીન અને અચિંત્ય આપત્તિ આવી પડી.

ઘોડેસ્વારોની એ ટુકડી માર્ગમાં મળતા પ્રવાસીઓ અને ચાંપાનેર ...ની પ્રજાને લૂટતી, મારતી અને સતાવતી ત્રીજે દિવસે સુલ્તાન મહેમૂદ બેગડાની છાવણીમાં આવી લાગી અને ત્યાં વિનયકાંત, આનંદ-સિંહ તથા અલકનન્દાને ત્રણ જૂદા જૂદા તંબૂઓમાં કેદી તરીકે રાખ-...માં આવ્યાં કે જેથી તેઓ પોતપોતામાં કોઈ પણ પ્રકારની ગુપ્ત ...ંત્રણા કરી ન શકે. એ પ્રમાણે તેમને જૂદાં રાખવામાં તેમને કેદ કરી ...ાવનાર મુસલ્માન સરદારનો એક બીજો પણ ગુપ્ત હેતુ હતો અને તે

એ કે, અલકનન્દાના વદનવિધુનું જ્યારથી તેને દર્શન થયું હતું, ત્યારથી તેના અંતઃકરણમાં અનિવાર્ય મદનજ્વાળા પ્રકટી નીકળી હતી.

જ્યારે અલકનન્દાને એકલી જૂદા તંબૂમાં રાખવામાં આવી, તે વેળાએ તેના મનમાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા અને ભદ્રકાળીએ અરણ્યમાં સ્ત્રીના અવતારની ભયાનકતાનું જે વિવેચન કર્યું હતું, તે તેને વારંવાર સ્મરણ થવા લાગ્યું. પરંતુ અત્યારે હવે બીજો કોઈ ઉપાય ન હોવાથી કેવળ પ્રભુમાં વિશ્વાસ રાખીને મનોવ્યથાપૂર્વક પોતાનો દુઃખદ કાળ વીતાડવા લાગી. પડતાપર પાટું અને દાઝ્યા પર ડામ તે આનું જ નામ.



## સપ્તવિંશ પરિચ્છેદ.

### નિરાશા, નિરાશા!

માળવાના સુલતાન ગિયાસુદ્દીન ખિલજીને ત્યાં સાહાય્ય માગવા ગએલો વૃદ્ધ મંત્રી ગુણાઢ્ય દેવ લગભગ દોઢ કે બે મહિના પછી પાછો ચાંપાનેરમાં આવી પહોંચ્યો, તે જ્યારે રાજસભામાં આવ્યો, તે વેળાએ તેનું મુખમંડળ પ્રતિભાહીન અને નિસ્તેજ હોવાથી તે પોતાના કાર્યમાં સફળતા મેળવી આવ્યો હોય એમ દેખાતું નહોતું. રાજાએ તેને આતુરતાથી પૂછ્યું કે;—"કેમ મારા દક્ષિણ બાહુ, શું કરી આવ્યા? કંઈ શુભ સમાચાર લાવ્યા?"

"મહારાજાધિરાજ, હું માળવામાં પહોંચ્યો અને સુલતાનની રાજધાનીમાં જઈ તેમને મારા આગમનના સમાચાર કહાવ્યા, તે વેળાએ તેમણે અત્યંત હર્ષ દર્શાવ્યો અને મારો બહુ જ સારો સત્કાર કર્યો. જ્યારે મેં અહીંના સમાચાર તેમને કહી સંભળાવ્યા અને સાહાય્યની યાચના કરી; તે વેળાએ મારી યાચનાનો આનંદથી સ્વીકાર કરી પોતાના એક મિત્ર તરીકેના કર્ત્તવ્યને પૂર્ણ કરવા માટે તેમણે તરત પોતાના સેનાપતિને બોલાવી લશ્કરને તૈયાર કરવાની આજ્ઞા આપી દીધી....."

"ત્યારે તો અવશ્ય મારો મિત્ર થોડા વખતમાં જ આપણી કુમકે આવી લાગશે અને આપણો વિજય થશે." રાજાએ વચ્ચે જ ઉદ્‌ગાર કાઢ્યો.

"મહારાજ, જરા શાંત થાઓ અને શાંતિથી મારો સમસ્ત વૃત્તાંત સાંભળી લ્યો." એમ કહીને વૃદ્ધ મંત્રીએ જણાવવા માંડ્યું કે;—"બે ચાર દિવસમાં લશ્કરની બધી તૈયારીઓ થઈ ગઈ અને થોડા લશ્કરને માળવાની વ્યવસ્થા માટે પાછળ રાખી સુલતાન ગિયાસુદ્દીન કૂચનો

એ કે, અલકનન્દાના વદનવિધુનું જ્યારથી તેને દર્શન થયું હતું, ત્યારથી તેના અંતઃકરણમાં અનિવાર્ય મદનજ્વાળા પ્રકટી નીકળી હતી.

જ્યારે અલકનન્દાને એકલી જૂદા તંબૂમાં રાખવામાં આવી, તે વેળાએ તેના મનમાં અનેક તર્ક વિતર્ક થવા લાગ્યા અને ભદ્રકાળીએ અરણ્યમાં સ્ત્રીના અવતારની ભયાનકતાનું જે વિવેચન કર્યું હતું, તે તેને વારંવાર સ્મરણ થવા લાગ્યું. પરંતુ અત્યારે હવે બીજો કોઈ ઉપાય ન હોવાથી કેવળ પ્રભુમાં વિશ્વાસ રાખીને મનોવ્યથાપૂર્વક પોતાનો દુઃખદ કાળ વીતાડવા લાગી. પડતાપર પાટું અને દાઝ્યા ડામ તે આનું જ નામ.



## સપ્તવિંશ પરિચ્છેદ.

### નિરાશા, નિરાશા!

માળવાના સુલ્તાન ગિયાસુદ્દીન ખિલજીને ત્યાં સાહાય્ય માગવા ગએલો વૃદ્ધ મંત્રી ગુણાઢ્ય દેવ લગભગ દોઢ કે બે મહિના પછી પાં ચાંપાનેરમાં આવી પહોંચ્યો, તે જ્યારે રાજસભામાં આવ્યો, તે વેળાએ તેનું મુખમંડળ પ્રતિભાહીન અને નિસ્તેજ હોવાથી તે પોતાના કાર્યમાં સફળતા મેળવી આવ્યો હોય એમ દેખાતું નહોતું. રાજાએ તેને આતુરતાથી પૂછ્યું કે;—"કેમ મારા દક્ષિણ બાહુ, શું કરી આવ્યા? કાંઈ શુભ સમાચાર લાવ્યા?"

"મહારાજાધિરાજ, હું માળવામાં પહોંચ્યો અને સુલ્તાનની રાજધાનીમાં જઈ તેમને મારા આગમનના સમાચાર કહાવ્યા, તે વેળા તેમણે અત્યંત હર્ષ દર્શાવ્યો અને મારો બહુ જ સારો સત્કાર કર્યો જ્યારે મેં અહીંના સમાચાર તેમને કહી સંભળાવ્યા અને સાહાય્ય યાચના કરી; તે વેળાએ મારી યાચનાનો આનંદથી સ્વીકાર કરી પોતાના એક મિત્ર તરીકેના કર્ત્તવ્યને પૂર્ણ કરવા માટે તેમણે તરત પોતાના સેનાપતિને બોલાવી લશ્કરને તૈયાર કરવાની આજ્ઞા આપી દીધી......

"ત્યારે તો અવશ્ય મારો મિત્ર થોડા વખતમાં જ આપણી કુમક આવી લાગશે અને આપણો વિજય થશે." રાજાએ વચ્ચે જ ઉદ્‍ગાર કાઢ્યો.

"મહારાજ, જરા શાંત થાઓ અને શાંતિથી મારો સમસ્ત વૃત્તાંત સાંભળી લ્યો." એમ કહીને વૃદ્ધ મંત્રીએ જણાવવા માંડ્યું કે;—"બે ચાર લશ્કરની બધી તૈયારીઓ થઈ ગઈ અને થોડા લશ્કરને માળ

વંગડાવ્યો. વાજતે ગાજતે અમે માળવાને છોડી આગળ વધ્યા અને મંજિલ મંજિલપર પડાવ કરતા અંતે દોહદના મેદાનમાં આવીને છાવણી નાખી..............."

"ઓહો-ત્યારે આપણો મિત્ર બહુ જ નિકટ આવી પહોંચ્યો છે; એટલે ભય જેવું હવે કાંઈ પણ નથી." રાજાએ પુનઃ વચ્ચે જ પોતાના ઉભરાઈ જતા હર્ષને વ્યક્ત કર્યો.

"મહારાજાધિરાજ, જરા ધૈર્યનું અવલંબન કરો. દોહદમાં અમારો ચારેક દિવસ સૂધી વિશ્રાંતિ લેવાનો વિચાર હતો અને ત્યાર પછી આગળ વધવું એવો નિશ્ચય અમે કરી રાખ્યો હતો. એટલામાં એક જાસૂસે ખબર આપી કે, સુલ્તાન મહમૂદ બેગડો પોતાના કેટલાક લશ્કરને સાથે લઇને દોહદ તરફ આવે છે. અમે ધાર્યું કે, કદાચિત્ ત્યાં જ યુદ્ધ કરવું પડશે અને તેથી યુદ્ધ માટેની તૈયારીઓ પણ કરી રાખી. પરંતુ બેગડો યુદ્ધનાં કાંઈ પણ ચિહ્ન ન બતાવતાં અમારી છાવણીથી લગભગ બે ગાઉના અંતરપર નીરાંતે છાવણી નાખીને પડ્યો. બીજે દિવસે તેનો એક દૂત સુલ્તાન ગિયાસુદ્દીનની છાવણીમાં આવ્યો અને તેણે સુલ્તાનની મુલાકાત માટેની રજા મગાવી. એ વખતે હું પણ ગિયાસુદ્દીનની પાસે જ બેઠો હતો. તે દૂતે કોર્નિશ કરી માળવાના સુલ્તાનને કહ્યું કે;-"આલીશાન સુલ્તાન, અમારા જહાંગીર આકા મહમૂદશાહ બેગડાએ આપને માનપૂર્વક કહેવડાવ્યું છે કે, આપ [illegible] થઇને એક કાફિર હિન્દુ રાજાની કુમકે આવ્યા છો, એ આપનું [illegible] સારું નથી. અમે પણ મુસલ્માન છીએ અને આપ પણ મુસલ્માન છો-અર્થાત્ આપણે અહલેઇસ્લામ હોવા છતાં એક કાફિર માટે વિના કારણ પોતપોતામાં લડી મરીએ અને પાક મુસલ્માનોના લોહીની નદીઓ વહેવડાવીએ, એ આપણ બન્નેને શોભા આપનારું કામ નથી. એટલા માટે તમારી ફરજ છે કે, તમે અમારા મદદગાર થાઓ, અને જો તેમ ન જ બની શકે તો મેહરબાની કરીને પાછા જાઓ; કે જેથી આપણી દોસ્તીમાં ખલલ ન થાય અને પાવાગઢપર ઇસ્લામનો ઝંડો ચડેલો દેખાય. જો અમારી આ દોસ્ત તરીકેની માગણીનો અસ્વીકાર કરશો, તો અમારે લાચારીએ લડાઈ કરવી પડશે. ફતેહ તો જેના નસીબમાં હશે, તેને જ મળશે."

"એનો ગિયાસુદ્દીને તે દૂતને શો જવાબ આપ્યો?" રાજાએ અધીરતાથી પૂછ્યું.

"ગિયાસુદ્દીન ખિલજી પ્રથમ તો આનું શું ઉત્તર આપવું એના ગહન વિચારમાં પડી ગયો. અંતે તેના મુખમંડળમાં વિલક્ષણ પરિવર્તન થઈ ગયું અને તેણે દૂતને પ્રેમપૂર્ણ સ્વરથી કહ્યું કે;-'સુલ્તાન મહમૂદ

આ વાર્તાલાપ ચાલતો હતો એટલામાં અશ્વશાળાના એક અનુચરે આવીને સ્નાનના સમાચાર આપ્યા કે;–"અન્નદાતા, અચાનક અશ્વોમાં એક ભયાનક પશુરોગ ફાટી નીકળ્યો છે અને ગઈ રાતથી અત્યાર સૂધીમાં પંદર વીસ અશ્વો મરી ગયા છે. જો આ રોગ વધારે વાર ચાલશે, તો અવશ્ય અશ્વશાળા ખાલી થઈ જશે."

રાજાનાં નેત્રોમાંથી અશ્રુની મૂશળધાર વૃષ્ટિ વર્ષવા લાગી અને સર્વ સભાજનો હતાશ બની મહા ખિન્નતા દર્શાવવા લાગ્યા. મંત્રીએ મનોગત ઉદ્‌ગાર કાઢ્યો કે;–"દૈવના કોપ સમક્ષ યત્કિંચિત્ મનુષ્યપ્રયત્ન સર્વથા વ્યર્થ અને નિષ્ફળ છે!"

## અષ્ટાવિંશ પરિચ્છેદ.

### પુનઃ મૃત્યુના મુખમાં.

વિનયકાંત, અલકનન્દા અને આનંદસિંહને સુલ્તાન બેગડાની છાવણીમાં બંદિવાન્ થઈ આવ્યાને લગભગ દશબાર દિવસનો અવધિ થઇ ગયો હતો. એ સમયમાં તે મુસલ્માન સરદારે અલકનન્દાના તંબૂમાં અનેક વાર જઇને પોતાનો દુષ્ટ મનોભાવ વ્યક્ત કરી અપવિત્ર પ્રેમની યાચના કરી હતી, પરંતુ પ્રત્યેકવાર તેને અપશબ્દો સાંભળી નિરાશા પૂર્વક જ પાછું ફરવું પડ્યું હતું. તેણે એકવાર નિરાધાર અલકનન્દાના શરીરપર અત્યાચાર કરી બળાત્કારે પોતાની કામવાસનાને તૃપ્ત કરવાનો વિચાર પણ કર્યો હતો; પણ અચાનક એક વિઘ્ન આવી પડવાથી તેની એ આશા મનમાં ને મનમાં જ રહી ગઈ. તેણે અલકનન્દાને, જો તે પોતાની ઇચ્છાને આધીન થાય, તો વિનયકાંત તથા આનંદસિંહ સહિત બંધનમુક્ત કરવાનો લોભ બતાવ્યો, પરંતુ તેનો કશો પણ ઉપયોગ થઇ શક્યો નહિ. અંતે જો ઘણા દિવસ સૂધી એમને ગુપ્ત રાખવામાં આવે અને સુલ્તાનને એ વાર્ત્તા ન જણાવવામાં આવે, તો કોઈ અચિંત્ય અનર્થ થવાનો સંભવ હોવાથી દશબાર દિવસ પછી તે સરદાર સુલ્તાન સમક્ષ ગયો.

દિવસના પ્રથમ પ્રહરની સમાપ્તિ થઇને દ્વિતીય પ્રહરનો આરંભ થઈ ચૂક્યો હતો. સુલ્તાન મહમૂદ બેગડો પોતાના બહુમૂલ્ય તંબૂમાં સરદારોથી ઘેરાયલો કીનખાબની મસ્નદપર હુક્કો ગગડાવતો બેઠો હતો અને યુદ્ધ વિશેના વાર્ત્તાલાપમાં નિમગ્ન હતો. એટલામાં તે સરદાર આવી લાગ્યો અને કોર્નિશ કરીને બેસી ગયો. સુલ્તાને તેને ઉદ્દેશીને કે;–"કેમ ઝુલ્ફિકારખાન, આજકાલ તમારાં દર્શન આવાં દુર્લભ ઈ પડ્યાં છે વારુ?" પંદર પંદર દિવસ વીતી જાય છે, તોપણ થી થતા, એનું કારણ શું છે?"

"આલીશાન સુલ્તાન, મારું બહાર ફરવાનું વધારે થાય છે, એથી દરબારમાં હાજર રહી શકાતું નથી. આ વખતે એક ઘણી સારી લૂટ મળી છે." જુલ્ફિકારખાને કહ્યું.

"લૂટમાંથી હીરામોતી લાવ્યા છો કે સોનામોહોરો?" સુલ્તાને સ્મિત હાસ્ય કરીને પૂછ્યું.

"જો મારી ધારણા પ્રમાણેનો એ લૂટના માલનો ઉપયોગ થઈ શકે, તો એ લૂટ હીરામોતી અને સોનામોહોરો કરતાં પણ વધારે કીંમતી થઇ પડે એમ છે." એમ કહીને જુલ્ફિકારખાને વિનયકાંત આદિનો સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો.

વૃત્તાંત સાંભળી લઇને સુલ્તાને આજ્ઞા કરી કે;–"સારે તે કેદીઓને અત્યારે જ લાવીને મારી આગળ હાજર કરો."

"બસરેચશ્મ." કહીને જુલ્ફિકારખાન ત્યાંથી ઊઠ્યો અને થોડી જ વારમાં વિનયકાંત, અલકનન્દા તથા આનંદસિંહને ચોકી પેહરા સાથે ત્યાં લઈ આવ્યો. સુલ્તાનને સંબોધી વિનયકાંત આદિની ઓળખાણ કરાવતો જુલ્ફિકાર બોલ્યો કે;–"આ ચાંપાનેરના રાજાનો ખજાનચી, આ એની બીબી અને આ એનો જાની દોસ્ત."

"બહુ સારું." કહીને સુલ્તાને વિનયકાંતને પૂછ્યું કે;–"ખજાનચી સાહબ, રાજા જયસિંહે તમારા ખાન્દાનની ઇજ્જતની બરબાદી કરવાનો કસ્દ કર્યો હતો, એથી કીનાની આગ તો તમારા દિલમાં બળતી હોવી જ જોઇએ, ખરું કે નહિ? જો બરાબર કીનો લેવાની મરજી હોય તો અમારા સાથી બની જાઓ, અમને કિલ્લાના છુપા ભેદો બતાવો અને રાજાને રણમાં રોળાવી શાદમાન થાઓ! બોલો શી ઇચ્છા છે?"

"જહાંપનાહ, રાજાએ મારા ખાન્દાનને જે ભયંકર અપમાન પહોંચાડ્યું છે, તે માટે મારા મનમાં કીનાની આગ સળગી ઊઠે એ સર્વથા સ્વાભાવિક જ છે. છતાં કેટલાંક અનિવાર્ય કારણોના યોગે હું આપનો સાથી બની શકતો નથી અને એ ગુસ્તાખી માટે મોઆફી ચાહું છું." વિનયકાન્તે કહ્યું.

"પોતાના ખાન્દાનના અપમાનનો બદલો લેવાથી તમને રોકનારાં તે કારણો શાં છે, તે જણાવશો?" સુલ્તાને સભ્યતાથી કહ્યું.

"જો મારા આપની સાથે મળી જવાથી અને કિલ્લાના ભેદો આપને બતાવી દેવાથી કેવળ રાજાની જ પાયમાલી થવાની હોત, તો હું ખુશીથી આપની આજ્ઞાને માન્ય કરી લેત. પણ આમ કરવાથી મારી સ્વદેશભૂમિ, મારા સ્વદેશબાંધવો અને સ્વદેશસહોદરા આદિ પાયમાલી થવાનો સંભવ છે; એટલું જ નહિ, પણ આ આર્

પવિત્ર ક્ષત્રિયવંશનું નિર્મૂલન થવાનો પણ સંભવ હોવાથી એમ કરતાં મારું મન અચકાય છે. રાજા જયસિંહ ગમે તેવો અને ગમે તેટલો અત્યાચારી કે અન્યાયી હોય, તો પણ અંતે તે એક આર્યધર્મીય રાજા છે અને તેથી એક વિધર્મીય સુલ્તાનના હાથે તેનું મસ્તક છુંદાવવું, એને હું મહા ભયંકર પાતક માનું છું." વિનયકાન્તે કારણ દર્શાવ્યું.

"જેણે તમારી આબરુની પાયમાલીનો જરા પણ ખિયાલ નથી કર્યો, તેની પાયમાલી માટે તમે આટલી બધી ફિકર રાખો છો, એ જોઇને મને ઘણી જ અજાયબી થાય છે. ફીનો લેતી વખતે હમમજહબ અને ગયરમજહબનો ખિયાલ કરવો ફૂજૂલ છે." બેગડાએ યુક્તિવાદ કર્યો.

"ત્યારે હું અહીં એક સવાલ કરું છું કે, ચાંપાનેરના રાજાની કુમકે આવેલો માળવાનો સુલ્તાન ગિયાસુદ્દીન ખિલજી રાજા જયસિંહ સાથેની પોતાની આટલા સમયની પુરાણી મિત્રતાના સંબંધપર પાણી ફેરવીને દોહદથી જ છાવણી ઊઠાવીને પાછો શા માટે ચાલ્યો ગયો વારુ? જો ફીનો લેતી વખતે સધર્મીય અને વિધર્મીયનો વિચાર કરવા યોગ્ય નથી, તો મિત્રતાના સંબંધને જાળવતી વખતે એ વિચાર કરવા યોગ્ય છે ખરો કે? કદાપિ નહિ. છતાં પોતાના ઇસ્લામ ધર્મના અભિમાનને જાળવવા માટે તેણે એ મિત્રતાને તોડી નાખી છે, અને તે પણ આપના જ ઉપદેશથી. એટલે જેમ આપને મારા જવાબથી અજાયબી થાય છે, તેથી વધારે મને આપના આ ઉપદેશથી અજાયબી થાય છે." વિનયકાન્તે પ્રમાણપૂર્વક સુલ્તાનના કથનનું ખંડન કરતાં જણાવ્યું.

"આ વાત તમારા જાણવામાં કેમ કરીને આવી?" સુલ્તાને પૂછ્યું.

"તમારી છાવણીમાંનાં તમારા પોતાનાં માણસોએ જ સંભળાવી." વિનયકાન્તે કહ્યું.

"ત્યારે તમે તમારી એ લાગણીને કાયમ જ રાખવા માગો છો કે?" સુલ્તાને જરાક વક્રતાથી પૂછ્યું.

"જેના હૃદયમાં પોતાના દેશ, પોતાના ધર્મ, પોતાના દેશબાંધવ તથા ધર્મબાંધવોના હિતની લાગણી નથી, તે મારા અભિપ્રાય પ્રમાણે મનુષ્ય જ નથી. એવા લાગણી વિનાના મનુષ્યો પશુથી પણ અધમ છે અને આ ભૂમિને ભારરૂપ થનારા રાક્ષસ છે." વિનયકાન્તે કહ્યું.

"કેમ ખજાનચી સાહબના દોસ્ત, તમારો શો અભિપ્રાય છે?" બેગડાએ આનંદસિંહને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

"જે મારા મિત્રનો અભિપ્રાય તે જ મારો પણ અભિપ્રાય." તેણે સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"જ્યારે તમો બન્નેનો એક જ અભિપ્રાય છે, તો પછી આ નૌજવાન નાજ઼નીનનો પણ એ જ અભિપ્રાય હોય, એમાં નવાઇ જેવું કાંઇ જ નથી. એટલા માટે એને વધારે કાંઈ પણ ન પૂછતાં હું ખ઼જાનચી સાહબ, ફરીવાર તમને પૂછું છું કે, તમારો આ અભિપ્રાય કોઈ પણ રીતે ફરી શકે એમ છે કે નહિ?" બેગડાએ કહ્યું.

"જો આકાશમાં સૂર્ય અને ચંદ્રની ગતિ ફરે, સૂર્ય અમૃતની અને ચંદ્ર અગ્નિની વૃષ્ટિ કરે અથવા તો કાષ્ઠ પાણીમાં ડૂબી જાય અને લોઢું તરે, તો જ મારો નિશ્ચય ફરે. ત્યાં સૂધી તો ન ફરે તે ન જ ફરે!!" વિનયકાન્તે ગંભીરતાથી પોતાની દઢતાનું દર્શન કરાવ્યું.

"આટલીવાર સૂધી મારી એવી ઇચ્છા હતી કે, જો સરળતાથી કામ થતું હોય તો સખ઼્તી ન કરવી અને તમને કોઈ જાતની ઇજા ન આપવી. પણ હવે તમે નથી જ માનતા, તો લાચારીએ મારે સખ઼્ત ઇલાજો લેવા પડે છે. ખ઼જાનચી સાહબ, હું તમને હવે હુકમ ફર્માવું છું કે, તમો ત્રણે જણ ઇસ્લામનો અંગીકાર કરી કિલ્લાનો ભેદ નહિ બતાવો, તો આજે જ આ દુનિયામાંથી રવાનાં થશો. ખોટા ખ઼િયાલની શમાપર બળી મરનારા પરવાના થશો." સુલ્તાને કરડાકીથી કહ્યું.

સુલ્તાનની આ આજ્ઞાથી લેશમાત્ર પણ ભયભીત ન થતાં વિનયકાન્તે તેવી જ દઢતા અને તેવા જ સાહસથી કહ્યું કે;–

"અંતે જવું છે સર્વને કો આજ કો કાલે જશે;
આયુષ્ય જ્યાં પૂરું થયું કે મરણ નક્કી આવશે;
નહિ અમર કોઈ સાંભળ્યો, નહિ અમર કોઈપણ થશે;
સારાં નઠારાં કૃત્યનું માત્ર સ્મરણ અવિચળ હશે;
સંસારમાંહી જીવવું નિજ ધર્મને ત્યાગી કરી;
એથી મરણ ઉત્કૃષ્ટ છે જો નામના રાખે ખરી!"

"નાપાક કાફ઼િર હયવાન, જો તારો આવો દિમાગ છે, તો સ્હામી આ સુલ્તાનના ગુસ્સાની આગ છે. તે આગ તને બાળીને ખાક કરશે. તારા નાપાક બદનને પાક કરશે." સુલ્તાને મુખમુદ્રાને લાલચોળ કરીને કહ્યું.

"આગથી પાક થવાનું તો ફક્ત હિન્દુઓની લાશોના ભાગ્યમાં જ લખાયલું છે અને જ઼મીનના કીડાઓની ખ઼ૂરાક થવાનું મુસલ્માનોની લાશોના નસીબમાં સરજાયલું છે." વિનયકાન્તે બેપરવાઇથી કહ્યું.

"એહસાન ફ઼રામોશ કૂતરા, ખ઼ામોશ. સિપાહીઓ, આ નાપાકોને અહીંથી લઇ જાઓ. એમને સખ઼્ત અજાબ આપો અને રાતની

વખતે એમને જલ્લાદોની તલવારથી હલાલ કરાવી એમનાં નાપાક શરીરોને જંગલના જાનવરોની ગિઝા બનાવો." સુલ્તાને હુકમ ફરમાવ્યો.

સિપાહીઓએ તરત **વિનયકાન્ત** અને **આનંદસિંહ**ને બાંધી લીધા અને તેઓ **અલકનન્દા**ને પણ બાંધવા જતા હતા, એટલામાં અચાનક મસ્તિષ્કમાં બીજો વિચાર આવવાથી સુલ્તાને પોતાના જનાનખાનાના ખાજાસરાને કહ્યું કે;–"આ નૌજવાન હસીન **નાજ઼નીન**ને જનાનખાનામાં લઈ જાઓ અને સમજાવો. ઔરતો નર્મદિલ હોય છે એટલે એ સમજી જશે અને મારા કોઈ સરદારની બીબી બની તેના ઘરને શોભાવશે. બેગુનાહ ઔરત જાતની ગર્દનપર તલવાર ચલાવવી જેબા નથી."

"જેવો હુકમ." ખાજાસરાએ કહ્યું.

સુલ્તાનની આ ક્રૂરતા ભરેલી આજ્ઞા સાંભળતાં જ 'હે નાથ!' એટલો જ ઉદ્‌ગાર કાઢીને **અલકનન્દા** હૃદયવેદના અસહ્ય થવાથી મૂર્ચ્છિત થઈને પૃથ્વીપર પછડાઈ પડી. સિપાહીઓ **વિનયકાંત** અને **આનંદસિંહ**ને વિશેષ બોલવાનો સમય ન આપતાં ત્યાંથી ઘસડીને લઈ ગયા અને અલકનન્દા એકલી ત્યાં અચેતનાવસ્થામાં પડી રહી. તેની આવી અવસ્થાને જોઈને સુલ્તાને ખાજાસરાને કહ્યું કે;–"અત્યારે આ નાજ઼નીનને એક જૂદા તંબૂમાં હિન્દુ લૌંડીઓની હિફાજ઼તમાં રાખજો. કારણ કે, એકદમ જુલમ કરવાથી કદાચિત્ એ મરી જશે અથવા ખુદકુશી કરશે. નવું પક્ષી પણ પાંજરામાં આવતાંની સાથે જ ક્યારે બોલે છે? ધીમે ધીમે જબાન ખોલે છે. વખત વીતતાં એનો ગમ ઓછો થશે અને એ પોતાની મેળે જ સીધી રાહપર આવી જશે."

ખાજાસરા જઈને કેટલીક કેદી કરીને પકડી લાવેલી હિન્દુ સ્ત્રીઓને ત્યાં લઈ આવ્યો અને મૂર્ચ્છિત **અલકનન્દા**ને તેમના હાથે ઊપડાવીને એક એકાંત તંબૂમાં લઈ ગયો.

આ અત્યાચારના નાટકના પ્રથમ અંકની સમાપ્તિ થવા પછી સુલ્તાને પોતાના સરદારોને ઉદ્દેશીને કહ્યું કે;–"જૂનાગઢમાં આપણે ફતેહ મેળવી અને હજારો હિન્દુઓને વટલાવી મુસલ્માન બનાવ્યા, પણ ત્યાં એક પણ આવો હિમ્મતવાળો અને ઇમાનયુસ્ત હિન્દુ આપણા જોવામાં ન આવ્યો. મને લાગે છે કે, જો **ચાંપાનેર** રાજ્યના બધા હિન્દુઓ આવા જ ધર્મના નામપર મરી ફીટનારા હશે, તો અહીંની ફતેહ આપણને ઘણી જ તકલીફ આપનારી અને મોંઘી થઈ પડશે."

"સુલ્તાન **અલાઉદ્દીન** ખિલજીએ **ચિત્તોડ** લીધું તો ખરું, પણ ...ના મેદાનમાં હજારો મુસલ્માનોનો સદકો આપ્યા પછી જ; અને છતાં પણ **પદ્મિની** તો હાથમાં ન આવી તે ન જ આવી. અહીં

પણ મને તો એવો જ રંગ દેખાય છે, પછી તો જે ખુદા કરે તે ખરું.” અમાદુદ્દોલાએ કિંચિત્ નિરાશાપૂર્વક જણાવ્યું.

“હશે–હવે તો જે થાય તે ખરું. મ્યાનમાંથી બહાર કાઢેલી તલવારને દુશ્મનના ખૂનની લજ્જત ચખાડ્યાવિના મ્યાનમાં નાખીએ, તો બદનામી થાય. માટે લડવું તો ખરું જ. અલ્લાહ મદદગાર છે, તો દુશ્મન્ શિમાર છે!” બેગડાએ હિંમત બતાવી.

થોડા જ વખતમાં દરબાર બરખાસ્ત કરવામાં આવી. સર્વ પોતપોતાના તંબૂમાં ચાલ્યા ગયા.



## એકોનત્રિંશ પરિચ્છેદ.

## નીચતાનો સ્ફોટ.

જે વેળાએ સુલ્તાનની છાવણીમાં ગત પરિચ્છેદમાં વર્ણવેલો બનાવ બન્યો તે વેળાએ પાવાગઢમાં રાજાની અશ્વશાળામાં હાહાકાર વ્યાપ્યો હતો; કારણ કે, એ દિવસે એક સાથે દોઢસો મૂલ્યવાન્ અશ્વો અચાનક રામશરણ થઇ ગયા હતા. રમણચંદ્ર અને તેના હાથ નીચે કામ કરનારા સઇસો તથા બીજા અનુચરો અતિશય શોકસાગરમાં ડૂબેલા દેખાતા હતા. રાજા જયસિંહ પણ ત્યાં આવીને અશ્રુ વર્ષાવી ચાલ્યો ગયો હતો. વિશેષ શોક તો એ વાતનો હતો કે, પાવાગઢ દુર્ગમાં એટલા બધા અશ્વોનાં મૃત શરીરોને ઠેકાણે પાડવાની જગ્યા નહોતી, અને તેથી જો અશ્વોને કિલ્લાપરથી બહારના ભાગમાં નીચે નાખી દેવામાં આવે, તો એક તો એથી ધીમે ધીમે દુર્ગંધિ ઊડવાનો અને કિલ્લામાં રોગનો પ્રસાર થવાનો સંભવ હતો, અને બીજું આ બાબત શત્રુઓના જાણવામાં આવવાથી તેમને દ્વિગુણ બળ પ્રાપ્ત થવાનો સંભવ હતો. શું કરવું અને શું નહિ, એના વિચારમાં સર્વ બેઠા હતા એટલામાં નકાબપોશ ભવાનીભદ્ર અશ્વશાળામાં આવી પહોંચ્યો. અને તેણે રમણચંદ્રને ઉદ્દેશીને કહ્યું કે;–

“શ્રીમાન રમણચંદ્ર, તમારી સાથે મારે કેટલોક ગુપ્ત વાર્તાલાપ કરવાનો છે, માટે જરા બીજી તરફ આવશો?”

“આ આવ્યો.” એમ કહીને રમણચંદ્ર અને ભવાનીભદ્ર અશ્વશાળાની પાછળના એકાંત ભાગમાં આવી એક વૃક્ષની છાયામાં ઊભા રહ્યા.

“આટલા બધા અશ્વો અચાનક મરી જાય છે, એનું શું કારણ છે વારુ? તમે અશ્વપરીક્ષક છો અને તેમ જ પણ

પછી એમના વિનાશને અટકાવવાનો યત્ન કેમ નથી કરતા?" ભવાનીભદ્રે પૂછ્યું.

"મારાથી બનતા સર્વ ઉપચારો હું કરી ચૂકયો, પણ અશ્વોને કોઇ એવો રોગ લાગૂ પડી ગયો છે કે, પ્રાણ લઇને જ જાય છે અને મારો કોઈ પણ ઉપચાર ફળીભૂત થઈ શકતો નથી. હું નિરુપાય છું." રમણચંદ્રે શોકાતુર મુદ્રાથી કહ્યું.

"આ તમારાં વચનો સત્ય છે, એમ તમે ધર્મપૂર્વક કહી શકો છો?" ભવાનીભદ્રે ગંભીર મુદ્રાથી પ્રશ્ન કર્યો.

"એટલે? પ્રશ્ન પૂછવાનો આ કેવો પ્રકાર?" રમણચંદ્રે વજ્રાઘાત થયા પ્રમાણે આશ્ચર્યચકિત થઇને કહ્યું.

"તમારું આ આશ્ચર્ય અને નિસ્તેજ મુખ; મારા આ પ્રશ્નથી તમારા હૃદયમાં ભયંકર આઘાત થયો હોય, એમ સ્પષ્ટ બતાવી આપે છે. એ નિશ્ચયપૂર્વક માનજો કે, પાપ કદાપિ ગુપ્ત રહી શકતું નથી. પાપીની મુખમુદ્રા જ તેના પાપની પ્રકાશિની હોય છે. હું દઢતાપૂર્વક કહું છું કે, આ અશ્વો કોઈ સ્વાભાવિક રોગના યોગથી મરી ગયા નથી, પણ એમને જાણી જોઇને કોઈ વિશિષ્ટ ઉદ્દેશથી મારી નાખવામાં આવ્યા છે." ભવાનીભદ્રે નિર્ભયતાથી કહ્યું.

"તો તમે મને જણાવશો કે, એ પાપ કૃત્ય કોણે કર્યું છે?" રમણચંદ્રે જો કે એ પ્રશ્ન પોતાની નિર્દોષતા બતાવવાને કર્યો, પણ તેના મુખમંડળમાં વિશેષ નિસ્તેજસ્વિતા વ્યાપી જવાથી સ્હામી વિશેષ સદોષતા જ વ્યક્ત થવા લાગી.

"તમારા પોતાના હૃદયને પૂછશો, તો તરત સંતોષકારક ઉત્તર મળશે કે, એ પાપ કૃત્ય કરનાર અધમ નરપિશાચ કોણ છે. જે પ્રશ્નનું ઉત્તર પોતાના હૃદય પાસેથી જ મળી શકવાનો સંભવ હોય, તે ઉત્તર બીજા પાસેથી મેળવવાનો યત્ન કરવો અયોગ્ય છે." ભવાનીભદ્રે મર્મવેધક વાક્યો ઉચ્ચાર્યાં.

"હું તમારા બોલવાનો ભાવાર્થ લેશ માત્ર પણ સમજી શકતો નથી." રમણચંદ્રે કંટાળાથી કહ્યું.

"મારા માર્મિક કથનનો ભાવાર્થ તમે સમજી શકતા નથી, એ એમજ અનુમાન થાય છે કે, એ નીચતાનો સ્ફોટ કરાવવાની જ તમારી પ્રબળ ઇચ્છા છે." ભવાનીભદ્ર બોલ્યો.

"નીચતાનો સ્ફોટ એટલે કોની નીચતાનો સ્ફોટ?" રમણચંદ્રે ફાડીને પૂછ્યું.

"રાજા જયસિંહના અશ્વપરીક્ષક અને અશ્વવૈદ્ય વિપ્રકુલકલંક રમણચંદ્રની નીચતાનો સ્ફોટ!" ભવાનીભદ્રે પ્રકટ આક્ષેપ કર્યો.

"મારા શિરપર પ્રબળ પ્રમાણ વિના આ આરોપ મૂકવાનો તમને કે કોઇને કશો પણ અધિકાર નથી. છતાં જો સાહસ કરશો, તો તેનું તમારે બહુ જ વિપરીત પરિણામ ભોગવવું પડશે." રમણચંદ્રે કોપ દર્શાવ્યો.

"કોઇને વિપરીત પરિણામ અહીં ભોગવવું પડશે અને કોઇને વિપરીત પરિણામ પરલોકમાં નરકવાસરૂપે ભોગવવું પડશે. પાપીને પોતાનાં પાપોની ભયંકર શિક્ષા ભોગવ્યા વિના કદાપિ છૂટકો છે જ નહિ." ભવાનીભદ્રે દૃઢતાથી પોતાના મતનું સમર્થન કર્યું.

"ત્યારે આ પાપકૃત્ય કરનાર હું જ છું, એ જ તમારા કથનનો મથિતાર્થ છે ને?" રમણચંદ્રે કહ્યું.

"એમાં શંકાનું કિંચિન્માત્ર પણ સ્થાન નથી. જેવી રીતે વાઘેલ વંશના ભૂપાળ કરણઘેલાના નાગરકુલકલંક પ્રધાન માધવે પોતાના એક અંગત વૈરના અગ્નિને ઓલવવા માટે અગાધ દેશબાંધવોના રક્તની નદી વહેવડાવી હતી અને નંદનવનરૂપ ગુર્જર દેશ—પોતાની જન્મભૂમિ—ની દુર્દશા કરી નાખી હતી, તેવો જ તમારો આ નિંદ્ય પ્રયત્ન છે. તમા રામાં રાજાએ વિશ્વાસ રાખીને તમને જે કાર્ય સોંપ્યું છે, તે વિશ્વાસનો ભંગ કરી તમે તે કાર્યનો પોતાના હાથે જ વિનાશ કરો છો અને સ્વામિ દ્રોહ તથા દેશદ્રોહના પાતકને પાત્ર થઈ નરકના અધિકારી થાઓ છો આ અશ્વોનું મરણ તે તમારા જ કોઇ વિલક્ષણ વિપરીત પરિણામકારક ઔષધ—પ્રયોગનું ફળ છે, એ નિર્વિવાદ છે. તમારો આ બાહ્ય શોક તે એક પ્રકારનો દંભ છે અને અલૌકિક નીચતાનો તમારા હૃદયમાં સમા રંભ છે." ભવાનીભદ્રે ધિક્કારની વૃષ્ટિ વર્ષાવી.

"ભવાનીભદ્ર, તમે એક શૂરવીર પુરુષ છો, એટલા માટે તમાર આ અપશબ્દોને હું સહન કરી જાઉં છું અને કાંઇ બોલતો નથી. જો તમારા સ્થાનમાં બીજો કોઈ પુરુષ હોત, તો અત્યાર પહેલાં ક્યારનોય તે યમનો અતિથિ થઈ ચૂક્યો હોત. મિત્ર, તમે મારાપર જે આ આરોપ મૂકો છો; તેનું તમારી પાસે કોઈ પ્રબળ પ્રમાણ છે ખરું કે?" રમણ ચંદ્રે ઔપચારિક શાંતિ દર્શાવીને કહ્યું.

"તમે અશ્વોને રોગનિવારણમાટે જે ઔષધ આપો છો, તે ઔષધ નહિ, પણ મંદ વિષ છે, કે જે ધીમે ધીમે શરીરમાં પ્રસરીને પોતાનાં પ્રાણવિનાશરૂપ કાર્યની સમાપ્તિ કરે છે. એકવાર તમે જ્યારે અશ્વોને એ ઔષધ આપતા હતા, તે વેળાએ હું અશ્વશાળામાં આવ્યો

હતો અને તે ઔષધને બરાબર નજરમાં રાખી તમારી ગેરહાજરીમાં તેમાંનું થોડુંક ઔષધ હું લઇ ગયો હતો. તે ઔષધ એક બીજા અશ્વને આપતાં ચાર દિવસમાં તેનું મરણ નીપજ્યું અને મારો તમારી નીચતા વિશે નિશ્ચય થઈ ગયો. આના કરતાં અધિક બીજું પ્રબળ પ્રમાણ શું જોઇએ વારુ?" ભવાનીભદ્રે કહ્યું.

"તમારા મનમાં જે એક પ્રકારનો દુરાગ્રહ વ્યાપી ગયો છે, તે મારા બોલવાથી નીકળી શકવાનો નથી, એટલે એ વિશે વાદવિવાદ કરવો વ્યર્થ છે. કૃપા કરીને એ જ જણાવો કે, હવે મારા શિરપર આ આરોપ મૂકીને તમે શું કરવા માગો છો?" રમણચંદ્રે હૃદયના કંપયુક્ત નિરાશાદર્શક સ્વરથી કહ્યું અને ભવાનીભદ્રના ઉત્તરની કાકદૃષ્ટિસમાન આતુરતાથી માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યો.

"હું કરવા કાંઇપણ નથી માગતો. પોતાના પાપનો પોતાના મુખથી કોઇપણ પ્રકાશ ન કરે, એ સ્વાભાવિક જ છે, એટલે તમારા આ પોતાના પાપના અસ્વીકારથી મને જરા પણ આશ્ચર્ય થતું નથી. માત્ર એક તમારા મિત્ર અને રાજ્ય અથવા દેશના એક હિતૈષી તરીકે મારો તમને એ જ ઉપદેશ છે કે, અત્યાર સુધી તમારા હાથે જે ભૂલ થઇ છે તેને ભૂલીને હવે એ નીચતાને આટલેથી જ આગળ વધતી અટકાવો અને વૈરના અગ્નિને શમાવો. તમે પોતે દેશની દુર્દશાના હેતુ ન થાઓ અને રાજાને તેના ભાગ્યપર છોડી દો. જેનાં જેવાં કર્મ હશે, તેને અવશ્ય તેવાં ફળ મળશે—વિના કારણ તમે પાપભાગી અને દેશદ્રોહી શા માટે થાઓ છો? મળની શુદ્ધિ મળથી નહિ, કિન્તુ જળથી જ થાય છે." ભવાનીભદ્રે યોગ્ય ઉપદેશમય વાક્યો સંભળાવ્યાં.

"મિત્ર, તમારા આ ઉપદેશમાટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. જો કે મારા હાથે એવી કોઇ ભૂલ થઇ જ નથી; છતાં થઇ હશે તો તે ભૂલને સુધારીશ અને તમારા ઉપદેશ પ્રમાણે વર્તી રાજાનું હિત કરીશ." રમણચંદ્રે તેને શાંત કરવાના ઉદ્દેશથી કહ્યું.

"હું તમને ધન્યવાદ આપું છું અને ઈશ્વરને પ્રાર્થના કરું છું કે, તે તમને સદ્બુદ્ધિ આપે. હું તમારા આ ભેદનો રાજા કિંવા બીજા કોઈ આગળ સ્ફોટ કરવાનો નથી. મારા વચનમાં વિશ્વાસ રાખી તમારે એ વિશે જરાય ભય ધારવો નહિ. છતાં એટલું અવશ્ય સ્મરણમાં રાખજો કે, હવે પછી જો આવી નીચતા આચરશો, તો પછી તમારા જીવનના ...તા નથી." ભવાનીભદ્રે નિર્ભયતા સાથે ભયનું દર્શન પણ કરાવ્યું.

...વાનીભદ્ર વિશેષ વાર્ત્તાલાપ ન કરતાં ત્યાંથી ચાલ્યો ગયો. તેના ...ી રમણચંદ્ર મનમાં વિચાર કરવા લાગ્યો કે;—"આ કાલનો

આવેલો અજ્ઞાત ભવાનીભદ્ર મારી કુટિલતાને જાણી ગયો; એ અત્યંત આશ્ચર્યકારક છે. આજે મારો પણ એક શત્રુ જાગ્યો, એટલે ભયની સ્થાપના તો હૃદયમાં થઇ ચૂકી. કોઇપણ ઉપાયે એ શત્રુનો સંહાર કરી મારા કાર્યમાર્ગને મારે નિષ્કંટક બનાવવો જ જોઇએ. ભવાનીભદ્ર, આજે તેં મારી નીચતાનો સ્ફોટ નથી કર્યો, પણ એમ જ જાણજે કે, તારા પોતાના વિનાશનો જ આરંભ કર્યો છે. એક સૂતેલા સિંહને જાગ્રત કરવાથી અને વિષારિ નાગને છંછેડવાથી જે પરિણામ થાય છે, તે જ તારું પરિણામ થવાનું છે–તારું જીવન અલ્પ સમયમાં જ જવાનું છે. બસ–વિનાશ, વિનાશ અને વિનાશ–તારો વિનાશ તે જ મારા જીવનનો પ્રકાશ !"

## ત્રિંશ પરિચ્છેદ.

### જલ્લાદની તલવાર તળે.

નિબિડ અંધકારવ્યાપ્ત રાત્રિનો એક પ્રહર વીતી ગયો હતો. સુલ્તાનની છાવણીથી લગભગ અડધા ગાઉના અંતરપર આવેલા એક નિર્જન વનવિભાગમાં પચીસ ત્રીસ માણસોની એક ટુકડી આવી લાગી. તેમની સાથે ચાર પાંચ મશાલચીઓ મશાલ લઇને ચાલતા હતા અને તેથી તેઓ કોણ હતા તે તરત જાણી શકાતું હતું. તેઓ સુલ્તાનની ફોજના સિપાહીઓ હતા. તેમની સાથે બે કાળા પોશાકવાળા જલ્લાદો અને બે કેદીઓ હતા. એ બે કેદીઓ તે વિનયકાન્ત અને આનંદસિંહ હતા કે જેમને સુલ્તાનના ફર્માનથી અત્યારે અહીં ગર્દન મારવા માટે સિપાહીઓ લાવ્યા હતા. સિપાહીઓમાંના એકે બન્ને કેદીઓને ઉદ્દેશીને ઉપહાસપૂર્વક કહ્યું કે;–"જરા બેસો અને તમારા દેવને યાદ કરી લ્યો. હજી સરદાર જુલ્ફિકારખાન આવ્યા નથી એટલે થોડીવાર તમારી જિન્દગી લંબાઈ છે."

"અરે યાર, મરવા દેને એમને. મને તો પેલી નૌજવાન હસીન-કાતિલાની યાદ આવ્યા કરે છે. આપણા સરદાર જુલ્ફિકાર પણ ઉલ્લૂના સરદાર છે કે આવા હાથમાં આવેલા શિકારને સુલ્તાનના હાથમાં સોંપી દીધો અને પોતે હાથ ઘસતા બેસી રહ્યા. જો આપણા હાથમાં એવી નાજનીન ગુલરુખ્સાર દિલદાર આવે, તો નોકરી કરવા કોણ ઊભો રહે." બીજા સિપાહીએ તેને બોલતો અટકાવીને કહ્યું.

"નોકરી કરવા ન ઊભો રહે, તો શું કરે વારુ?" ત્રીજાએ પૂછ્યું.

"તેને લઇને ક્યાંક દૂરના મુલ્કમાં નીકળી જઇએ અને ઘર માંડીને અમન ચમન ઉડાવીએ, બીજું શું કરીએ? એટ... ...
સમજતો કે અક્કલના બારદાન?" તે સિપાહીએ સવાલનો ...

"આ સાંભળી કે અક્કલના કોથળાની વાત! અરે બેવકૂફ ભાગીને ચાલીસ ગાઉ જાય અને ત્યાં તો તારા ચચાજાનોના હાથમાં ગિરફતાર થાય. પછી તારું માથું અને જલ્લાદની તલવાર–બ્યો બેટા, ઉડાવો નવી બીબી સાથેના પ્યારનો બહાર!" અક્કલના બારદાને મજાક ઉડાવી.

"પ્યારના બહારને શું સમજે તારા જેવા નાતજરૂબાકાર બેવકૂફ ગંવાર? શું તેં નથી સાંભળ્યું કે;–" એમ કહીને તે સિપાહીએ નીચેના શેર લલકારવા માંડ્યા;–

"મય હોવે કુંજે બાગ હો સાકી હો માહવશ;
કોઈ વહાં મુશ્કિલ ન હો બાઇસ હિજાબકા;
ગર્દનમેં હાથ ડાલકે વો શોખ બેહિજાબ;
લબસે લગાદે મેરે પિયાલા શરાબકા!"

"વાહ–વાહ–ક્યા કહના–ક્યા કહના!" બધાએ એક સામટો અવાજ પોકાર કરીને કાઢ્યો.

"આ દીકરાને તો બાગનો ખૂણો, ચાંદ જેવા મુખડાની સાકી અને શરાબનો પિયાલો બધું એક સાથે જ જોઈએ છે. પલ્લે નહિ કોડી ને ભરી બજારે દોડી તે આનું જ નામ!" તેના મુખાલિફે ટીકા કરી.

"મન કહે કે માળવે જાઉં અને કરમ કહે કે કોઠીમાં પેસું!" ત્રીજાએ તાનાબાજી ચલાવી.

"એ તો હવામાં કિલ્લા અને ખિયાલી પુલાવ!" ચોથો બોલ્યો.

"વાંઝણીના દીકરાને રમાડવા લાવ!" પાંચમાએ કહ્યું.

"આ મોઢું ને મસૂરની દાલ?" છઠ્ઠાએ ટાપસી પૂરી.

"કાગડો અને હંસની ચાલ!" સાતમાએ ચિંગારી મૂકી.

"શકલ ચુડ્યલની ને મિજાજ પરીનો!" આઠમો બોલ્યો.

"ભાગ્ય ભીખારીનું ને શાહી કરીનો!" નવમાએ પોકાર કર્યો.

સારાંશ કે, બધાએ મળીને તે બિચારાની એવી તો રેવડી દાણા-દાણ કરી નાખી કે, તેને ભાગતાં ભોંય ભારી થઈ પડી અને હોશ હવાસ હવામાં ઊડી ગયા. આ હાસ્ય વિનોદનો પ્રકાર ચાલતો હતો એટલામાં ઘોડાનાં ટાપાં સંભળાયાં અને બધા શાંત થઈ ગયા. થોડી જ વારમાં અરબી ઘોડાપર સ્વાર અને લશ્કરી પોશાકમાં સજ્જ થએલો સરદાર જુલ્ફિકારખાન તેમની સમક્ષ આવીને ઊભો રહ્યો. સર્વેએ તેને સલામ ભરી. તે પૂછવા લાગ્યો કે;–"કેમ જમાદાર, બધી રી રાખી છે ને?"

"જલ્લાદની તલવાર તૈયાર છે અને કેદીઓનાં માથાં પણ તૈયાર છે." જમાદારે જવાબ આપ્યો.

"ચાલો–સફ સમારીને ઊભા રહો અને જલ્લાદોને મ્યાનમાંથી તલવારો બહાર કાઢવાનો હુકમ આપો. રાત વીતી જાય છે, માટે હવે વિલંબ થવો ન જોઇએ." જુલ્ફિકારે જણાવ્યું.

"કમ્નસીબ કયદીઓ, બેસી જાઓ ગોઠણ મંડીએ અને ગર્દન ઝુકાવો–જલ્લાદો, તમારી તલવારોને મ્યાનમાંથી બહાર ખોલાવો." જમાદારે હુકમ સંભળાવ્યો.

"કાફિરોનું લોહી ચાટવાને તેગ તૈયાર છે–ફકત હુકમની જ વાર છે." જલ્લાદોએ જણાવ્યું.

"ઓ બદનસીબ કાફિરો, જોયો આ તમારી નાફર્માનીનો અંજામ–હવે આ 'દુનિયાને બદલે દોજખ જ થશે તમારો કાયમનો મુકામ! હજી પણ જો માની જાઓ અને સુલ્તાન જીશાનના ફર્માનને તાબે થાઓ, તો બચી શકો એમ છે." જુલ્ફિકારે કહ્યું.

"વધારે બડબડાટ કરવાનું કાંઇ પણ પ્રયોજન નથી. ઓ દોજખી કૂતરા, ધર્મ માટે મરીશું તો અવશ્ય અમે સ્વર્ગમાં નિવાસ કરીશું અને અપ્સરાને વરીશું. ચલાવ તલવાર, રાક્ષસના અવતાર!" વિનયકાંતે ધિક્કાર વર્ષાવીને દૃઢતાથી એ શબ્દો ઉચ્ચાર્યા.

"આ અભિમાન! ઠીક છે–ચાલો તમારા ખુદાની બંદગી કરી લ્યો અને મરવાને તૈયાર થઈ રહો. જલ્લાદો, તૈયાર." જુલ્ફિકારે ક્રૂરતાથી કહ્યું.

"અમારા હૃદયમાં અમારો રામ નિરંતર રમમાણ છે, એટલે તમારે વિલંબ કરવાની અગત્ય નથી." વિનયકાંતે જીવનની આશાનો સર્વથા ત્યાગ કરીને કહ્યું.

"જે ધર્માત્મા છે તેનો નિરંતર સહાયક પરમાત્મા છે." આનન્દસિંહે પણ દૃઢતાદર્શક ઉદ્ગાર કાઢયો.

જલ્લાદોએ તલવાર ઊગામી અને એક જ વારથી તેઓ તેમનાં માથાંને ધડથી જૂદાં કરવાની તૈયારીમાં હતા, એટલામાં સનસનાટ કરતી બે ગોળીઓ આવીને જલ્લાદોના શરીરમાં પેસી ગઇ. એક જલ્લાદ તો તરત આ ફાની દુનિયાને છોડી ગયો અને બીજો ઘાયલ થઇને મરણ તુલ્ય અવસ્થામાં આવી પડ્યો. આ ચમત્કારથી જુલ્ફિકાર અને તેના સિપાહી અજાયબીમાં પડી આમ તેમ જોવા લાગ્યા, પણ કોઈ માનવપ્રાણી તેમના જોવામાં ન આવ્યું. જુલ્ફિકારે આશ્ચર્યથી કહ્યું કે;–

"આ શો ચમત્કાર! અંધારામાં આવો આબાદ ગોળીબાર અને જલ્લાદો ફિનાર! જરૂર કોઈ દુશ્મનનું તૂફાન, અલ્અમાન-અલ્અમાન!!"

"હોશિયાર સરદાર, કહો તો અમે પણ ગોળીબાર ચલાવીએ અને દુશ્મનને ગભરાવીએ." જમાદારે પૂછ્યું.

"પણ ગોળી ચલાવશો કોનાપર? કોઇ ઇનસાન નજરે દેખાય છે? મારા જિગરને તો હવે ખૌફ ખાઈ જાય છે!" જુલ્ફિકારે કહ્યું.

"સરદાર, આટલી આફતથી ગભરાઓ છો-હિંમત હારી જાઓ છો?" જમાદારે તાનો માર્યો.

તેમની આ વાતચીત ચાલતી હતી એટલામાં 'હરહર મહાદેવ' કરતા લગભગ ત્રણસો હિન્દુ સૈનિકો આસપાસની વૃક્ષરાજીમાંથી બહાર નીકળી આવ્યા અને તેમણે આવીને જુલ્ફિકાર તથા તેના સિપાહીઓને ચારે તરફથી ઘેરી લીધા. તે હિન્દુ સૈનિકોના સરદારે મુસલ્માનોને ઉદ્દેશીને પૂછ્યું કે;–"આ બે હિન્દુઓએ તમારો શો અપરાધ કર્યો છે? એમને આમ નિર્દયતાથી ગર્દન મારવાનું શું કારણ છે?"

"એ કારણ વગેરે આપ અમારા આ દિલશેર સરદારના મુખથી જાણી શકશો." જમાદારે જુલ્ફિકાર તરફ આંગળી બતાવીને કહ્યું.

"અમારા સુલ્તાનનું અમને એવું ફર્માન છે. અમે તો ચિઠ્ઠીના ચાકર. એ વિના આ લોકોને ગર્દન મારવાનું બીજું કોઈ અંગત કારણ નથી." જુલ્ફિકારે પોતાના માથાપરથી બલા ટાળવાના ઉદ્દેશથી કહ્યું.

"આ લોકો તમારા હાથમાં કેવી રીતે અને ક્યાંથી આવ્યા?" નકાબપોશ હિન્દુ સરદારે પૂછ્યું.

"એ વિશે હું કાંઈ પણ જાણતો નથી. સુલ્તાને અમને સોંપ્યા અને અમે એમને અહીં લાવ્યા." જુલ્ફિકારે વળી પણ જૂઠાણું ચલાવ્યું.

"એ અસત્યવાદી છે અને જે બોલે છે તે અસત્ય જ બોલે છે. અમને અમારા વનવાસમાંથી પકડી લાવનાર એજ પાપી છે; એટલું જ નહિ, પણ એના પ્રતાપે જ મારી ધર્મપત્ની અત્યારે સુલ્તાનના જનાનખાનામાં કેદ છે." વિનયકાંતે આગળ નીકળી આવીને ખરો ભેદ જણાવી દીધો.

નકાબપોશ હિન્દુ સરદારે વધારે કાંઈ પણ ન બોલતાં તત્કાળ પોતાની તલવારની તીક્ષ્ણ ધારથી જુલ્ફિકારના મસ્તકને શરીરથી ભિન્ન કરી નાખ્યું અને પોતાના સૈનિકોને આજ્ઞા કરી કે;–"આ બધા તરકોને કાપી નાખો. ધ્યાન રાખજો કે, એમનામાંનો એક પણ પાપી છટકી ન જાય; કારણ કે, હજી આપણે એક વિશેષ મહત્ત્વનું

કાર્ય કરવાનું છે. અર્થાત્ જો કોઈ છટકી જશે અને સુલ્તાનની છાવણીમાં આપણા આ વિજયની ખબર પડશે, તો આપણા તે કાર્યમાં વિઘ્ન આવી જશે."

"જેવી આજ્ઞા." કહીને હિન્દુ સૈનિકોએ ધડાધડ મુસલ્માન સિપાહીઓને ખકરાં પેઠે રૈંસી નાખ્યા. જે સિપાહીઓ થોડીવાર પહેલાં મનોરાજ્ય અને વિનોદમાં નિમગ્ન હતા, તેઓ સદાની શાંત નિદ્રામાં સૂઈ ગયા અને તેમનામાંનો એક પણ મનુષ્ય પોતાની આ પાયમાલીના સમાચાર પોતાના પક્ષકારોને સંભળાવવામાટે જીવતો બચી શકયો નહિ. બાજી એકદમ બદલાઈ ગઈ.

એ નકાબપોશ સરદાર તે બીજો કોઇ નહિ, પણ આપણો પરિચિત ભવાનીભદ્ર જ હતો અને પોતાના નિત્યના નિયમ પ્રમાણે તે સુલ્તાનની છાવણીની આસપાસ ભમવા નીકળ્યો તેવામાં આ ઘટના તેના જોવામાં આવી અને વિનયકાન્ત તથા આનંદસિંહના જીવનનું રક્ષણ થઇ ગયું. ભવાનીભદ્રે વિનયકાન્તને ઉદ્દેશીને પૂછ્યું કે;–"તમારી પત્નીને સુલ્તાને પોતાના જનાનખાનામાં કેદી તરીકે ક્યારે–કેટલા દિવસથી રાખી છે?"

"આજે જ." એમ કહીને વિનયકાન્તે પોતાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળીને તેણે કહ્યું કે;–"ચિંતા નહિ. એક બે દિવસમાં જ તે ભ્રષ્ટ થાય, એવો સંભવ નથી. આપણે તેને લાવીશું; પણ એ કાર્યને આવતી કાલપર મુલતવી રાખવું પડશે. કારણ કે, કોઇ પ્રબળ યુક્તિ વિના આપણો હેતુ સિદ્ધ થઇ શકે તેમ નથી. ધૈર્યનું અવલંબન કરો અને ઇશ્વરમાં વિશ્વાસ રાખો. તેણે શત્રુના આઘાતમાંથી જેમ તમારો ઉદ્ધાર કર્યો છે, તેવી જ રીતે તમારી પત્નીનો પણ ઉદ્ધાર કરશે જ."

"મારો ઇશ્વરમાં તેમ જ તમારા વચનમાં દૃઢ વિશ્વાસ છે. પણ મારા ઉપકારક મહાશય, આપ કોણ છો તે કૃપા કરીને જણાવશો?" વિનયકાન્તે પોતાના મનની આકાંક્ષાને વ્યક્ત કરીને પૂછ્યું.

"હું ચાંપાનેરના વીર શિરોમણિ ચહુઆણકુલતિલક રાજા જયસિંહનો એક સેનાપતિ છું અને નિશા સમયે દુર્ગમાંથી બહાર નીકળી મુસલ્માનોના અત્યાચારથી પીડાતા હિન્દુ પ્રજાજનોને બચાવવા અને સુલ્તાનના ગુપ્ત ભેદોને જાણી તેની પાયમાલી કરવી એ જ કર્ત્તવ્ય છે. તમે મારી સાથે પાવાગઢમાં ચાલો એટલે કોઇ પણ પ્રકારનો ભય રહેશે નહિ." ભવાનીભદ્રે ઉત્તર

"પરંતુ પાવાગઢમાં આવવાનો અમારો વિચાર નથી અને એમાં એક ગુપ્ત રહસ્ય સમાયલું છે. અમને કોઈ બીજા સ્થાનમાં રાખો, તો વધારે સારું." વિનયકાન્તે કહ્યું.

"વિનયકાન્ત, હું તમને સારી રીતે ઓળખું છું અને તમે ચાંપાનેરના રાજાના કિલ્લામાં શા માટે આવવા નથી ઇચ્છતા તેના રહસ્યને પણ જાણું છું; પણ ચિન્તા ન રાખશો—હું તમને ગુપ્ત અને નિર્ભય સ્થાનમાં રાખીશ કે જ્યાં તમારા એક વાળને પણ ઇજા નહિ પહોંચે. અત્યારે મારી વધારે ઓળખાણ ન માગશો. યોગ્ય સમય આવતાં પોતાની મેળે જ મને તમે ઓળખશો અને તે વેળાએ અંતઃકરણપૂર્વક ધન્યવાદ પણ આપશો." ભવાનીભદ્રે તેને આશ્વાસન આપ્યું.

"મિત્ર વિનયકાન્ત, આ વીર પુરુષના વચનમાં વિશ્વાસ રાખો અને એમની સાથે ચાલો. એમના સાહાય્યથી અલકનંદાને પણ તમે મેળવી શકશો." આનંદસિંહે કહ્યું.

"હું તમો સર્વની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાને સંમત છું." વિનયકાન્તે અનુમતિ દર્શાવી.

તે સર્વ પાવાગઢ ભણી ચાલવા લાગ્યા. ભવાનીભદ્રે પોતાના સૈનિકોને સંબોધીને કહ્યું કે;–"દુર્ગના દ્વાર ભણી થઇને ચાલો; કારણ કે, ત્યાંની ખબર કાઢવાને આપણે માણસો મોકલ્યા છે તેઓ કદાચિત્ આપણી વાટ જોતા હશે અને શત્રુઓની શી હીલચાલ છે એ પણ આપણે જોવું જોઇએ."

તેઓ પોતાના નેતાની આજ્ઞાને માન આપી દુર્ગના દ્વારની દિશામાં વળ્યા અને અંધકારને ભેદીને ચાલવા લાગ્યા. તેમના કેટલેક અંતરે નીકળી ગયા પછી કોઇ બે માણસો સ્હામે આવતા તેમને દેખાયા. તેઓ ભવાનીભદ્રના જ માણસો હતા. તેમણે કહ્યું કે;–"અમે દુર્ગદ્વારની આસપાસ તપાસ કરીને પાછા ફરતા હતા, તે વેળાએ કોઇ બે મુસલ્માન સૈનિકો કિલ્લાના દરવાજા તરફ જતા અમારા જોવામાં આવ્યા. અમે તેમની પાછળ પડવાનો વિચાર કરતા હતા, એટલામાં તેઓ અમારી દૃષ્ટિથી અદૃશ્ય થઇ ગયા અને અમે નિરુપાય થયા. પણ અમારી ધારણા પ્રમાણે તેઓ એટલામાં જ ક્યાંક હોવા જોઇએ."

"ચિંતા નહિ. ચાલો, જો તેઓ એટલામાં જ હશે, તો તો આપણે તેમને ગમે ત્યાંથી ગમે તેમ કરીને પણ શોધી કાઢીશું; કારણ, આ પ્રદેશમાંનું કોઇ પણ સ્થાન આપણાથી અજ્ઞાત નથી. પ્રભુ દેવી ભદ્રકાળી આપણાં મદદગાર છે, તો શત્રુઓ આપણા હાથછટકીને ક્યાં જનાર છે!" ભવાનીભદ્રે કહ્યું.

તેઓ ત્યાંથી ઉતાવળે પગલે ચાલતા કિલ્લાની આસપાસના પ્રદેશમાં આવીને તે બે મુસલ્માનોનો શોધ ચલાવવા લાગ્યા. કિલ્લાની આગળ મોટી ખાઇ હતી અને તેમાં અત્યારે પાણી ઓછું હતું. તે પાણીમાંથી કોઇ બે મનુષ્યો ચાલીને કિલ્લા તરફ જતા હોય, એવો ભવાનીભદ્રને મંદ આભાસ થયો. તેણે પોતાના તમંચાને કાઢી હવામાં એક ગોળીબાર કર્યો અને પોકાર કરીને કહ્યું કે;–"ખાઇમાં ચાલનાર જે હો તે પાછા ફરો અને મારી પાસે આવો. નહિ તો આ ક્ષણે જ મરી જશો, ખાઇમાંથી ઉતરી જવાને બદલે આ જગતને પરહરી જશો."

તે બે અજ્ઞાત મનુષ્યો સ્તબ્ધ થઇને ઊભા રહ્યા.

---

## એકત્રિંશ પરિચ્છેદ.

### ભદ્રસિંહનો ભેદ.

ભવાનીભદ્રે તે બે અજ્ઞાત મનુષ્યોના આગમનની વાટ ન જોતાં માણસોને આજ્ઞા આપી કે;–"ચાર વીર જાઓ અને તેમને પકડીને અહીં લઇ આવો."

આજ્ઞા પ્રમાણે ચાર સૈનિકો ખાઇમાં ઉતરી ગયા અને ત્યાર પછી તેણે પુનઃ પોતાના સૈનિકોને નવીન આજ્ઞા કરી કે;–"આ વિનયકાંત અને આનંદસિંહ દુષ્ટ તરકડાઓના અત્યાચારથી પીડાયલા અને શ્રમિત થએલા હશે, માટે તમારામાંના પચીસ સૈનિકો આ ક્ષણે જ જવાને તૈયાર થાઓ અને આપણા ગુપ્ત માર્ગદ્વારા એમને કારાગૃહમાં લઇ જાઓ. ત્યાં એમને ખાનપાન અને શયન સ્થાન આદિની યોગ્ય વ્યવસ્થા કરી આપો, એટલામાં અમે પણ આવી પહોંચીશું."

તે ક્ષણે જ પચીસ સૈનિકો વિનયકાંત અને આનંદસિંહને સાથે લઇને ત્યાંથી પ્રયાણ કરી ગયા.

થોડીવારમાં જ પ્રથમ ખાઇમાં ઉતરેલા ચાર સૈનિકો તે બે અજ્ઞાત મનુષ્યોને ચતુર્ભુજ કરીને લઇ આવ્યા અને ભવાનીભદ્ર સમક્ષ હાજર કરી દીધા. ભવાનીભદ્રે તેમને કરડાકીથી પૂછ્યું કે;–"તમે કોણ છો અને આવી અંધારી રાતે ખાઈ ઉતરીને કિલ્લાના દરવાજા તરફ જવાનું શું કારણ છે, તે ખરેખરું જણાવો. ખોટું બોલશો, તો માર્યા જશો."

"અમે કોણ છીએ તે જાણવાની તમને શી જરૂર છે? જેવા તમે માણસ છો, તેવા જ અમે પણ માણસ છીએ. અમે પાવાગઢના નિવાસી છીએ એટલે કિલ્લાના દરવાજા તરફ ન જઇએ, ત્યાં જઇએ વારૂ?" તેમાંના એકે કહ્યું.

નથી. આ તત્ત્વનો એ પ્રેમઘેલીના સંબંધથી મને પ્રત્યક્ષ પરિચય થયો. એ પ્રેમઘેલી પ્રમદાદ્વારા એવી એવી છુપી વાતો મારા જાણવામાં આવતી હતી કે, જે વાતો બીજા કોઈ પણ સ્થાનમાંથી મળવી સર્વથા અશક્ય હતી. આજના મારા સાહસમાં મને જે વિજય મળ્યો છે, તે પણ એ પ્રેમી પ્રમદાનો જ પ્રતાપ છે. હું જ્યારે છેલ્લીવાર અમદાવાદ ગયો હતો, તે વેળાએ ઉષઃકાળમાં સાભ્રમતી નદીના તીર પ્રાંતમાં મારો તેની સાથે મેળાપ થયો હતો અને એક માસ પછી મળવાનો મેં તેને વાયદો કર્યો હતો. પરંતુ કેટલાંક અગત્યનાં બીજાં રાજકાર્યોમાં રોકાઈ જવાથી વાયદા પ્રમાણે મારાથી ત્યાં જઈ શકાયું નહિ. આજે અચાનક એવો વિચાર થયો કે, સુલ્તાનની છાવણીની ચર્ચા પણ જોવી અને એ મનોહારિણીના મેળાપનો લાભ પણ લેવો. હું સંધ્યાકાળે જ મુસલ્માનનો વેશ ધારણ કરી દરવાજો ઊઘડાવીને બહાર નીકળી પડ્યો. અમો ગુપ્તચરોને દરવાજો ખોલાવી ગમે તે વેળાએ બહાર જવા આવવાની છૂટ હોય છે, એ તો તમો જાણો જ છો. ફરતો ફરતો લગભગ એક પ્રહર રાત્રિ વીતી ગયા પછી હું છાવણીમાંના સુલ્તાનના જનાનખાનાવાળા તંબૂ પાસે જઈ પહોંચ્યો.

"ત્યાં આમતેમ ફરતાં ફરતાં મેં એક પ્રકારની સાંકેતિક સીટી વગાડી કે જેનો ભાવાર્થ તે મારી આશક સારી રીતે સમજી શકતી હતી. થોડીવારમાં જ તે તંબૂમાંથી બહાર નીકળી આવી અને અમે જરાક દૂર એકાંત સ્થાનમાં ચાલ્યાં ગયાં. પ્રેમ અને રાજપ્રપંચની અનેક વાર્ત્તાઓ થતાં થતાં તેના મુખથી મારા જાણવામાં આવ્યું કે, એક આર્ય અબળાને તે જ દિવસે સુલ્તાનના જનાનખાનામાં રાખવામાં આવી હતી અને તે અનાથ અબળાને મુસલ્માન બનાવવાનો સુલ્તાનનો નિર્ધાર હતો. કોઈ પણ રીતે એ અબળાનો મુસલ્માનોના અત્યાચારમાંથી ઉદ્ધાર કરવો, એવી આકાંક્ષાનો મારા હૃદયમાં અચાનક ઉદય થયો. પણ એ કાર્ય મારી દિલજાનની મદદ વિના થવું અશક્ય હોવાથી મેં તેને કોઈ રીતે મારા પક્ષમાં લેવાનો યત્ન આદર્યો. મેં તેને કહ્યું કે;–"મારા દિલના ટુકડા, એ હિન્દુ ઔરતને જો આપણે આ આફતમાંથી બચાવીએ, તો આપણને ઘણો જ સવાબ થાય એમ છે; એટલું જ નહિ, પણ એથી આપણે પાંચ પૈસાનું મોઢું પણ જોઈ શકીશું."

"ના–આવી વાત ન કરશો. એને બચાવવા જતાં ક્યાંક આપા જાનપર બની આવશે. વળી મને એ વાતનો વધારે ડર છે કે, તમે જો જોશો, તો શુદ્ધિ ખોશો, મને ભૂલી જશો અને તેના થશો. કારણ કે તે નૌજવાન છે, મારા કરતાં વધારે હસીન છે અને પરીશાન છે.

આ સોદો તો ભારી પડી જાય, ક્યાંક મારો માશૂક મારાથી જૂદો થઈ જાય!" તે દિલબરે સ્ત્રીના સ્વભાવને અનુસરીને પોતાનો ભય દર્શાવ્યો.

"મારી દિલજાન, આ તારો ખિયાલ છે ખામ–તને ખબર છે કે, આ કામથી મેં શો ધાર્યો છે અંજામ? સાંભળ, ચાંપાનેરના રાજાએ એક એવી મનાદી ફેરવી છે કે, કોઈ પણ હિન્દુઅબળાને જે કોઈ મુસલ્માનોના અત્યાચારથી બચાવશે અને સહીસલામત પાવાગઢમાં લાવશે; તેને બે હજાર ટકા ઇનામ આપવામાં આવશે." મેં કપોળ કલ્પિતવાર્ત્તાનો ઉચ્ચાર કર્યો.

"પણ પૈસાને ખાતર મારે મારા આકા સુલ્તાન સાથે થવું બે ઇમાન?" તે નાજનીને સવાલ કર્યો.

"એમાં બેઇમાની શાની મારી જિગરજાન? તે પણ ઔરત છે અને તું પણ ઔરત છે, એટલે ઔરતને આફતના વખતમાં પોતાથી બનતી મદદ આપવી એ ઔરત જાતની ફર્જ છે. સમજ કે, તું મુસલ્માન ઔરત છે અને તારાપર જો કોઈ હિન્દુ રાજા આવો જુલમ કરે, તો તારા દિલમાં લાગી આવે ખરું કે નહિ? પોતાનો મજહબ સહુને પ્યારો હોય છે. એ ઔરતને બચાવવાથી એક તો સારી દુઆ અને સવાબ હાસિલ થશે અને વળી પૈસા મળવાથી જ્યારે આપણે પરણીને ઘર માંડીશું, ત્યારે આપણો સંસાર આનંદથી ચાલશે. આ દુનિયામાં પૈસા જેવી સુખ આપનારી બીજી કોઇ પણ ચીજ નથી. લોકો ગુનાહ કરીને પણ પૈસા મેળવે છે, તો આપણે એહસાન કરીને પૈસા શા માટે ન મેળવવા?" મેં તેની દલીલને તોડી નાખતાં કહ્યું.

"મારી આવી દલીલોથી તેનું કોમળ હૃદય પીગળી ગયું અને તે મારી ઇચ્છાને આધીન થઈ. તે ત્યાંથી ગઈ અને લગભગ અર્ધ પ્રહર પછી તે આપત્તિમાં આવી પડેલી આર્ય અબળાને મુસલ્માન સિપાહીના પોશાકમાં પોતાની સાથે લઇ આવી. તેનો હાથ મારા હાથમાં સોંપીને તેણે કહ્યું કે;—

"લ્યો આ ચાંપાનેરના રાજાની અમાનત. એમને પાવાગઢમાં પહોંચાડી આવો અને ઇનામ લાવો."

"પણ આ પોશાક તેં ક્યાંથી મેળવ્યો અને ચોકી પહેરામાંથી આટલી ઉતાવળે એ બાઇને તું કેમ કરીને લાવી શકી?" મેં આશ્ચર્યથી પૂછ્યું.

"મારો એક ભાઈ આ ફોજમાંનો સિપાહી છે, તેનો પોશાક લાવી અને ત્યારપછી આ બાઇને તંબૂમાં જઇને તમારી બધી વાત સંભળાવી. પહેલાં તો એણે ઘણી શંકાઓ દર્શાવી, પણ અંતે મારી વાત

એના માનવામાં આવી, અને એણે મારી સાથે આવવાની ઇચ્છા બતાવી. સારું થયું કે, અત્યારે એના તંબૂમાં એક બુજર્ગ દાયા વિના બીજી કોઇ પણ લૌંડી હતી નહિ. તે દાયા ગાઢ નિદ્રામાં પડેલી હોવાથી હું મારી કોશિશમાં ફાવી." તેણે સંક્ષેપમાં પોતાનો વૃત્તાંત કહી સંભળાવ્યો.

"શાબાસ, મરહબા, આફ્રીન્!" મેં તેને ધન્યવાદ આપ્યો.

"એટલામાં તે બાઇએ મને કંપિત સ્વરથી પૂછ્યું કે;—

"ભાઇ, આપ મને ક્યાં લઇ જવા ધારો છો? પ્રભુથી ડરીને મારી સાથે દગાબાજી ન કરશો. હું નિરાધાર નારી છું, માટે બળાત્કારનો યત્ન ન આદરશો."

"બાઈ, તમે મારાં ધર્મભગિની છો, માટે મારા તરફનો કશો પણ ભય ન રાખશો. નિશ્ચિન્ત થઇને આ તમારા ધર્મબંધુ સાથે ચાલો—પ્રભુ સર્વ સારાં વાનાં કરશે." મેં આશ્વાસન આપ્યુ.

"આપ મુસલ્માન હોવા છતાં આવી શુદ્ધ ભાષા બોલો છો, એથી મને આશ્ચર્ય થાય છે." તે બાઇએ શંકા દર્શાવી.

"બ્હેન, હું હિંદુઓના વિશેષ સહવાસમાં આવેલો છું, એટલે મારી આવી ભાષા હોય એ સર્વથા સ્વાભાવિક જ છે." મેં ઉત્તર આપ્યું.

"મેં એ નિરાધાર અબળાને ભગિની કહીને બોલાવી એથી મારી આશક દિલારામના દિલમાંનો શક દૂર થયો અને આ બાઇનો પણ મારા વચનમાં વિશ્વાસ બંધાઇ ગયો. મેં અને આ બાઇએ જ્યારે ત્યાંથી ચાલવા માંડ્યું, ત્યારે શુભ વાંચ્છના દર્શાવતી મારી દિલબરે કહ્યું કે;— "જાઓ, પ્યારા, ખુદા હાફિજ!" તેને મેં આશ્વાસન આપ્યું અને ત્યારપછી અમો બન્નેએ પ્રયાણ કર્યું. જો છાવણીના બહારના ભાગમાંથી જઇએ તો અહીં આવતાં સૂધીમાં લગભગ અમને દોઢ ગાઉનો ચક્કર ખાવો પડે એમ હોવાથી અમે છાવણીની વચ્ચેથી જ ચાલ્યાં. છાવણીમાંનો આજની રાતનો ખુફિયાલફ્જ—ગુપ્ત સંકેત—મારી પ્યારીએ અમને જણાવી દીધેલો હોવાથી ભય રાખવાનું કાંઈ પણ કારણ હતું નહિ. રાત્રિના સમયનો છાવણીનો દેખાવ વિલક્ષણ હતો. કેટલાક સૈનિકો આનંદથી નિદ્રાનો આસ્વાદ લેતા કોઈ તંબૂમાં તો કોઈ વૃક્ષોતળે તો કોઈ ખુલ્લા મેદાનમાં પડ્યા હતા; કેટલાકો ભાંગ, ગાંજા અને તંબાકુના રંગમાં લીન હતા; કેટલાકો નાના પ્રકારનાં તાલ અને સ્વરના નિયમથી રહિત ગાયનો લલકારવામાં ગિલ્તાન હતા; કેટલાકો બીજાઓની નિંદા કરીને પોતાના મનને સંતોષ આપતા હતા અને કેટલાકો ભાવિ વિજયની [illegible]ઓ કરી ભારી લૂટ મેળવવાની આશાથી પોતાના હૃદયના સંતાપને કાપતા હતા. એક સ્થળે તો કેટલાક રંગીલા સૈનિકોએ એક

વેશ્યાને બોલાવી નચાવવાનો સમારંભ કર્યો હતો, અને તેનાપર તેઓ ટંકાની વૃષ્ટિ વર્ષાવતા જોવામાં આવતા હતા. સાધારણતઃ માનવજીવન ક્ષણભંગુર છે અને તેમાં પણ સૈનિકોનું જીવન વિશેષ ક્ષણભંગુર અને અશાશ્વત હોવા છતાં પણ તેઓ મોહને વશ થઈ ક્ષણિક આનન્દમાં કેવા લુબ્ધ થઈ જાય છે, એનો મને આજે પ્રત્યક્ષ અનુભવ થયો. અમે આગળ અને આગળ ચાલ્યાં—માત્ર બે ત્રણ સ્થળે અમને ગુપ્ત સંકેત પૂછવામાં આવ્યો અને તે અમે કહી સંભળાવ્યો, એટલે કોઈ વિઘ્ન ન આવ્યું અને અમે નિર્વિઘ્ન છાવણીમાંથી બહાર નીકળી પાવાગઢની દિશામાં ગમન કરવા લાગ્યાં. છાવણીને કેટલાક અંતપર મૂકી આવ્યા પછી આ બાઈએ મને પૂછ્યું કે;—

"ભાઈ, તમે મને પાવાગઢના રાજા પાસે લઇ જવા માગો છો કે ?"

"જી હા," મેં તેના મનોભાવને જાણવાના ઉદ્દેશથી કહ્યું.

"આના બદલામાં રાજા તમને બે હજાર ટંકાનું ઇનામ આપવાનો છે કે ?" તેણે પૂછ્યું.

"જી હા." મેં તે જ ઉત્તર આપ્યું.

"પણ ભાઈ, જો તમે મને રાજા પાસે લઇ જશો, તો એક આપત્તિમાંથી બચાવીને બીજી આપત્તિમાં નાખ્યા જેવું જ થશે. કારણ કે, રાજા મારો અને મારા સમસ્ત પરિવારનો શત્રુ છે. માટે લ્યો આ મારો મૌક્તિક હાર, એની કીંમત ચાર હજાર ટંકાની છે; અને મને અહીંથી જ જવા દો. મારા પતિને મરણની શિક્ષા કરવામાં આવી છે, એટલે હું પણ આત્મહત્યા કરીને મરી જઇશ. મને મુસલ્માનોના હાથે ભ્રષ્ટ થતી. તમે બચાવી તે માટે તમારો હું અતિશય આભાર માનું છું અને આશીર્વાદ આપું છું કે, તમારું સદા સર્વદા કલ્યાણ થાઓ !" આ બાઈ એ વચનો ઉચ્ચારતાં જ રડી પડી.

"મારા મનમાં દયા આવવાથી મેં મારો ભેદ એ સુશીલ સુંદરીને જણાવી દીધો અને આશ્વાસન આપ્યું કે;—"હું તમને અત્યારે મારે ત્યાં જ મારી ભગિની તરીકે રાખીશ અને તમારા પતિને શોધવાનો યત્ન કરીશ. જો તમારા પતિના મરણનો નિશ્ચય થાય, તો પછી તમારે જે કરવું હોય તે કરજો." આ બાઇને મેં ચાંપાનેરમાં કયાંક જોઇ હોય, એવો મને ભાસ થયા કરે છે, છતાં યથાર્થ સ્મરણ થઇ શકતું નથી. અદ્યાપિ મેં એનું નામ પણ પૂછ્યું નથી અને એની જ્ઞાતિ કિંવા એના કુટુમ્બ વિશેની પણ પૃચ્છા કરી નથી. અમે દુર્ગના દ્વાર પાસે પહોંચવાની અણીપર હતાં, એટલામાં તમે અમને અટકાવ્યાં. અહીં મારા વૃત્તાંતની સ. છે." ભદ્રસિંહે પોતાના સાહસમય વૃત્તાંતની સમાપ્તિ કરીને

"ભદ્રસિંહ, આજનું આ તમારું સત્કૃત્ય તમારા નામ પ્રમાણે ભદ્ર છે, અને હું તમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપું છું. જે વેળા તમારા મુખને જોવા માટે મશાલ સળગાવવામાં આવી, તે વેળાએ એ પુરુષ નહિ, પણ પ્રમદા છે, એ હું જાણી ગયો હતો. એ સાધ્વી સ્ત્રીને તમે બરાબર નથી ઓળખી શક્યા, પણ હું બરાબર ઓળખી ગયો છું. એ સુંદરીને પોતાને, એના પિતૃપક્ષને અને શ્વસુરપક્ષને પણ હું સારી રીતે જાણું છું. ભદ્રસિંહ, હવે તમારે દુર્ગના દ્વાર પ્રતિ જવું હોય, તો ભલે જાઓ અને આ બાઇને અમારા આશ્રયમાં જ રહેવા દો. જેમ એ તમારી ધર્મભગિની છે, તેમ મારી પણ ધર્મભગિની છે, માટે કોઈ પણ પ્રકારની શંકાને મનમાં સ્થાન ન આપશો. તેમ જ એ બાઇના કુટુંબ સાથે રાજાનો વૈરભાવ હોવાથી એના વિશેની આ વાર્ત્તા કોઇને પણ ન જણાવશો. હાલ તરત આ ભેદને જાળવી રાખવામાં જ એ અબળાનું નિર્ભયત્વ અને હિત સમાયલું છે." ભવાનીભદ્રે સૂચના કરી.

"તમારામાં મારો પૂર્ણ વિશ્વાસ છે, માટે તમારી ઇચ્છામાં જેમ આવે તેમ કરો. મારો કાંઈ પણ વાંધો નથી." ભદ્રસિંહે કહ્યું.

"વીર પુરુષોનો સ્વભાવ આવો જ હોય છે. તમે ખરેખરા વીર પુરુષ છો અને વીર જનનીના દુગ્ધને દીપાવનાર છો." ભવાનીભદ્રે તેની પ્રશંસા કરી.

ભદ્રસિંહ પ્રણામ કરીને ચાલતો થયો. તેના જવા પછી ભવાનીભદ્રે સૈનિકોને આગળ ચાલવાની આજ્ઞા કરી અને પોતે તે પુરુષવેશધારિણી અબળા સાથે જરાક પાછળ રહીને ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેણે કહ્યું કે;–"બ્હેન તમારા પતિ વિનયકાન્ત જીવતા છે અને ક્ષેમકુશળ છે; માટે એ વિશે હૃદયમાં કશો પણ સંતાપ કરશો નહિ."

"આ મારા શોકના શમન માટેનું મિથ્યા આશ્વાસન તો નથીને?" અલકનન્દાએ પૂછ્યું. એ અબળા અલકનન્દા જ હતી, એ નવીનતાથી જણાવવાની અગત્ય નથી, કારણ કે, વાચકો એ ઘટનાથી પરિચિત છે.

ભવાનીભદ્ર અલકનન્દાના પ્રશ્નનું ઉત્તર આપવા જતો હતો, એટલામાં એક ગોળી સનસનાટ કરતી તેના માથાપરથી પસાર થઈ ગઈ અને ગોળીબારનો જે અવાજ થયો, તેણે સર્વને ચકિત કરી નાખ્યા.

"અવશ્ય શત્રુપક્ષના મનુષ્યો આટલામાં હોવા જોઇએ. આપણે ભયમાં છીએ, માટે તપાસ ચલાવો; પણ તે પહેલાં આ બાઇને થોડાક માણસો લઇ જાઓ અને આપણા સ્થાનમાં પહોંચાડો." ભવાનીભદ્રે કહ્યું.

દશબાર મનુષ્યો અલકનન્દાને લઇને ચાલતા થયા અને બીજાઓ ...ધ ચલાવવા લાગ્યા. જેણે ગોળીબાર કર્યો હતો ... ને ...

પોતાનું મોત ચેતીને અંધારામાં નાઠો, પણ એક ઝાડીમાં પેસતાં ખખડાટ થયો અને ત્યાં જ ભવાનીભદ્રના માણસો પણ આવી લાગેલા હોવાથી તે તેમના હાથમાં સપડાઈ ગયો. તેને પકડીને સૈનિકો ભવાનીભદ્ર આગળ લઇ આવ્યા. મશાલ પુનઃ સળગાવવામાં આવી અને તેના પ્રકાશે તેને રમણચંદ્ર તરીકે તરત ઓળખાવી દીધો.

"રમણચંદ્ર, હું તમારો શત્રુ નથી અને અત્યાર સુધીમાં મેં કોઈ પણ પ્રકારે તમારું અહિત કર્યું નથી; છતાં આવી નીચતાથી મારા પ્રાણ લેવાનો તમે પ્રયત્ન શામાટે કર્યો, એના રહસ્યને હું સમજી શકતો નથી." ભવાનીભદ્રે તિરસ્કારદર્શક મુદ્રાથી શાંત વચનો ઉચ્ચાર્યાં.

"કદાચિત્ ભવિષ્યમાં તમે કોઈ દિવસ પણ મારાં પાપ કર્મ અને વિનાશક પ્રપંચોનો સ્ફોટ કરશો, તો મારો સર્વ નાશ થશે અને પ્રતિશોધની આશા મનમાં જ મરી જશે; એટલા માટે જ મેં તમારા પ્રાણનાશનો પ્રયત્ન આદર્યો હતો." રમણચંદ્રે દૃઢતાથી કહ્યું.

"પણ તમારા પ્રપંચોનો સ્ફોટ ન કરવાનું મેં તો વચન આપ્યું હતું અને તમને મને યોગ્ય લાગ્યો તે એક મિત્ર તરીકે ઉપદેશ આપ્યો હતો. તો પછી આ દ્વિગુણિત પાપમાં પડવાનું શું કારણ હતું વારુ?" ભવાનીભદ્રે પૂછ્યું.

"આવા સમયમાં તમારા જેવા એક અજ્ઞાત અને રાજભક્ત પુરુષના વચનમાં મારા જેવો એક પ્રપંચપરાયણ પુરુષ વિશ્વાસ રાખે અને પોતાની નિર્ભયતાનો માર્ગ નિષ્કંટક ન કરે, એ રાજનીતિથી વિરુદ્ધ અને વિનાશક પદ્ધતિ કહી શકાય." રમણચંદ્રે કહ્યું.

"તમે રાજનીતિજ્ઞ કદાચિત્ હશો, પણ શૂરવીર પુરુષ તો નથી જ, એમ તમારાં આ અવિશ્વાસદર્શક વચનોથી સ્પષ્ટ સિદ્ધ થાય છે; કારણ કે, શૂરવીર પુરુષો તો શત્રુના વચનમાં પણ વિશ્વાસ રાખતાં અચકાતા નથી." ભવાનીભદ્રે નિર્ભર્ત્સના કરી.

"અને તેથી જ તેમનો સત્વર વિનાશ થાય છે." રમણ બોલ્યો.

"વિનાશ તો સંશયાત્માનો જ થાય છે અને તમે અત્યારે અમારા પંજામાં સપડાયા છો, એ એનું પ્રત્યક્ષ ઉદાહરણ છે. અમે ધારીએ, તો તમારો નાશ કરવામાં શો વિલંબ લાગે વારુ?" ભવાનીભદ્રે પ્રતિવાદ કર્યો.

"અપવાદથી સિદ્ધાંતને બાધા થતી નથી કિન્તુ પુષ્ટિ જ મળે છે. તમારા નાશમાં વિલંબ કર્યો એ જ અત્યારે તમારા હ સપડાઇ જવાનું કારણ છે. જો તત્કાળ તમારું કાસળ

હોત, તો આજે આ પ્રસંગ ન આવત." રમણચંદ્રે પોતાના વિચારમાં દૃઢ રહીને કહ્યું.

"રમણચંદ્ર, તમારો એવો નિશ્ચય થયેલો છે કે, ભવાનીભદ્ર હવે મને જીવતો તો છોડવાનો નથી જ, અને તેથી જીવપર ઉદાર થઇને જ પોતાના નિર્બળ પક્ષનું દુરાગ્રહવડે તમે સમર્થન કરો છો. અર્થાત્ એ તમારા હૃદયમાંથી નીકળતા સત્ય ઉદ્દગારો નથી. તમારા હૃદયમાં તો પશ્ચાત્તાપ થતો જ હશે, પણ મરણને સમક્ષ આવેલું જાણીને તે પશ્ચાત્તાપને વ્યક્ત ન કરતાં બળાત્કારે લાવેલી વીરતા બતાવીને જ તમે મરવાનો નિર્ધાર કરેલો હોય, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. કારણ કે, તમારા હૃદયકંપનો ધ્વનિ મારાં શ્રવણોમાં આવી અથડાય છે." ભવાનીભદ્રે કલ્પના સૃષ્ટિનું દર્શન કરાવ્યું.

"મારાપરનો આ આક્ષેપ અસત્ય છે. ચલાવો તલવાર અને પૂરો કરો તમારા બકબકાટનો વ્યાપાર!" રમણચંદ્રે કંટાળો બતાવીને કહ્યું.

"તમારા જેવા એક પાપાત્માના શરીરપર તલવાર ચલાવું, તો મારી તલવાર પણ અપવિત્ર થાય, એટલા માટે હું તમને અત્યારે જ મારવા નથી ઇચ્છતો. યુદ્ધની સમાપ્તિ પર્યન્ત તમને કારાગૃહમાં રાખવામાં આવશે અને ત્યાર પછી મહારાજા પોતે જ તમને પોતાની ઇચ્છા પ્રમાણેની શિક્ષા ફર્માવશે." ભવાનીભદ્રે ભયનો ભાસ કરાવ્યો, અને પોતાના સૈનિકોને તે કાંઇ પણ બોલે તે પહેલાં જ આજ્ઞા કરી કે:- "આ બંદિવાનને કારાગૃહમાં લઈ જઇને એક ન્હાની કોટડીમાં કેદ કરો અને સખ્ત ચોકી પહેરો રાખો. ખબરદાર, અશ્વપરીક્ષક રમણચંદ્ર આપણા કારાગૃહમાં છે, એની યુદ્ધની સમાપ્તિ થતાં સૂધી કોઇને પણ જાણ થવા ન પામે. ચાલો."

ભવાનીભદ્ર અને તેના સૈનિકોને પોતાના રાત્રિગત કાર્યક્રમની સમાપ્તિ કરી પાછા ગુપ્ત માર્ગદ્વારા પોતાના સ્થાનમાં જતાં નિત્ય કરતાં આજે વિશેષ વિલંબ થયો હતો. ઉષાના પ્રકાશનો વિસ્તાર થવા માંડ્યો હતો, પણ સદ્દભાગ્ય યોગે સ્મશાનભૂમિમાં કોઇ મનુષ્ય પ્રાણી ન હોવાથી તેમનો ભેદ કોઇના જોવામાં ન આવ્યો અને તેઓ પોતાના સ્થાનમાં પહોંચી ગયા. ભાગ્યની વિચિત્ર ગતિ અત્યારે તો વિનયકાંત, અલકનન્દા, આનન્દસિંહ અને રમણચંદ્રને એક જ કેન્દ્રમાં ખેંચી ગઇ હતી પણ તેઓ એકબીજાંને મળ્યાં કે નહિ અને ભદ્રકાળીનો સંયોગ થયો કે નહિ, એ વિશે અદ્યાપિ શંકા જ છે. ભવાનીભદ્રે કારાગૃહમાં આવી પોતાના અતિથિઓની યોગ્ય વ્યવસ્થા કરી અને મધ્યાહ્ન સમયે નિદ્રા વિશ્રાંતિનો ઉપભોગ લઈ સંધ્યાકાળે પુન; પોતાના કામપર જવાની

તૈયારી કરી. તેણે સૈનિકોને બોલાવીને કહ્યું કે;–"બાંધવો, સુલ્તાનના માણસોએ સુરંગ ખોદવાનું કામ ઝપાટાથી ચલાવવા માંડ્યું છે. ગઈ રાતે અચાનક બનેલા બીજા બનાવોમાં રોકાઇ જવાથી એ વિશેની આપણે કશી ભાળ મેળવી શકયા નથી. માટે આજે જીવના જોખમે પણ એની ભાળ મેળવવાની છે. આજે પ્રાણનાશનો પ્રસંગ છે, માટે ઈશ્વરનું સ્મરણ કરીને જ બહાર નીકળજો."

"જો અમારા પ્રાણનાં બલિદાનથી સ્વદેશજનનીનો ઉદ્ધાર થતો હોય, તો અમને જીવનની કશી પણ દરકાર નથી." સર્વેએ ગગનભેદક ધ્વનિથી કહ્યું.

"હર હર મહાદેવ!" ભવાનીભદ્ર બોલ્યો.

તેના તે શબ્દોનો પ્રત્યુચ્ચાર કરીને સર્વ સૈનિકો ઉત્સાહપૂર્વક ગુપ્ત માર્ગમાં પ્રવિષ્ટ થયા.



## દ્વાત્રિંશ પરિચ્છેદ.

### બેગડાનો છેલ્લો નિશ્ચય.

**પો**તાની ધારણા પ્રમાણે **ભ**વાનીભદ્રે તે જ રાતે અચાનક સુરંગ ખોદનારા મુસલ્માન સૈનિકોપર ભયાનક આક્રમણ કરીને લગભગ પાંચસો મુસલ્માનોનો ધાણ કાઢી નાખ્યો. જો કે એ વેળાએ **ભ**વાનીભદ્રના સૈનિકોની સંખ્યા ત્રણસો કરતાં વધારે નહોતી, તોપણ તેનો વિજય થયો એનું કારણ એ હતું કે, સુરંગ ખોદવાનું કેટલુંક કામ થઇ ગયેલું હોવાથી લગભગ બસેંથી અઢીસેં મુસલ્માનો સુરંગના અંદરના ભાગમાં દારુગોળો ગોઠવવાના તથા બીજા કામોમાં રોકાયલા હતા અને જેઓ બહાર હતા તેઓ બેપરવાઇથી હથીયારોને દૂર મૂકી હુક્કા પાણીના રંગમાં અને ગપાટાના જંગમાં ગિલ્તાન થયા હતા. ભવાનીભદ્રે પ્રથમ તો બહારના મુસલ્માન સૈનિકોને ઘાસની પેઠે કાપી નાખ્યા અને ત્યારપછી તેણે સુરંગમાં પ્રવેશ કર્યો. સુરંગમાં દારુગોળાની તૈયારી જોઇને તે પ્રથમ તો ભયભીત થઇ ગયો, પણ એટલામાં એક કલ્પના સૂઝી આવતાં તેણે પોતાના એક વિશ્વાસપાત્ર અનુચરને આજ્ઞા કરી કે;–"ધીમેથી તમે આ દારુગોળામાં બત્તી મૂકી દો–અમે બહાર નીકળી જઇએ છીએ." તે અનુચરે આજ્ઞાનું પાલન કર્યું. **ભ**વાનીભદ્ર પોતાના સૈનિકો સાથે બહાર નીકળ્યો એટલામાં તો એક મોટો ધડાકો થયો અને સુરંગમાંના મુસલ્માન સૈનિકો સુરંગમાં જ ગુંગળાઇ મુંઆઇને મરી ગયા. ... સાથે જેમ લીલું બળી જાય છે, તેમ બત્તી મૂકનાર હિન્દુ

તેમની સાથે જ અંતકાળ થઇ ગયો. પણ તેના મરણ માટે વિશેષ શોક કરવાનું કાંઈ કારણ નહોતું. ભવાનીભદ્રને બધા મળીને માત્ર પંદર વીશ માણસોના ભોગે જ આ વિજય મળી ગયો, એટલે એ વિજય ઘણો જ સસ્તામાં મળ્યો એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

પોતાના પ્રયત્નની નિષ્ફળતાની આ વાર્તા જ્યારે બીજે દિવસે પ્રભાતમાં સુલ્તાન બેગડાના જાણવામાં આવી, તે વેળાએ તેની નિરાશા અને તેના ક્રોધનો અવધિ થયો. તે કોપના આવેશમાં હાથપગ પછાડતો દાંતહોઠ ચાવવા લાગ્યો અને તેની આંખોમાંથી સાક્ષાત્ અગ્નિની વૃષ્ટિ થવા લાગી. તેણે તત્કાળ છાવણીમાં મોટો દરબાર ભર્યો અને ત્યાં સર્વ સેનાધ્યક્ષો તથા વજીર અમીર વગેરેને બોલાવીને આવેશ તથા વીરતાદર્શક સ્વરથી કહ્યું કે;—

"મારા વજીરો, અમીરો અને જંગબહાદુરો, આજે અઢાર ઓગણીસ માસ જેટલો લાંબો સમય આપણને અહીં આવ્યાને થઈ ગયો છતાં અફસોસ કે, આપણે કાંઈ પણ હજી કરી શક્યા નથી, અને દિવસે દિવસે રંગ એવો બદલાતો જાય છે કે જો આવો ને આવો મામલો ચાલ્યા કરશે, તો આપણે ફતેહ મેળવવાને બદલે હાર મેળવીશું અને કાળાં મોઢાં લઇને જ અહીંથી પાછા ફરવું પડશે. રાજપૂતો રાત્રિના સમયમાં આવીને અચાનક આપણા સૈનિકોપર હલ્લા કરે છે અને આપણો વિનાશ કરી જાય છે; છતાં કોઇ પણ પકડાતો નથી. કોણ જાણે, તેઓ પાછા સહીસલામત ક્યાં ચાલ્યા જાય છે! અંતે સુરંગ લગાવીને આપણે ફતેહ મેળવવાની જે આશા રાખી હતી, તે આપણી આશા પણ આજે ધૂળમાં મળી ગઈ છે અને સુરંગ દુશ્મનોની લાશોને બદલે આપણા પોતાના ફોજી જવાનોની લાશોથી ભરાઈ ગઈ છે. આજે ઘણીક મુસલ્માન બીબીઓ બેવા થઈ હશે અને ઘણાં બચ્ચાં બાપ વગરનાં થઈ ગયાં હશે! હવે આ તૌહીન મારાથી સહી શકાતી નથી. મને વધારે અજાયબી તો એ વાતની થાય છે કે, લગભગ દોઢ વર્ષથી આપણે પાવાગઢને ઘેરો ઘાલીને પડ્યા છીએ, અને કિલ્લાના દરવાજા બંધ છે, છતાં કિલ્લામાં ભૂખમરો ચાલ્યો હોય કે અનાજ પાણીની તંગી પડી હોય, એવી વાત એકવાર પણ આપણા જાણવામાં આવી નથી. રાજપૂતોને કોઈ ગયબી મદદ તો નહિ મળતી હોય? જો એમજ હોય, તો પછી ફતાયાબ થવાની ઉમીદ રાખવી ફુઝૂલ છે. આવી હાલત આવી છે, એટલે હવે તમો બધા આકિલોદાનાની શી સલાહ છે તે જણાવો અને ફતેહનો કોઈ ઇલાજ બતાવો."

"આલમપનાહ; રાજપૂતો બહાદર અને લડાઇના મેદાનમાં મ: રણીયા થઇને લડનારા હોય છે, એ તો એક મશહૂર વાત છે એટ: તેમના આવા હલ્લા અને તેમની આવી ચાલાકીથી અજાયબી પામ. જેવું કાંઇ પણ નથી. વળી પાવાગઢમાં અત્યાર સૂધી અનાજ પાણી. તંગી પડી નથી એનું કારણ એ છે કે, દરેક હિન્દુઓ એક બે વ પર્યન્ત ચાલે એટલા અનાજનો જથ્થો પોતાના ઘરમાં ભરી રાખે : અને તે ઉપરાંત રાજાના કોઠારો પણ ભરપૂર હોય છે. વળી મા: સાંભળવા પ્રમાણે રાજા જયસિંહને આપણે તેના રાજ્યપર ચઢી આવ વાના છીએ એની ખબર પ્રથમથી જ મળી હતી અને તેથી તેણે અના. તથા બીજી અગત્યની વસ્તુઓનો તે સમયે જ સારો ભંડાર ભરી લીધે હતો. તેમ જ પાવાગઢમાંથી બહાર નીકળવાના એવા ઘણા છુ. રસ્તાઓ છે કે જ્યાંથી જોઇતી દરેક વસ્તુ બહારથી લાવી શકા છે. સારાંશ કે, હવે જો મરણીયા થઇને આપણે પાવાગઢપર હલ્લે ન કરીએ, તો ઓગણીસ માસને બદલે ઓગણીસ વર્ષ વીત જશે, તોપણ આપણું કાંઈ વળવાનું નથી અને નિરાશાનું કારણ ટળ વાનું નથી. યા તો પાવાગઢનો કોઈ જાણભેદૂ આપણને મળી જાય અ: રાતોરાત આપણો પાવાગઢમાં પ્રવેશ થઈ જાય કે પછી મરણીયા થઈ આગળ વધીએ, તો જ ફતેહની આશા રાખી શકાય. નહિ તો, જૂન ગઢના ઘેરા વખતે સિદ્ધરાજ જયસિંહની જેવી દુર્દશા થઈ હતી, તેવી . આપણી પણ અહીં દુર્દશા થવાની, એમાં જરાય શંકા નથી." ઇમાદુ દ્દૌલાએ પોતાનો આંતરિક અભિપ્રાય દર્શાવ્યો;

"ત્યારે આટલા દિવસ આ વાર્ત્તા તમે મને કેમ ન જણાવી—? સબબ આપણા હજારો બહાદર સિપાહીઓની ગર્દનપર તલ્વાર ચલાવી ?" સુલ્તાને 'આ બલા પકડ ગલા ઇસ બલાસે ભાગના ભલા' ના ન્યાયને અનુસરીને કહ્યું.

"જહાંપનાહ, જ્યાં સૂધી કોઇ બાબતનો આપણને તજરૂબો થએલો નથી હોતો, ત્યાં સૂધી આપણે આપણા જોરપર મુશ્તાક રહીએ છીએ અને દુશ્મનોને તુચ્છ સમજીએ છીએ. મારા મનમાં પણ આજ-સૂધી એવો જ ઘમંડ હતો કે, આપણી દરિયા સમાન ફૌજ આગળ એ રાજાની નાનકડી નદી જેવી ફૌજ શું ફાવી શકવાની હતી; પણ તજરૂ-બાએ બતાવી આપ્યું કે, મારો એ ઘમંડ ખોટો હતો અને તેથી આજે મારી અક્કલમાં જે આવ્યું તે પ્રમાણેની મેં અર્જ કરી છે. ફિદવીનો જો કાંઇ કુસૂર હોય તો તેની મોઆફી આપશો." ઇમાદુદ્દૌલાએ પોતા-પરની આફતને ચાલાકીથી ટાળવાનો યત્ન કરીને કહ્યું.

"તમારું બોલવું રાસ્ત અને દુરુસ્ત છે. મને પણ આજે તજરૂબાએ જ શીખવ્યું છે કે, બધાં કામોમાં આપણી મન્શા મુજબની કામયાબી આપણને મળી શકતી નથી. કોઈ ઠેકાણે જોરની જુરૂરત હોય છે તો કોઈ ઠેકાણે અકલ અને ચાલાકીની અગત્ય હોય છે. સિદ્ધરાજને જૂનાગઢને જીતી લેવામાં જેમ રા ખેંગારના નમકહરામ ભાણેજો દેશળ અને વિશળની મદદ મળી હતી, તેવા પાવાગઢના કોઈ દેશળ અને વિશળ અદ્યાપિ આપણને મળ્યા નથી અને હવે પછી પણ મળશે કે નહિ એની શંકા છે. તો હવે આવી હાલતમાં આપણે આપણી ફોજના એકત્ર બળથી પાવાગઢપર હલ્લો કરવો, એ વિના બીજો ઇલાજ નથી. સિપાહસાલારો, તમારો શો વિચાર છે?" બેગડાએ કહ્યું.

"હુજૂરેવાલા, જો મળે ફર્માન, તો ખાદિમ પણ ખોલે પોતાની જબાન." મલીક અયાજે નમ્રતાથી આજ્ઞા માગી.

"મારું ફર્માન છે." બેગડાએ આજ્ઞા આપી.

"આલીશાન સુલ્તાન, મારા સાંભળવામાં આવ્યું છે અને કેટલેક ભાગે આપણે બધા જાણીએ છીએ, તેમ બધા હિન્દુઓ પોતાના ધર્મ કર્મમાં ઘણા જ ચુસ્ત હોય છે અને ન્હાવા ધોવા વગર તેઓ ભોજનને અડકતા પણ નથી. અર્થાત્ સવારમાં સઘળા રાજપૂતો ન્હાવા ધોવાના અને પોતાના દેવની પાઠપૂજા કરવામાં રોકાય છે અને એ વેળાએ દુનિયાની બધી બાબતોથી તેઓ થોડીવારને માટે દૂર થાય છે. એટલા માટે જો એ વખતનો લાભ લઇને કિલ્લાપર હલ્લો કરવામાં આવે અને આપણો કિલ્લામાં પ્રવેશ થઇ જાય, તો આપણે કોઈ પણ જાતના નુકસાન વગર ફાવી શકીએ, એમાં શક નથી." મલીક અયાજે વિજય માટેનો ઉપાય સૂચવ્યો.

અયાજે સૂચવેલા એ ઉપાય વિશે કેટલોક વાદવિવાદ ચાલ્યો અને ત્યાર પછી સુલ્તાને અંતિમ નિશ્ચયપર આવીને કહ્યું કે;—"લડાઇમાં યા તો હાર મળે છે કે યા તો જીત મળે છે. મારો એ જ મુસ્તકીમ ઇરાદો છે કે, પરમ દિવસે સવારમાં જ પાવાગઢપર એકત્ર બળથી હલ્લો કરવો અને નસીબ અજમાવવું; જો ફાવીશું તો ઠીક, નહિ તો હાલ તરત પાછા અહમ્મદાબાદ ચાલ્યા જઇશું અને આ ફતેહને આઇન્દાપર મુલતવી રાખીશું. મારા અજીજ અયાજ, જેવી રીતે મહમૂદશાહ ગજનવીનો ગુલામ અયાજ વફાદાર અને જાંનિસાર હતો તેવા જ આ મહમૂદશાહ બેગડાના તમે અયાજ વફાદાર અને જાંનિસાર દોસ્ત છો. એટલા માટે તમારામાં એતેબાર રાખીને મોટા સિપાહ-

અથવા અફસરજંગના ઓહદાથી હું તમને જ સરફરાજ કરું છું.

અને તમે અવશ્ય ફતેહ મેળવવાને ભાગ્યશાળી થશો એવી ઉમ્મીદ રાખું છું. આજના અને આવતી કાલના દિવસમાં બધી તૈયારી કરી રાખો અને એની બહારના કોઈ માણસને જાણ થવા ન પામે એની ખબરદારી રાખજો કારણ કે, આપણા આ ઇરાદાની જો પાવાગઢના રાજાને જાણ થશે, તો તેઓ આપણા હલ્લાને હટાવવા માટે તૈયાર રહેશે અને આપણી ધારણાની ધૂળધાણી થઇ જશે. આ આપણી છેલ્લી કોશિશ છે અને તેથી હવે જોવાનું છે કે, કિસ્મત કોને યારી આપે છે! જો ફતેહ મારી થશે તો ઇજ્જત અને ઓહદેદારી તમારી થશે–તમારો ખજાનો જર જવાહિરથી ભરાઈ જશે."

"સુલ્તાન આલીશાનના ફર્માનપર અમારી જાન કુરબાન છે." મલીક અયાજે વફાદારીનું દર્શન કરાવ્યું.

દરબાર બરખાસ્ત કરવાનો હુકમ સુલ્તાનના મુખમાંથી નીકળવાની તૈયારીમાં હતો, એટલામાં કેટલાક સિપાહીઓ એક ભટકતા ભીખારી જેવા હિન્દુને પકડી લાવ્યા અને સુલ્તાનની આજ્ઞા મેળવી તેને દરબારમાં લાવી હાજર કર્યો. તેને સુલતાને પૂછ્યું કે;–"તું કોણ છે, અય બદનસીબ જવાન?"

".એક કીનાની આગથી બળતો ઇન્સાન–**પા**વાગઢના પાપી રાજાનો દુશ્મને જાન!" તેણે જવાબ આપ્યો.

"તારું નામ અને કામ?" સવાલ પૂછાયો.

"નામ અને કામ પૂછવાની કાંઈ જુરૂરત નથી, અય સુલ્તાન આલી મુકામ! જો આપની ઇચ્છા હોય, તો અત્યારે જ પાવાગઢમાં આપના લશ્કરનો પ્રવેશ કરાવી આપવાને આ ગુલામ તૈયાર છે–માત્ર આપના ફર્માનની જ વાર છે." તેણે ક્રોધિષ્ટ મુદ્રાથી જણાવ્યું.

"પણ જો દગો કરે તો?" સુલ્તાને શંકા દર્શાવી.

"તો મારી ગર્દન અને તમારી તલવાર." ઉત્તર મળ્યું.

"ઠીક છે. મલીક અયાજ, આને તમારા તાબામાં રાખો અને જો તમારો એના બોલવામાં એતબાર બંધાય, તો ખુદાએ આ એક ગયબી મદદ મોકલી છે એમ માનીને આનો ફાયદો લઇ લેજો. પણ એનાપર દેખરેખ બરાબર રાખજો." અયાજને એમ કહીને તેણે બીજા એક અનુચરને આજ્ઞા કરી કે;–"આને ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપો અને સારાં વસ્ત્રો પણ પહેરવાને આપો."

"સુલ્તાને વક્તનો અતિશય ઉપકાર થયો." તે અજ્ઞા કૃતજ્ઞતા દર્શાવી.

"જો તારી મદદથી અમારી ફતેહ થશે, તો તને સારું ઇનામ મળશે અને તારી ભવની ભાવઠ ટળી જશે." સુલતાને લોભ બતાવ્યો.

"જો સુલ્તાનની મહેરબાની હશે, તો મારું ભલું જ થશે." તે બોલ્યો.

સુલ્તાન દરબાર બરખાસ્ત કરવાનો હુકમ ફર્માવી ઉઠી ગયો અને મલીક અયાજ઼ તે અજ્ઞાત પુરુષને લઇને પોતાના ખાનગી તંબૂ ભણી ચાલતો થયો.

---

## ત્રયસ્ત્રિંશ પરિચ્છેદ.

### ગૃહભેદ અને વિનાશનો આરંભ.

તૃતીય દિવસનો પ્રભાત કાળ થયો અને મલીક અયાજે ડંકો વગડાવી સૈન્ય સહિત પ્રયાણની તૈયારી કરી. સૈન્યને તેણે બે ભાગમાં વિભક્ત કરીને એક ભાગનું આધિપત્ય મલીક અસદ્‌ખ઼ાનને આપ્યું અને એક ભાગનું આધિપત્ય પોતે સ્વીકાર્યું. આ વ્યવસ્થા થઇ રહ્યા પછી તેણે મલીક અસદ્‌ને આજ્ઞા કરી કે;–"તમે તમારા સૈનિકોને લઇને પાવાગઢના દરવાજાપર જઇ હલ્લો કરો. ત્યાં જવાના બે દરવાજા છે, એ તો તમે જાણતા જ હશો. પહેલા દરવાજાને કબજે કરતાં વિલંબ લાગવાનો નથી, પણ બીજા દરવાજાને કબજે કરવાનું કામ જરા કઠિન છે. માટે સંભાળથી કામ કરજો. હું આ અજાણ્યા માણસ સાથે જાઉં છું અને જો તેના કહેવા મુજબ પાવાગઢમાં મારો પ્રવેશ થઇ શકશે, તો તો અંદરથી હું દરવાજો ખોલી નાખીશ એટલે પછી ફતેહ મેળવવામાં એક પળ માત્રનો પણ વિલંબ થવાનો નથી."

"ભલે–પધારો. હું મારું કામ બની શકશે તેટલી ચાલાકી અને સંભાળથી બજાવીશ. ખુદાહાફિજ઼!" મલીક અસદ્‌ખ઼ાને કહ્યું.

એ પ્રમાણેની સલાહ કરીને બન્ને સરદારો પોતપોતાના સૈન્યને લઇને ત્યાંથી ચાલતા થયા. તે ગૃહભેદી અજ્ઞાત પુરુષ મલીક અયાજ઼ની સાથે હતો. છાવણીમાં સુલ્તાન અને તેના જનાનખ઼ાનાના સંરક્ષણ માટે કેવળ બે હજાર માણસનું લશ્કર રાખવામાં આવ્યું હતું અને બાકીનું સર્વ સૈન્ય આક્રમણ તથા યુદ્ધ માટે બહાર નીકળી ચૂક્યું હતું. સુલ્તાનના સૈનિકોની સંખ્યા લગભગ ૧૨૦૦૦ થી ૧૩૦૦૦ ની હતી અને ચાંપાનેરના ૪૦૦૦ થી ૫૦૦૦ કરતાં વધારે લડવૈયા નહોતા. અધૂરામાં પૂરું પાવાગઢમાં હવે અન્નની તંગી જણાવા લાગી હતી, પણ ...ત્તાન કે તેના કોઈ મનુષ્યને એ ઘટનાના સમાચાર મળી શક્યા

1. રાજા પોતે કેટલેક અંશે અંત:કરણના પશ્ચાત્તાપથી હતાશ થએલો

હતો અને અન્ય જનોનો ઉત્સાહ પણ મંદ થયો હતો. આવા સમયમાં જો મુસલમાન સૈન્યનો પાવાગઢમાં નિર્વિઘ્ન પ્રવેશ થઇ જાય તો તત્કાળ રાજા જયસિંહનો પરાજય અને સુલ્તાનનો જય થવાનો સંભવ હતો. હવે મલીક અયાજ પોતાની ધારણામાં કેટલેક અંશે સફળ થયો એ આપણે જોઇએ.

મલીક અયાજ સુલ્તાની તે ગૃહભેદી પુરુષ સાથે પોતાના સૈન્યને લઇને ચાંપાનેરની સ્મશાન ભૂમિની દિશામાં ચાલ્યો. તેઓ જે વેળાએ સ્મશાનની નિકટમાં આવી લાગ્યા, તે વેળાએ ત્યાં એક મનુષ્ય ઊભેલો હતો, તે તત્કાળ અદૃશ્ય થઇ ગયો, પણ મુસલમાન લશ્કરના કોઇ પણ માણસના જોવામાં તે આવી શકયો નહિ. તે અજ્ઞાત મનુષ્ય અયાજને ભૂમિગત ગુપ્ત માર્ગના દ્વારપર લઈ આવ્યો અને કહેવા લાગ્યો કે;—"ખાન સાહબ, આ માર્ગ પાવાગઢના કારાગૃહમાંની એક ઓરડીમાં નીકળે છે. જો કે કારાગૃહમાં રાત્રિના સમયમાં બહાર નીકળીને સુલ્તાનની છાવણીમાં ધૂમશ્રક્રી ચલાવનાર ભવાનીભદ્ર નામક એક લુટારાના દુષ્ટ સૈનિકોની છાવણી પડેલી છે; પણ તેઓ સવારમાં ન્હાઇ ધોઇ ખાઇ પીને સૂઇ જાય છે અને રાતે જ બહાર નીકળે છે. એટલે થોડીવાર પછી જો આપણા સૈનિકો ત્યાં પહોંચી જશે, તો તેમની ગફલતનો લાભ લઈ તેમને મારી નિર્વિઘ્ન દુર્ગમાં આગળ વધી દુર્ગના સિંહદ્વારને આપણા સૈન્યના પ્રવેશ માટે ખોલી શકાશે. હવે જેવો આપનો વિચાર."

"અજાણ્યો અને આંધળો બન્ને બરાબર હોય છે. અત્યારે તો જે તારો વિચાર તે જ મારો વિચાર. તારા કહેવાથી હું મારા બહાદુર જંગી જવાનોને આ જીવતી ગોરમાં મોકલવાનું સાહસ કરું છું, પણ જો કાંઇ પણ દગા ફટકા જેવું જણાશે, તો તારી ઘણી જ બુરી હાલત થશે." અયાજે કહ્યું.

"હું તો જ્યારે આપની પાસે આવ્યો, ત્યારથી કફન માથાપર બાંધીને જ ફરું છું. જે સાહસ કરવાનું હોય, તે બેધડક કરો; એનો જોખમદાર હું છું, માટે જરાપણ ન ડરો." તે અજ્ઞાત દેશદ્રોહી બોલ્યો.

અયાજની આજ્ઞાથી મુસલમાન સૈનિકોએ પરવરદિગારનું નામ લઇને ભોંયરામાં ઊતરવાનો આરંભ કર્યો.

હવે આપણે કારાગૃહમાંના ભવાનીભદ્રની અને તેના સૈન્યની સ્થિતિનું અવલોકન કરવું જોઇએ. ભવાનીભદ્રનો એવો નિયમ હતો કે દિવસના સમયમાં પણ પોતાના એક બે સૈનિકોને તે એ ગુપ્ત માર્ગના સ્મશાનમાંના દ્વારપર પ્રહરી તરીકે ભયની તપાસ માટે ... અને

હતો. મુસલમાન સૈન્યને જોતાં જ સ્મશાનમાં ઊભેલો જે મનુષ્ય ...ના થયો હતો, તે બીજો કોઇ નહિ, પણ ભવાનીભદ્રનો જ સૈનિક ... હતો અને તે ગુપ્ત માર્ગમાં જ ઊતરી ગયો હતો. નિત્યના કરતાં ... ઊતાવળથી ચાલીને તે હાંફતો હાંફતો બહુ જ કઠિનતાથી કા... માંની પોતાની છાવણીમાં આવી પહોંચ્યો અને ભવાનીભદ્ર સમક્ષ ઉપસ્થિત થયો.

કારાગૃહના ચોકમાં કારાગૃહના અધિકારીના નિવાસ માટે એક બે મજલાનું મકાન હતું, તે મકાનના ઊપરના ભાગમાં હાલમાં ભવાનીભદ્રનો નિવાસ હતો. પ્રભાતમાં સ્નાન ધ્યાન સમયે અને ભોજન વેળાએ તે ભાગ હમેશ બંધ રહેતો હતો, અને આજ્ઞા વિના કોઇથી ઊપર જઈ શકાતું નહોતું. કોઈ અજાણમાં ઊપર ચડી ન જાય એટલા માટે નીચે પ્રહરી ઊભો રહેતો હતો. સ્મશાનમાંનો પ્રહરી જે વેળાએ ત્યાં આવી લાગ્યો, તે વેળાએ ભવાનીભદ્ર સંધ્યા કરવામાં નિમગ્ન હતો. એક પળ માત્રનો પણ વિલંબ કરવાનો અવકાશ ન હોવાથી તે પ્રહરીએ નીચેથી જ પોકાર કરીને કહ્યું કે;–"સરદાર સાહેબ, સત્વર નીચે આવો અને જે સૂચના આપવાની હોય તે આપો; કારણ કે, મહા ભયંકર પ્રસંગ આવીને ઉપસ્થિત થયો છે. જો એક ક્ષણનો પણ વિલંબ થશે, તો આપણો સર્વ નાશ થઈ જશે."

સદ્ભાગ્ય યોગે એ જ ક્ષણે ભવાનીભદ્રના સંધ્યાવંદનની સમાપ્તિ થઇ હતી એટલે તેણે બારીમાં આવીને ઉત્તર આપ્યું કે;–"આ આવ્યો ધૈર્ય ધરો." નીચે આવીને તે પૂછવા લાગ્યો કે;–"એવો તે શો ભયંકર પ્રસંગ ઉપસ્થિત થયો છે, કે જેના માટે આટલો બધો પોકાર કરવો પડ્યો?"

"સરદાર સાહેબ, આટલા દિવસ સૂધી જે આપણો ગુપ્ત માર્ગ કોઇના જાણવામાં નહોતો, તેની આજે શત્રુઓને જાણ થઈ છે અને તેઓ સ્મશાનભૂમિમાં આવી લાગ્યા છે. મારી કલ્પના પ્રમાણે અત્યાર સૂધીમાં કદાચિત્ તેઓ આપણા ગુપ્ત માર્ગમાં પ્રવેશ કરી પણ ચૂક્યા હશે અને જે વખત જાય છે તેમાં અહીં આવી લાગશે. હવે આ આપત્તિનું કોઈ રીતે નિવારણ થવું જોઇએ."

"અવશ્ય આ કોઈ ગૃહભેદ કરનાર પાપાત્મા દેશદ્રોહીનું જ કૃત્ય હોવું જોઇએ. અન્યથા એ માર્ગ શત્રુઓના જાણવામાં આવે, એ સર્વથા અસંભવનીય અને અશક્ય છે. પણ ચિન્તા નહિ, જે પ્રસંગ આવી લાગ્યો છે, તેનો સત્કાર અને સંકટનો સંહાર કરવો જ જોઇએ.
... ..."

તો અંત્રણા ખરા સૈનિકો પોતાના સ્નાન ધ્યાન આદિ નિત્ય કર્મથી મુક્ત થએલા હોવાથી ઉતાવળથી શસ્ત્રાસ્ત્ર સજીને તૈયાર થઇ ગયા અને સરદાર ભવાનીભદ્ર સમક્ષ આવીને ઊભા રહ્યા. તેમને ઉદ્દેશીને તેણે કહ્યું કે;–"મારા વીર બાંધવો, શત્રુઓને આપણા ગુપ્ત માર્ગની જાણ થઈ છે અને તેઓ અહીં આવવાને તેમાં પ્રવેશ કરી ચૂક્યા છે. જે ઓરડામાં એ ગુપ્ત માર્ગનું મુખ છે, તે ઓરડાનાં બારણાં ખુલ્લાં રાખી આસપાસ લપાઇને ઊભા રહો અને શત્રુપક્ષનો એક એક સૈનિક જેવો બારણામાંથી બહાર ચોકમાં આવે કે તરત તેને યમસદનમાં જવાનો સરળ અને અંતિમ માર્ગ બતાવી દો. એટલી પણ પ્રભુની કૃપા છે કે, ગુપ્ત માર્ગના એ મુખમાંથી એકી વખતે એક કરતાં વધારે માણસ બહાર નીકળી શકતાં નથી, એટલે કોઈ પણ જાતનો ઘોંઘાટ થયા વિના આપણી યુક્તિ સફળ થશે અને શત્રુઓનો સંહાર જોતજોતામાં થઇ જશે."

"અમારા નેતાની આજ્ઞા અમને શિરસાવંદ્ય છે." સર્વ સૈનિકોએ એકસામટો જયનાદ કર્યો.

ભવાનીભદ્ર પાછો ઊપર પોતાના નિવાસ સ્થાનમાં ચાલ્યો ગયો અને શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત થઈ બારીમાં ઊભો રહ્યો. સૈનિકો તેની આજ્ઞા પ્રમાણે ગોઠવાઈ ગયા અને શત્રુપક્ષના સૈનિકોના આવવાની આતુરતાથી વાટ જોવા લાગ્યા. મુસલમાન સૈનિકો એ ગુપ્ત માર્ગથી અજ્ઞાત હોવાથી તેમને આવી લાગતાં ધારવા કરતાં જરા વધારે વિલંબ થયો, પણ તેથી ભવાનીભદ્રને સારો લાભ મળ્યો. અંતે એક મુસલમાન સૈનિક ગુપ્ત માર્ગના મુખમાંથી બહાર નીકળ્યો અને ઓરડાનાં બારણાં ખુલ્લાં જોઇને ખુશ થતો બહાર આવ્યો કે તરત જ તેનું માથું ધડથી જૂદું થઈ ગયું. સારાંશ કે, જેમ જેમ અનુક્રમે એક પછી એક મુસલમાન સિપાહીઓ કારાગૃહના ચોગાનમાં આવતા ગયા, તેમ તેમ તેઓ માથાં કપાવીને પોતપોતાના કર્મ પ્રમાણે સ્વર્ગ કિંવા નરકના માર્ગમાં સિધાવતા ગયા. "યા અલ્લા!" "યા મઓલા!" "યા મેરે પરવરદિગાર!" આદિ એક જ શબ્દ વિના બીજા શબ્દના ઉચ્ચારનો સમય તેમને મળી શકતો નહોતો. અર્થાત્ જેવી રીતે વિજ્યાદશમીને દિવસે દેવી મહાકાળી સમક્ષ બકરાંનાં માથાંને ધડથી જૂદાં કરી તેમનો દેવીને ભોગ આપવામાં આવે છે અને બકરાંનાં અનેક ધડ ત્યાં પડેલાં દેખાય છે; તેવી જ રીતે ભવાનીભદ્રના સૈનિકોએ આજે પાવાગઢની ભદ્રકાળીને જાણે નરબલિદાન આપવાનો સમારંભ આદર્યો હોયની, એવો જ પ્રત્યક્ષ ભાસ થતો હતો.

ધારણ કરનારી દેવી દુર્ગા આજે અતિશય પ્રસન્ન થવી જોઇએ, એવો રંગ દેખાતો હતો. એવી રીતે લગભગ પાંચસો મુસલમાન સૈનિકો કપાઈ ગયા અને કારાગૃહના ચોગાનમાં મડદાંનો મોટો ઢગલો થઈ ગયો, તે વેળાએ હવે આ મડદાંની શી વ્યવસ્થા કરવી, એ વિશેનો વિચાર ભવાનીભદ્રના મનમાં અચાનક ઉદ્ભવ્યો. થોડીવાર સૂધી વિચારમાં નિમગ્ન રહી અંતે એક પ્રકારના નિશ્ચયપર આવીને તેણે એક સૈનિકને પોતા પાસે બોલાવીને કહ્યું કે;–" અહીં આ ચાંડાલોનાં માથાં ઉડાવવા માટે થોડા માણસોનીજ જરૂર છે; માટે કેટલાક બહાદુરો જાઓ અને પાંચ દશ ગાડાં લાવી તેમાં આ લાશોને ભરી લઇ જાઓ. કિલ્લાના દરવાજા પાસેના ઊંચા બુર્જપર ચઢીને આ લાશોને બહારની ઊંડી ખાઇમાં નાખી દેજો. કદાચિત્ બહારના ભાગમાં મુસલમાન સૈનિકો પોતાના પ્રપંચના સુખકારક પરિણામને જોવાને આમ તેમ ફરતા હશે; તો તેઓ જોઇ શકશે કે, તેમના પ્રપંચનું કેવું સારું પરિણામ આવ્યું છે ! આ સમાચાર બેગડાના જાણવામાં આવશે, એટલે તેના મદનું પણ મર્દન થઈ જશે અને રાજપૂતોના વીરત્વની તેના મસ્તિષ્કમાં સારી કલ્પના આવી શકશે."

ભવાનીભદ્રે તો આ વ્યવસ્થા માત્ર પોતાની કલ્પનાથી જ કરી હતી, પણ દુર્ગના દ્વારાપર મુસલમાની સૈન્યના બીજા ભાગે જે આક્રમણ કર્યું હતું તેની એને ખબર ન હોતી. આ વ્યવસ્થાથી એક પ્રકારનું વિલક્ષણ પરિણામ આવ્યું અને યુદ્ધનો રંગ એથી થોડોક બદલાઈ ગયો.

જે વેળાએ કારાગૃહમાંના હિન્દુ સૈનિકો મુસલમાન સિપાહીઓની લાશોનાં ગાડાં ભરીને દુર્ગના દ્વાર પાસે આવી લાગ્યા, તે વેળાએ કિલ્લાની દીવાલપર હિન્દુ સૈનિકો ગોઠવાયલા હતા અને નીચે આક્રમણ કરતા મુસલમાન લશ્કરપર તોપો અને બંદૂકોનો મારો ચલાવતા હતા. મહારાજા જયસિંહ અને વૃદ્ધમંત્રી ગુણાઢ્યદેવ પણ ત્યાં ઉપસ્થિત હતા અને તેઓ પોતાનાં ઉત્તેજક વચનોથી પોતાના સૈનિકોના ઉત્સાહની વૃદ્ધિ કર્યા કરતા હતા. તેમણે જ્યારે લાશોથી ભરેલાં ગાડાંને આવી ઊભેલાં જોયાં, ત્યારે પ્રથમ તો તે લાશોને પોતાના સૈનિક કિંવા નાગરિકોની લાશો ધારીને તેઓ હતાશ થઈ ગયા, પરંતુ જ્યારે કારાગૃહમાંના સૈનિકોના મુખથી સત્ય વૃત્તાંત તેમના જાણવામાં આવ્યો, ત્યારે તેમના હર્ષનો અવધિ થયો. રાજાએ ઉભરાઈ જતા હર્ષથી તેમને આજ્ઞા કરી કે;–" આ દ્વારને ઊઘડાવી આ લાશોને નીચે ... કિલ્લા... ... લ પાસે લઈ જાઓ અને ત્યાંથી એમને બહાર નાખી દ્યો. ... ...ના દુર્ગદ્વારપર મુસલમાનોએ આક્રમણ કરેલું છે એટલે પોતાની ...

પાયમાલી બરાબર તેમના જોવામાં આવી શકે અને તેઓ હતાશ થઇ જાય; તો તેથી આપણને લાભ છે."

રાજાની આજ્ઞા પ્રમાણે સર્વ વ્યવસ્થા કરવામાં આવી અને જ્યારે મલીક અસદ્‌ખાનની સરદારી નીચેના મુસલમાન સૈનિકોના શરીરપર બંદૂક અને તોપોના ગોળા તથા તીરને બદલે પોતાના જ જાતભાઇઓનાં મૃત શરીરોની વૃષ્ટિ થવા લાગી, ત્યારે તેમના આશ્ચર્ય અને તેમની નિરાશાની સીમાજ ન રહી. તેઓ આક્રમણના કાર્યને બંધ કરીને મલિન, નિસ્તેજ તથા ભયભીત મુદ્રાથી એક બીજાનાં મુખને જોવા લાગ્યા.

મલીક અસદ્‌ખાન પણ પ્રથમ તો આનું કારણ સમજી શકયો નહિ; પણ પછીથી કાંઇક કલ્પના થતાં કેટલાક માણસોને તેણે આ અદ્‌ભુત ઘટનાના સમાચાર આપવા માટે મલીક અયાજ઼ પાસે મોકલ્યા. અયાજ઼ એ સમાચાર સાંભળતાં જ આશ્ચર્ય અને નિરાશાના સમુદ્રમાં ડૂબી ગયો અને તે અજ્ઞાત ભીખારીને શોધવા લાગ્યો. સૈનિકો ગુપ્ત માર્ગમાં પેસવાની ગડબડમાં પડેલા હોવાથી તેની તપાસ રાખવાનું ભૂલી ગયા હતા અને અયાજ઼ને પણ તેનું ભાન રહ્યું નહોતું. વિપરીત પરિણામ આવતાં અયાજ઼ે તેને પકડી લાવવાનો સૈનિકોને હુકમ ફર્માવ્યો, પણ તેનો કયાંય પતો મળ્યો નહિ. તે પિશાચ પ્રમાણે એકાએક અદૃશ્ય થઈ ગયો હતો. અયાજ઼ હાથ પગ પછાડીને કહેવા લાગ્યો કે,–"આ બધાં એ શયતાનનાં જ કાવત્રાંનું પરિણામ છે. અજાણ્યા માણસના બોલવામાં ભરોંસો રાખવાથી કેવાં કડવાં ફળો ચાખવાં પડે છે, એનો આ ખુલ્લો દાખલો! મને તો પહેલાંથી જ તે ભીખારી વિશે શક હતો. પણ સુલતાનના ફર્માનથી લાચારીએ મારે તેના પર એતેબાર રાખવો પડ્યો. જે થવાનું હતું તે થયું, પણ હવે ચેતવું જોઇએ અને આનો કીનો લેવો જોઇએ."

તેણે પોતાના સિપાહીઓને ગુપ્ત માર્ગમાં જતા અટકાવ્યા અને બચેલા સિપાહીઓને એકઠા કરી જ્યાં મલીક અસદ્‌ખાન કિલ્લાપર મોર્ચો માંડીને બેઠો હતો, ત્યાં તે આવી લાગ્યો પરંતુ એ સમયે સંધ્યાકાળ થએલો હોવાથી આક્રમણનું કાર્ય બંધ રાખવામાં આવ્યું અને દિવસની સર્વ ઘટનાના સમાચાર સુલ્તાનને મોકલી આપવામાં આવ્યા. સુલ્તાન બેગડો પણ ઘણો જ નાસીપાસ થઇ ગયો.

તે અજ્ઞાત પુરુષ કયાં અદૃશ્ય થઈ ગયો, એ હવે આપણે જોઇએ. જ્યારે ઘણાક મુસલમાન સિપાહીઓ ગુપ્ત માર્ગમાં ચાલ્યા ગયા, ત્યારે એકાએક તેના મનમાં એવી શંકાનો ઉદય થયો કે, 'ન " ગ

ને કાંઈ વિપરીત પરિણામ આવશે, તો આ તરકડાઓ મને જ દગા-બાજ ધારીને બકરા પેઠે હલાલ કરી નાખશે.' ન્હાસવાનો બીજો માર્ગ ન હોવાથી તેણે પણ ગુપ્ત માર્ગમાં પ્રવેશ કર્યો અને જે ક્ષણે તે કારા-ગૃહમાંના ગુપ્તદ્વારના મુખમાંથી બહાર નીકળ્યો, તે વેળાએ ભવાનીસિંહ ત્યાં ઊભેલો હતો, તેણે તેને ઓળખ્યો અને જે સૈનિક તેને મારવાની તૈયારીમાં હતો તેને અટકાવી બીજા સૈનિકને બોલાવી એ અપરાધીને ચતુર્ભુજ કરી હાથ પગમાં બેડીઓ નાખીને બંધનમાં રાખવાની આજ્ઞા કરી દીધી.

---

## ચતુસ્ત્રિંશ પરિચ્છેદ.

### જોહાર અને કેસરિયાં.

**નિ**શાના અંત અને દિવસના ઉદય સાથે પુનઃ સમરસમારંભનો આરંભ થયો. મલીક અયાજ સુલ્તાનીએ નવીન ઉત્સાહથી દુર્ગપર આક્રમણ કર્યું. તોપના ગોળા, બંદૂકની ગોળીઓ, બાણ અને ગોફણનો અવ્યાહત વ્યાપાર ચાલવા લાગ્યો. આકાશ ધૂમ્રાચ્છાદિત થઇ ગયું અંધકાર વ્યાપી ગયો અને શતાવધિ માનવ પ્રાણીઓ રણભૂમિમાં સદાની શાંત શય્યા કરી પડવા લાગ્યા. મુસલમાન સેનાને નવીન કુમક આવી મળેલી હોવાથી તેનું બળ અત્યારે બહુ જ વધારે હતું અને રાજપૂત સૈનિકોના હાથે અનેકવાર પરાજિત થએલા મુસલમાન સૈનિકો આક્રમણનું કાર્ય આ વેળાએ જીવપર આવીને કરતા હતા. શત્રુપક્ષનું બળ વિશેષ હોવા છતાં રાજપૂતો ઉચ્ચ ભાગમાં હોવાથી મધ્યાન્હ પર્યન્ત તો તેમણે વિજયને પોતાના પક્ષમાં ટકાવી રાખ્યો અને મુસલમાન સેનાપર વિનાશકારક મારો ચલાવ્યો. પણ મધ્યાન્હ થતાં રાજપૂતો પાસેના દારૂગોળાનો ભંડાર ખૂટી ગયો અને શત્રુઓનો મારો જેવોનો તેવોજ કાયમ રહ્યો. તૃતીય પ્રહરના અંતમાં મુસલમાન સિપાહીઓએ નીચેના દરવાજા પાસે આવી દરવાજો હસ્તગત કરી લીધો અને તોપના ગોળાથી દરવાજાને તોડી નીચેના કિલ્લામાં ' અલ્લાહો અકબર 'ના ધ્વનિસહિત પ્રવેશ કર્યો. ત્યાંના લગભગ એક હજાર રાજપૂત સૈનિકોપર તેઓ ભૂખ્યા વરૂ પ્રમાણે તૂટી પડ્યા. મામલો હાથંહાથ અને બાથંબાથપર આવી ગયો, રાજપૂતોએ અદ્વિતીય વીરતા બતાવી, અને શત્રુપક્ષના ઘણા સિપાહીઓને કાપી નાખ્યા; પણ અંતે પોતાની સંખ્યા અલ્પ હોવાથી તેઓ શત્રુપક્ષના હાથે મરાયા અને રાજા જયસિંહના પરાજયના બીજનું આરોપણ થયું. હજી મુસલમાનોને મુખ્ય કિલ્લાની ભયં-

કર દીવાલ સ્હામે ટક્કર ઝીલવાની હતી. કાંઈ આટલેથી જ તેમનો વિજય થયો નહોતો. તેઓ મુખ્ય દુર્ગપ્રતિ આગળ વધ્યા, પણ ત્યાંથી તેમનાપર તોપના ગોળાનો એવો તો સખ્ત મારો ચલાવવામાં આવ્યો કે, તેઓ ગર્ભગળિત થઇને પાછા હટી ગયા, અને પોતાના સૈનિકોને આટલા બધા ગભરાયલા જોઇને અયાજ સુલ્તાનીએ દીર્ઘદૃષ્ટિથી તે દિવસે યુદ્ધના કાર્યને મુલતવી રાખીને થાકેલા તથા ગભરાયલા સિપાહીઓને આરામ આપવાનો નિશ્ચય કર્યો. સિપાહીઓના હૃદયમાં તેના એ આદેશથી શાંતિનો સંચાર થયો.

જ્યારથી નીચેના કિલ્લાને અયાજ઼ સુલ્તાનીએ સર કરી લીધો હતો, ત્યારથી જ રાજા જયસિંહના મનમાંથી જયની આશા પ્રયાણ કરી ગઈ હતી; છતાં તેણે યુદ્ધમાં ઝૂંઝવાના નિશ્ચયને ત્યાગ્યો નહોતો અને રણક્ષેત્રમાંથી પાછાં પગલાં કરવાના વિચારને હૃદયમાં આશ્રય આપ્યો નહોતો. શત્રુસૈનાને શાંત થયેલી નિહાળી પોતાના સૈનિકોને દુર્ગના રક્ષણનું કાર્ય સોંપી તે નિસ્તેજ વદનથી મહાલયમાં આવ્યો. રાણી મલ્લિકાદેવીએ શોકનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે;–"રાણી, નીચેનો કોટ શત્રુના હાથમાં ગયો છે અને હવે કિલ્લામાં રહી લડતાં આપણાથી એક બે દિવસ કરતાં વધારે ટકાવ કરી શકાય તેમ નથી. કારણ કે, પ્રથમ તો અન્નની ખોટ પડવા માંડી છે, દારૂગોળાના ભંડારનું તળિયું દેખાવા માંડ્યું છે અને બહારથી કોઇની કુમક કે મદદ આવી મળે એવી આશા નથી. પ્રિયતમે, મારો તો એ જ નિશ્ચય થયો છે કે, આજનો દિવસ તે મારા સુખનો અને તારા સૌભાગ્યનો અંતિમ દિવસ છે. આવતી કાલે શું થવાનું છે તે અત્યારે કહી શકાય તેમ નથી. આપણા ભાગ્યની તારા મંદ છે અને ઈશ્વરની આપણાપર અવકૃપા છે, એટલે હવે વિજયની આશા રાખવી વ્યર્થ છે."

"પ્રાણનાથ, ત્યારે હવે આપ યુદ્ધવિશે શા નિશ્ચયપર આવ્યા છો, તે કૃપા કરીને જણાવશો?" રાણીએ ગંભીર વાણી અને ગંભીર મુદ્રાથી પૂછ્યું.

"એ જ કે, દુર્ગમાં રહી શત્રુઓના હાથે એક ખૂણામાં મરવું અને નિર્દોષ પ્રજાજનોને રૈંસાવવાં, એના કરતાં કેસરિયાં કરી દરવાજા ખોલી બહાર નીકળી પડવું અને મરતાં મરતાં દુષ્ટ યવનોને બતાવી આપવું કે, રાજપૂતોની તલવારમાં આવા પ્રકારનું પાણી હોય છે." રાજાએ વીરતાદર્શક સ્વરથી કહ્યું.

"મારા શૂરવીર સૌભાગ્યહેતુના મુખમાંથી હું આવા જ શબ્દો સાંભળવાની આશા રાખતી હતી અને મારી તે આશા પૂર્ણ

માટે હું દેવી ભદ્રકાળીનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું." રાણીએ ઉદ્દગાર કાઢ્યો.

"પણ પ્રિયતમે, અમે કેસરિયાં કરી રણભૂમિમાં રોળાઇશું, તો પાછળથી તમો આર્ય રમણીઓની શી અવસ્થા થશે, એ ચિન્તા મારી શાંતિનો સંહાર કરી નાખે છે અને મારી વીરતાના ક્ષેત્રમાંથી મને પાછો હટાવે છે." રાજાએ યોગ્ય પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"પ્રાણેશ્વર, એ વિશે તમારે લેશ માત્ર પણ ચિન્તા ન રાખવી. અત્યાર સુધીમાં આવા પ્રસંગે શુદ્ધ ક્ષત્રિય રમણીઓની જે અવસ્થા થએલી છે, તે જ આજે અમારી અવસ્થા થશે." રાણીએ માર્મિકતાથી કહ્યું.

"એટલે ?" રાજાએ વિમાસણમાં પડીને પૂછ્યું.

"એટલે એ જ કે, જેવી રીતે અલાઉદ્દીન ખિલજી અથવા ખૂનીએ અને શાહનશાહ અકબરે ચિત્તોડપર ચઢાઈ કરી હતી તે વેળાએ મહા સતી પદ્મિની અને અન્યાન્ય વીરનારીઓએ તેમજ રણથંભોરની શૂરવીર ક્ષત્રિય સુંદરીઓએ પોતાના પતિ, પુત્રો, ભ્રાતાઓ અને અન્ય સંબંધી પુરુષોને હસિત અને પુલકિતવદને કેસરિયાં કરવાની આજ્ઞા આપી પોતે પોતાના પ્રિય પ્રાણોને અગ્નિનારાયણને સમર્પિત કર્યાં હતા; તેજ પ્રમાણે અમે પણ અગ્નિની જ્વાળામાં પ્રવેશ કરીને ક્ષત્રિય કુલકામિનીના નામને જગતમાં અમર કરીશું! માટે વિશેષ ચિંતા રાખવાનું કાંઈ પણ પ્રયોજન નથી."

"પ્રિય રાણી, તમારાં આ વીરતાદર્શક વચનોના શ્રવણથી મારા અંધકારવ્યાપ્ત હૃદયમાં નવીન પ્રકાશનો નિવાસ થયો છે અને નૂતન ઉત્સાહના ઉદયથી નિરાશાનો નાશ થઈ ગયો છે. જેની તમારા જેવી સતી અને સાધ્વી સ્ત્રી હોય, તે સ્વામી સદ્દભાગી છે-તેના ભાગ્યના દેવલોક પણ અનુરાગી છે. પ્રાણપ્રિયે, ત્યારે જોહારનો વિધિ પ્રભાત પૂર્વે જ થઈ જવો જોઇએ; કારણ કે, સૂર્યનો ઉદય થતાં જ અમારે કેસરિયાં કરવાનાં છે." રાજાએ ધન્યવાદ આપીને કહ્યું.

"પ્રાણનાથ, આ ક્ષણે જ સ્વામીની આજ્ઞાનું પાલન અને ઇચ્છાની સફળતા કરવાને આ દાસી તૈયાર છે. અત્યારે જ ચિતા ખડકાવો અને અગ્નિ પ્રજળાવો. કુળની પ્રતિષ્ઠારૂપ પ્રમદાઓને પાવકવિહારિણી થતી નિહાળો અને ત્યાર પછી શાંતિથી રણક્ષેત્રમાં ઝૂંઝી દુષ્ટ શત્રુઓનાં શિરોને તલવારના વારથી દડાની પેઠે ઊછાળો. માત્ર આ કિંકરીની એટલી જ પ્રાર્થના છે કે, કદાચિત્ તમારો જય થાય અને નશ્વર માનવ જીવન લંબાય, તો આ દાસીના સ્નેહનું સ્મરણ કરતા રહેજો, એટલે

સ્વર્ગમાં પણ મને સંતોષ મળશે. જો તમારો રણક્ષેત્રમાં અંત થશે, તો તો સ્વર્ગમાં આપણો સત્વર સમાગમ થશે અને આ ભવનાં બધાં દુઃખ તથા ભયો ભાગી જશે.” આ વચનો ઉચ્ચારીને રાણીએ રાજાને પ્રેમપૂર્વક આલિંગન આપ્યું અને પ્રેમનાં અશ્રુ વર્ષાવ્યાં.

રાજાએ પણ આલિંગન ચુંબનનો સંયોગ કરી પ્રેમાશ્રુ સાથે પ્રેમાશ્રુનું સંમેલન કર્યું અને ત્યાં સ્નેહસરિતાના સ્વચ્છ સલિલના પ્રવાહનું વહન થવા લાગ્યું. આ અંતિમ સ્નેહ સમારંભનો લ્હાવો લીધા પછી રાજાએ બહાર આવીને અનુચરોને બોલાવી રાજમહાલયના દ્વાર સમક્ષ ચિતાની રચના કરવાની આજ્ઞા આપી દીધી.

મધ્યરાત્રિ સુધીમાં ચિતા ખડકાઇને તૈયાર થઈ ગઈ. ચિતાની રચનાનું કામ ચાલતું હતું, તે સમયમાં રાણીએ પોતાની સહચરી રાજપૂત અને અન્ય જાતિની રમણીઓને દાસીઓને મોકલી પોતા પાસે બોલાવી લીધી હતી અને ચિતાની તૈયારી થતાં તેણે તે સર્વ સુંદરીઓને સંબોધીને શૌર્યયુક્ત સદ્વાણીથી કહ્યું કે;–“ મારી પવિત્ર ભગિનીઓ, આ દ્વાર સમક્ષ ખડકેલી ચિતાને તો તમો અહીંથી જોઈ શકતાં હશો અથવા જોઇને જ અહીં આવ્યાં હશો. આર્યવનિતાઓ, એ ચિતા નથી, પણ મોક્ષની નિઃસરણી છે. હવે આ પાવાગઢ મુસલમાનોના હાથમાં જવાનો પૂરેપૂરો સંભવ હોવાથી અને પ્રભાતમાં સર્વ રાજપૂતો કેસરિયાં કરવાના હોવાથી આ મોક્ષનિઃસરણીપર ચઢીને પરલોકમાં જવાનો મેં દૃઢ નિશ્ચય કરેલો છે. જેમની અત્યાચારી યવનોના હસ્તસ્પર્શથી અપવિત્ર થવાની ઇચ્છા ન હોય, જેમને પોતાની પ્રતિષ્ઠા અને પવિત્રતા પ્રાણ કરતાં અધિક પ્રિય હોય અને જેમનામાં સતીત્વનો લેશ માત્ર અંશ પણ અવશિષ્ટ હોય, તેમને પુલકિત વદનથી આ અશાશ્વત મૃત લોક અને નશ્વર જીવનના મિથ્યા મોહને ત્યાગીને ચિતાને આલિંગન આપવાનું હું પ્રેમપૂર્વક આવાહન કરું છું. તેમ જ જેઓ મોહમુગ્ધ અને અનિશ્ચિત જીવનની અપવિત્રતાથી પણ ભોગવાસના રાખતી હોય, તેવી પામર પ્રમદાઓ જીવતાં જ બળી મરવાનું સાહસ ન કરી શકે, એ સ્વાભાવિક હોવાથી તેવી સ્ત્રીઓને અહીંથી ચાલી જવાની અને પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાની છૂટ આપવામાં આવે છે. જેમણે **સીતા**, **સાવિત્રી**, **તારામતી** અને **દમયંતી** આદિ સતી સુંદરીઓની નામમાળામાં પોતાનાં નામો લખાવવાં હોય, તેમના માટે આ ચિતારૂપ સ્વર્ગસોપાન છે અને જેમણે પોતાનાં નામોને આ જગતમાં સદાને માટે કલંકિત કરી રાખવાં હોય, તેમના માટે અપવિત્ર જીવન વિલાસરૂપ નરકસ્થાન છે. બે વસ્તુઓ તમારા સમક્ષ તૈયાર છે—એક અક્ષય સુખ છે

અને બીજી અક્ષય સુખહારિણી છે-તમારી બુદ્ધિ પ્રેરણા કરે તે વસ્તુનો સ્વીકાર કરો-ત્રિશંકુ સમાન સ્થિતિમાં ન રહેતાં આ પાર કે તે પાર કરો."

"અમે ચિતાપ્રવેશ કરી અમારી પ્રતિષ્ઠા અને પવિત્રતાને જાળવવાને તૈયાર છીએ. જીવન તો ચાલ્યું જાય છે અને ચાલ્યું જશે, પણ સત્કીર્તિનું સ્મરણ વિશ્વમાં અજરામર થશે." સર્વ સ્ત્રીઓએ ભીષણ ગર્જના કરીને કહ્યું.

"નગરમાં ઢંઢેરો ફેરવો કે, જે સ્ત્રીને પ્રતિષ્ઠાના રક્ષણ માટે બળી મરવું હોય તેણે રાજમહાલયમાં રાત્રિના તૃતીય પ્રહરના અંત સુધીમાં આવી જવું." રાણીએ દાસીને આજ્ઞા કરી.

દાસીએ જઇને રાણીની એ આજ્ઞા ત્રણ ચાર અનુચરોને સંભળાવી અને તેઓ ઢંઢેરો ફેરવવાને દુર્ગના ભિન્ન ભિન્ન વિભાગોમાં ચાલ્યા ગયા. રાત્રિના તૃતીય પ્રહરનો અંત થતાં સૂધીમાં તો રાજમહાલયના આંગણામાં લગભગ એક હજાર આર્ય અબળાઓ એકત્ર થઈ ગઈ અને તે સર્વ બળી મરવાને તૈયાર હોવાથી બીજી બે ચિતાઓની તત્કાળ રચના કરવામાં આવી. આજે પાવાગઢમાં જાણે ચિત્તોડ-પદ્મિનીના સમયના ચિત્તોડ-નો નવીન અવતાર થયો હોયની, એવોજ સાક્ષાત્કાર થવા લાગ્યો જે સાધ્વીઓ ચિતામાં પ્રવેશ કરવાની હતી, તે સર્વને રાણી મલ્લિકાદેવીએ પોતાનાં વસ્ત્ર અને અલંકારોના ભંડારમાંથી ઉત્તમોત્તમ નવીન મૂલ્યવાન્ વસ્ત્રો અને બહુમૂલ્ય અલંકારો આપ્યાં અને તે પોતે પણ ષોડષ શૃંગાર ધારણ કરીને સુસજ્જિત થઈ. એ વેળાનો એ શૂરવીર અબળાઓનો આદર્શ જાણે નવોઢા નારીઓ વસ્ત્રાલંકારરૂપ આયુધો ધારણ કરીને મદન યુદ્ધમાં પોતાના પતિને પરાજિત કરવા જતી હોયની એવો જ દેખાતો હતો. સર્વનાં મુખમંડળોમાં લગ્નપ્રસંગ સમાન હર્ષનો ભાવ જ પ્રકટ થતો હતો-શોક કિંવા વિષાદની છટા લેશ માત્ર પણ દેખાતી નહોતી. સર્વ સ્ત્રીઓ કેશને મુક્ત રાખી અને ભાલ પ્રદેશને પીળથી અલંકૃત કરી સતીનાં લક્ષણો ધારીને ચિતાસમક્ષ આવીને ઊભી રહી. રાણી મલ્લિકાદેવી અગ્રભાગે હતી. એ વેળાએ રાજા જયસિંહ, વૃદ્ધ મંત્રી ગુણાઢ્યદેવ, સેનાપતિ રણપાલ, ગુપ્તચર ભદ્રસિંહ અને ભવાનીભદ્ર તથા અન્યાન્ય અધિકારિજનો પણ ઉપસ્થિત હતા અને તેમના હૃદયમાં આર્ય અબળાઓના આ આત્મબલિદાનના દૃશ્યને જોઇને કેટલાક અદ્ભુત ભાવોનો ઉદય થયો. તેમનાં અંતઃકરણો એ આત્મસમર્પક અબળાઓને ધન્યવાદ આપવા લાગ્યાં. રાણી મલ્લિકાદેવીએ રાજા-પોતાના પ્રાણનાથ-નાં ચરણોમાં મસ્તક નમાવીને વિનયથી કહ્યું કે;-

"પ્રાણેશ્વર, હવે આજ્ઞા હોય, તો અક્ષય સુખના માર્ગમાં પ્રયાણ કરીએ."

"ભલે સંચરો. પરમાત્મા તમારા વિશુદ્ધ અને નિષ્કલંક આત્માઓને અક્ષય શાંતિ આપો!" રાજાએ આજ્ઞા આપી.

રાણીએ ચિતાસમક્ષ આવી પ્રભુને પ્રાર્થના કરી કે;–" હે પરાત્પર પ્રભો, જો મનસા, વાચા, કર્મણા મેં અત્યાર સુધીમાં કોઈ પણ પાતક ન કર્યું હોય અને મારી પવિત્રતાનો લેશ માત્ર પણ ભંગ ન થયો હોય; તો મારી તને એજ નમ્ર અને અનન્ય ભાવયુત પ્રાર્થના છે કે, જો મારો અવતાર અબળાનો જ થવાનો હોય, તો ભવોભવમાં મને આ સ્વામીની સેવાનો જ પ્રસંગ આપજે."

'શ્રેષ્ઠજનો જે આચરણ કરે છે તેને અન્ય જનો અનુસરે છે' એ નિયમ પ્રમાણે મહારાણી મલ્લિકાદેવીનું અનુકરણ કરી અન્ય સર્વ સુંદરીઓએ પણ એજ પ્રકારની પ્રાર્થના કરી અને ત્યારપછી વાજિત્રોના ભીષણ નાદ તથા 'જય અંબે! જય અંબે!' ધ્વનિસહિત પ્રતિષ્ઠા તથા પ્રાતિવ્રત્યને પ્રાણ કરતાં પણ પરમ ઉત્તમ અને અમૂલ્ય માનનારી આર્ય નારીઓએ પુલકિત વદનથી અગ્નિની ભયંકર ઉચ્ચ અને ગગનચુંબક શિખાયુક્ત ચિતામાં પ્રવેશ કરી પોતાની શૂરવીરતા, દઢતા અને પવિત્રતાનો પરિચય કરાવી આપ્યો. આર્યાવર્તમાંના રાજપૂત વંશમાં એ છેલ્લો જોહાર થયો એટલે કે ત્યાર પછી રાજપૂતોમાં એવો જાણવાજોગ બીજો જોહાર થયો નથી, એમ ઇતિહાસવેત્તાઓ કહે છે. સર્વભક્ષક અને સર્વવિનાશક અગ્નિનારાયણે જોતજોતાંમાં પવનનું સાહાય્ય લઇને રૂપરાશિ રમણીઓને ભસ્મરાશિના રૂપમાં ફેરવી નાખી. જે વેળાએ ચિતાની જ્વાળાઓ મંદ પડવા લાગી, તે વેળાએ ઉષાએ પ્રભાતના આગમનની સૂચના આપી દીધી, એટલે રાજાએ ત્યાં એકત્ર થએલા પોતાના અધિકારીઓને ઉદ્દેશીને આતુરતાથી કહ્યું કે;–

"મારા સુભટ સામંતો અને ક્ષત્રિયકુલાવતંસો, જે પુત્રકલત્રના મોહથી આપણે આપણા જીવનને સુખમય માનીએ છીએ, તે આપણા મોહનો અત્યારે આ સ્વર્ગીય સુંદરીઓના ભસ્મીભૂત થવા સાથે સર્વથા વિનાશ થઈ ગયો છે. અર્થાત્ હવે આપણું જીવન અને મરણ ઉભય એક સમાન છે. મુસલ્માનો આપણને પરાજિત કરી આપણા પર સત્તા ચલાવે અને આપણાં ઉન્નત મસ્તકોને અવનત બનાવે, તેના કરતાં રણક્ષેત્રમાં તલવાર ચલાવી આ ભૂમિને શત્રુશોણિતનું પાન કરાવી પ્રાણનો ત્યાગ કરવો એ વિશેષ ઉત્તમ છે, એમ ધારીને મેં આ ક્ષણે જ કેસરિયાં કરી શત્રુપક્ષપર તૂટી પડવાનો નિશ્ચય કરેલો છે. માટે જેમનો કીર્ત્તિને વરી સ્વર્ગનાં અક્ષય સુખોને ભોગવવાનો નિર્ધાર હોય તેઓ મારી સાથે તલવાર લઇને બહાર નીકળી પડે એવી મારી આજ્ઞા છે;

અને જેઓ પોતાના જીવનને કીર્ત્તિ અને સ્વર્ગ સુખ કરતાં અધિ[ક] ઉત્તમ માનતા હોય, તેઓ પોતાના પાપી પ્રાણને બચાવવાનો યત્ન કરે, તો તે માટે પણ મારી ના નથી. પોતાની ઇચ્છા પ્રમાણેના માર્ગને સ્વીકારવાની સર્વને સ્વતંત્રતા આપવામાં આવે છે. જેઓ રણક્ષેત્રમાં આવવાના હોય તેમણે કાયરોથી ભિન્ન થઈ જવું અને તલ્વારોને મ્યાન[-] માંથી બહાર કાઢવી. કાયરોએ દૂર ખસી જવું કે જેથી તેમના સ્પર્શથી શૂરવીરો અપવિત્ર અને સત્ત્વહીન ન થઈ જાય!"

રાજાની આ ગંભીર અને શૌર્યભરિત વાણીનું શ્રવણ કરીને સર્વ જનો શૌર્યના રંગથી રંગાયા અને તેમણે ગર્જના કરીને કહ્યું કે; "કીર્ત્તિ, ધર્મ અને સ્વર્ગ સુખ સમક્ષ અમે આ નશ્વર જીવન તથા સાંસારિક સુખોને તુચ્છ માનીએ છીએ અને તેથી કેસરિયાં કરવાને તૈયાર છીએ."

"ધન્ય છે, મારા વીર પુરુષો, તમારા જીવનને અને તમારી જનનીના પરિશ્રમને ધન્ય છે! આજે તમે જનનીના દુગ્ધને દીપાવ્[યું] છે અને આર્ય ધર્મના પવિત્ર તત્ત્વને ઉજ્જ્વલ બનાવ્યું છે. જો તમારો આવોજ દૃઢ નિશ્ચય છે, તો તમારાં ગૃહોને પણ આગ લગાડો જેથી આ સાંસારિક સુખના એક અંશ માત્રની પણ આશા તમાર[ા] હૃદયમાં અવશિષ્ટ ન રહે અને ત્યાર પછી પૂર્ણ નિરાશાથી ચાલો રણ ભૂમિમાં અને કરો દુષ્ટ શત્રુનો સંહાર!" રાજાએ કહ્યું.

"તૈયાર, રાજન્, તૈયાર!" સર્વજનોએ રાજાની આજ્ઞાનો એક મતથી સ્વીકાર કર્યો.

તત્કાળ ઘણાક લોકોએ પોતાના ઇન્દ્રભુવન સમાન ગૃહોને અ[-] ગ્નિના મુખમાં અર્પી દીધાં અને ત્યાર પછી પાછા તેઓ નિયત સમ[યે] નિયત સ્થાનમાં આવીને એકત્ર થઇ ગયા. અરુણોદયમાં હવે બહુજ થો[ડો] વિલંબ હતો એટલે રાજાએ કેટલાક ગોલંદાજોને કિલ્લાની દીવાલ પ[ર] તૈયાર રહેવાનું કહી આજ્ઞા આપી કે;- "અમે જ્યારે રણમાં કામ આ[-] વીએ અને મુસલમાન લશ્કર આ તરફ આગળ વધવા માંડે તે વેળાએ તમારાથી બને તેટલો સખ્ત મારો તેના પર ચલાવજો અને જ્યારે નિરુપા[ય] થાઓ ત્યારે કેસરિયાં કરી અમારી પાછળ સ્વર્ગમાં આવજો."

"મહારાજાની આજ્ઞા પ્રભુની આજ્ઞા સમાન અમને શિરસાવં[દ્ય] છે." ગોલંદાજોએ કહ્યું.

પાવાગઢના સિંહદ્વારને ખોલી નાખવામાં આવ્યું અને ચહુઆ[ણ] વંશાવતંસ રાજા જયસિંહ લગભગ ત્રણ હજાર શૂરવીર સૈનિકો સહિ[ત] કેસરિયાં કરીને તે દ્વારમાંથી બહાર નીકળી ગયો. તેના નીકળી જવ[ા] [પછી] તેનું દ્વાર પુનઃ બંધ કરવામાં આવ્યું અને તત્કાળ આકાશમા[ં]

રક્તવર્ણ અરુણના ઉદયનો રંગ સ્પષ્ટ દેખાવા લાગ્યો. રાજપૂતોના 'હર હર મહાદેવ' અને 'જય કાલી' આદિ યુદ્ધનાદથી જાણે આકાશ અને ભૂમિમાં કંપનો આવિર્ભાવ થતો હોયની એવો જ પ્રત્યક્ષ ભાસ થવા લાગ્યો.

ચાલો ત્યારે હવે આપણે એ અંતિમ યુદ્ધનું નિરીક્ષણ કરીએ.



## પંચત્રિંશ પરિચ્છેદ.

### જય પરાજય.

નીચેનો કિલ્લો હસ્તગત થવાથી મુસલમાન સૈનિકો ગર્વ અને હર્ષથી એવા તો ઉન્મત્ત બની ગયા હતા કે સૂર્યોદય પૂર્વે યુદ્ધ માટે તૈયાર થઈ રહેવાના વિચારને સર્વથા ભૂલી જ ગયા હતા. જે વેળાએ રાજપૂતોનાં મુખમાંથી નીકળીને દશ દિશાને કંપાવતો 'હરહર મહાદેવ' અને 'જયકાલી'નો ભયાનક ધ્વનિ તેમનાં શ્રવણોમાં અચાનક આવીને અથડાયો, ત્યારે જ તેમની મોહનિદ્રાનો ભંગ થયો અને તેઓ પોતાનાં શસ્ત્રાસ્ત્રોને શોધવા તથા તૈયાર થવાની ચેષ્ટાઓ કરવા લાગ્યા. પણ તેમના એ પ્રયત્નનો આરંભ મોડો થએલો હોવાથી તેની જોઇએ તેટલી સફળતા થઈ શકી નહિ. તેઓ હજી તો તૈયારી કરતા હતા એટલામાં મરણિયા રાજપૂતો તેમનાપર આવીને તીડોની પેઠે તૂટી પડ્યા અને યવનોના સર્વસાધારણ વધનો તેમણે શીઘ્ર આરંભ કરી દીધો. થોડા વખતમાં તો જેવી રીતે પાર્વતીય પ્રદેશમાં પાષાણો આમતેમ પડેલા જોવામાં આવે છે, તેવી રીતે બેગડાના સૈનિકોનાં માથાં સર્વત્ર રઝળતાં અને રાજપૂતોની ઠોકરોથી ઊછળતાં દેખાવા લાગ્યાં. જાણે આકાશમાંથી શોણિતની મૂશળધાર વૃષ્ટિ થઈ હોયની, તે પ્રમાણે મુસલમાનોના રક્તથી ભૂમિ રંગાઈ ગઈ અને તેથી થએલા કાદવને રાજપૂતો હુતાશનીના ઉત્સવ સમાન આનંદથી ખૂંદવા લાગ્યા. કેસરિયાં કરી મરણિયા થઇને રણભૂમિમાં આવેલા રાજપૂતોએ આ વેળાએ આપણા અલૌકિક અને અદ્દ્ભુત વીરતાનો પરિચય કરાવ્યો કે, જેઓ વિશિષ્ટ બચવા પામ્યા હતા, તેઓ 'યા મેરે મૌલા, તૂ ઇન્ શયતાનોંસે બચાના!' કહી કહીને પલાયનનો આશ્રય કરવા લાગ્યા અને તેમની અયાજ સુલ્તાની તથા મલીક અસદ્ખાન જેવા અભિમાની દીર્ઘ બહાદુર મુસલમાન સરદારો પણ ગર્ભગળિત થઇને પોતાના યુદ્ધ કરવાના વિચારથી ડગી ગયા. તેમનો પાછાં પગલાં કરવા વિના છૂટકો જ નહોતો. દીર્ઘ વિચાર કરીને તેઓ પોતાના બચેલા પલાયન કરવા લાગ્યા. રાજપૂતો તેમની એ કાયરતાને

રંગમાં આવ્યા અને મારવું કે મરવું એવો તેમણે દૃઢ નિશ્ચય કરેલો હોવાથી તેઓ પણ પલાયન કરતા શત્રુઓની પાછળ વાયુના વેગથી દોડવા લાગ્યા.

આજ પ્રભાતના યુદ્ધમાં નકાબપોશ ભવાનીભદ્ર સાથે બીજા પણ બે નકાબપોશ પુરુષો અલૌકિક શૌર્યથી લડ્યા હતા અને રાજપૂતોને જે એ વિજય મળ્યો, તે બહુધા તેમની વીરતાનું જ પરિણામ હતું. મુસલમાન સૈનિકો નીચેના મેદાનમાં ઊતરીને બહુ જ દૂર નીકળી ગયા, તે વેળાએ રાજપૂતો નવીન તૈયારી કરવા માટે એક સુરક્ષિત સ્થાનમાં રોકાયા. તે વેળાએ રાજાએ ભવાનીભદ્રને ઉદ્દેશીને કહ્યું કે;–"વીરાત્મા ભવાનીભદ્ર, તમારા મારાપર અને આ ચાંપાનેર રાજ્યપર અનંત આભારો થયા છે; પણ ખેદનો વિષય એ છે કે, હવે તમને અને તમારા આ શૂરવીર સાથીઓને એનો યોગ્ય બદલો આપી તમારા એ આભારના ભારથી મુક્ત થવાનો અવસર મારા હાથમાં રહ્યો નથી. છતાં મારો આશીર્વાદ છે કે, આ રાજસેવા અને દેશસેવાનો યોગ્ય બદલો તમને પરમાત્મા આપશે અને તમારું સર્વથા કલ્યાણ થશે."

"મહારાજાની જે આવી અમારા વિશે શુભ ભાવના છે, તે જ અમારા પરિશ્રમનો યોગ્ય બદલો છે, એમ જ અમે સમજીએ છીએ." ભવાનીભદ્રે સદ્‌ગદિત સ્વરથી કહ્યું.

"અમે મહારાજાના અન્ન અને ધનથી પોષાયા છીએ અને તેથ મહારાજાના હિત માટે અમારા પ્રાણની આહુતિ અપાય, એજ અમાર જીવનની સાર્થકતા છે." બીજા નકાબપોશે કૃતજ્ઞતા દર્શાવી.

"જનની જન્મભૂમિના ઉદ્ધાર માટે આ પ્રાણ ઉપયોગી થાય એના કરતાં વિશેષ વિલાસ અને આનંદનો બીજો કયો અવસર હોઇ તૈયાર વારુ?" ત્રીજો નકાબપોશ પોતાના મૃદુ સ્વરથી બોલ્યો.

વીએ અજે રાજાના સૈન્યમાં આવા સ્વદેશભક્ત અને રાજભક્ત સૈનિ તમારાથી ય અને જે ભૂમિમાં આવા જન્મભૂમિના ઉદ્ધારક પુરુષો વસત થાઓ ત્યારે ાજા અને તે ભૂમિ કોટિશઃ ધન્યવાદને પાત્ર છે." રાજા આ

" બોલતો હતો એટલામાં દૂરથી 'અલ્લાહો અકબર'નો ધ્વનિ છે" અચાનક રાજપૂતોના સાંભળવામાં આવ્યો. તત્કાળ રાજાએ પોતાન સૈનિકોને આજ્ઞા કરી કે;–"હૃદયમાં કીર્ત્તિ તથા સ્વર્ગની અભિલાષાં ધારણ કરનાર મારા સુભટો, તૈયાર થાઓ. શત્રુઓ આવતા હોય, એમ ાય છે; માટે તેમને આવકાર આપવાને અને તેમનાં માથાં તથા ધડોને રઝળાવવાને તલવારોને મ્યાનમાંથી બહાર કાઢી તૈયાર થઈ રહો!

તત્કાળ રાજપૂતોએ 'હરહર મહાદેવ'ના ધ્વનિથી 'અલ્લાહો અકબર'નો જવાબ વાળીને પોતાની તત્પરતાની સૂચના આપી દીધી.

બેગડાની છાવણી વધારે દૂર ન હોવાથી જ્યારે પલાયન કરી આવેલા સૈનિકો તથા સરદારોના મુખથી બેગડાએ પોતાની હારના સમાચાર સાંભળ્યા તે વેળાએ તેનો કોપાગ્નિ ચરણથી મસ્તકપર્યન્ત પહોંચી ગયો અને તત્કાળ તે પોતે શસ્ત્રાસ્ત્ર તથા બખ્તર ધારીને તંબૂમાંથી બહાર નીકળી આવ્યો. યુદ્ધ ચાલતું હોવાથી છાવણીમાંના સૈનિકો પણ હમેશાં લડાઇ માટે તૈયાર રહેતા હોવાથી તે સૈનિકો તથા ન્હાસી આવેલા સૈનિકોને સાથે લઇને બેગડો પોતે રાજપૂતોપર હલ્લો કરવાની ભાવનાથી ચાલતો થયો અને રાજપૂતો જ્યાં પડાવ નાખી રહ્યા હતા તેની નિકટમાં આવી લાગ્યો. એ સૈનિકોનો જ 'અલ્લાહો અકબર' ધ્વનિ રાજપૂતોના સાંભળવામાં આવ્યો હતો.

સુલ્તાન બેગડો પોતાના સૈન્યના અગ્રભાગે ચાલતો હોવાથી રાજપૂતોને તેણે લડવાની તૈયારીમાં સર્વથી પ્રથમ જોયા, અને તેથી પોતાના સૈનિકો હિંમત હારી ન જાય એટલા માટે તે તેમને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;–"મારા બહાદુર જંગી જવાનો, દીને ઇસ્લામની ફતેહના આ મૌકાને તમારા બાયલાપણાથી ગમાવશો નહિ. આજની ફતેહનો બધો આધાર તમારી બહાદરી અને હિંમતપર જ રહેલો છે. અલ્લાહ અને પયગંબરના નામ સાથે તલવારોને મ્યાનમાંથી બહાર કાઢો અને કાફિરોને નૂરે ઇસ્લામનો તજરુબો બતાવી આપો. શું, ભેડિયા શેરોપર ફાવી જશે અને ઘોડાઓ ગધેડાને તોલે આવી જશે? એક હારથી હારી બેસવું એ હેચકારા બાયલાઓનું કામ છે અને બહાદરી બતાવી મયદાનેજંગમાં મરવું એ જ સૂરમાઓનું મોટું ઇનામ છે. હું પણ તમારી સાથે છું– હાર અને જીતનો આજે છેલ્લો ફયસલો થવાનો છે. આ કિલ્લો યા તો આપણા હાથમાં આવવાનો છે અને નહિતો હમેશને માટે આપણા હાથમાંથી જવાનો છે."

હિન્દુસ્તાનમાંના હિંદુ કે મુસલ્માન સૈનિકોનો એક એવો વિશિષ્ટ સ્વભાવ છે કે, જ્યારે પણ પોતાનો રાજા અથવા સેનાધ્યક્ષ તેમની સાથે અગ્રભાગે હોય છે, તે વેળાએ શૌર્યનો તેમના હૃદયમાં અદ્વિતીય આવિર્ભાવ થાય છે અને તેઓ મરણિયા થઇને લડવા મંડી જાય છે. બેગડાના આ ભાષણનું યોગ્ય પરિણામ થયું. બાદશાહને પોતાની સાથે જોઇને હારના વિચારને તેઓ ભૂલી ગયા અને ઉન્મત્તતાથી તલવારોને ચમકાવતા રાજપૂતોપર તૂટી પડવાને આગળ વધ્યા.

વીરો તેમના એ સાહસનું યોગ્ય ઉત્તર આપવાને એક પગે તૈયાર જ ઊભા હતા; કારણ કે, તેમનો રાજા પણ તેમની સાથે જ હતો.

મુસલમાન સૈનિકો રાજપૂતોપર ધસી આવ્યા અને રાજપૂતો મુસલમાનોપર તૂટી પડ્યા. 'મારો મારો' અને 'કાપો કાપો'ના પોકારો થવા લાગ્યા અને મોઢાથી વાતો કરવાને બદલે તલવાર અને કટારોથી વાતો કરવાનો ભયંકર વ્યાપાર ચાલવા લાગ્યો. મુસલમાનો અને રાજપૂતોની યુદ્ધાનમગ્નતામાં ભેદ માત્ર એટલો જ હતો કે, મુસલમાન સુલ્તાન અને સરદારો પોતાના સૈન્યના પશ્ચાદ્‌ભાગમાં રહી સૈનિકોને કેવળ ઉત્તેજિત કરતા હતા અને રાજપૂત રાજા, તેનો મંત્રી અને તેના સેનાધ્યક્ષો પોતાના સૈન્યના અગ્ર ભાગમાં રહીને અદ્વિતીય વીરતાથી લડતા હતા. મુસલમાન સુલ્તાન તથા સરદારોને પોતાનાં જીવન પ્રિયતમ હતાં અને ક્ષત્રિય રાજા તથા સેનાનાયકો ધર્મ અને સ્વતંત્રતા સમક્ષ પોતાના જીવનોને તૃણ સમાન તુચ્છ માનતા હતા. શૂરવીર રાજપૂતોએ હાથે હાથના આ યુદ્ધમાં પણ પ્રથમારંભે જ પોતાની તલવારનો એવો ચમત્કાર બતાવ્યો કે, હજારો મુસલમાન સૈનિકો રણમાં રોળાયા અને સુલ્તાનના મનમાં પોતાના જયવિશે ભયંકર શંકાનો ઉદ્‌ભવ થઈ ગયો. તે પોતાના મનમાં નિરાશાપૂર્વક કહેવા લાગ્યો કે;–"આ રાજપૂતોએ તો આજે દાંત ખાટા કરી નાખ્યા છે અને મારા હજારો બહાદર સિપાહીઓને મારી નાખ્યા છે. ઓ ખુદાવંદા, હવે તું મદદે આવ અને મારી આબરૂ બચાવ !"

જાણે સુલ્તાનની એ પ્રાર્થનાનો ખુદાએ સ્વીકાર કર્યો હોય તેવું પરિણામ થોડા સમય પછી દેખાવા લાગ્યું. રાજપૂતોનો પણ આ યુદ્ધમાં ઘણો ઘાણ નીકળ્યો હતો અને તેથી ધીમે ધીમે રાજા જયસિંહના બળની ક્ષીણતા થતી જતી હતી. મુસલમાન સૈનિકોની સંખ્યા પ્રથમથી જ વિશેષ હોવાથી તેમનો ભયાનક સંહાર થવા છતાં પણ અદ્યાપિ તેમની સંખ્યા સારી હતી અને તેથી અંતે તેમનો પાસો ચડતો થવાનો સંભવ પ્રત્યક્ષ દેખાતો હતો. છતાં પણ રાજપૂતોની તલવારથી પોતાના સૈનિકો સારી સંખ્યામાં કપાઈ ગએલા હોવાથી મધ્યાન્હ થઈ જવા પછી સુલ્તાને લડાઈ બંધ રાખી અને રાજા જયસિંહને એમ કહેવડાવ્યું કે:–"લડાઇમાં મરી ગએલા અને ઘાયલ થએલા સૈનિકોની વ્યવસ્થા કરવા માટે આજે લડાઇ બંધ રાખો. આવતી કાલે પાછા લડાઇને આગળ ચલાવીશું."

ભોળાઇથી ભરેલા અને સરળ હૃદયના રાજા જયસિંહે ઉદારતાથી ી એ પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો; પણ એનું તેને મહા ભયંકર પ્રાપ્ત થયું.

રાજપૂતોએ ઘાયલ સૈનિકોને વૃક્ષો તળે સૂવાડવાના અને મૃતોને દાહ આપવાના કાર્યનો તથા મુસલ્માનોએ ઘાયલોને મલમપટા બાંધવાનો અને મરેલાને દફનાવવાના કાર્યનો આરંભ કર્યો. સંધ્યાકાળ પર્યન્તનો સમય એ વ્યવસાયમાં વીતી ગયો અને ત્યાર પછી મુસલમાનોએ ખાઇ પીને તાજા તવાના થવાનો વ્યવસાય આરંભ્યો. રાજપૂતો તો ખાનપાનની કાંઇ સામગ્રી સાથે લાવ્યા જ નહોતા; કારણ કે, તેમણે કેસરિયાં કરેલાં હોવાથી જીવવાની આશા રાખી જ નહોતી. પરંતુ જ્યારે અચાનક સમય મળ્યો ત્યારે અન્નની આવશ્યકતા પણ પડી. થોડાક માણસોને દુર્ગમાં મોકલીને રાજાએ મળી શકે તેટલું પક્વ અન્ન મગાવી લીધું અને તેના અલ્પ આહારથી રાજપૂત સૈનિકો સંતુષ્ટ થયા. ખાનપાનની સમાપ્તિ થયા પછી ભવાનીભદ્રે રાજા પાસે આવીને કહ્યું કે;–

"અન્નદાતા, મારી એક પ્રાર્થના છે."

"તમને તમારી ઇચ્છા પ્રમાણે બોલવાની આજ્ઞા છે." રાજાએ કહ્યું.

"મહારાજાધિરાજ, હવે મારા મનમાં વિજયની આશાનો અંશ માત્ર પણ રહ્યો નથી. યુદ્ધનીતિ એવી છે કે, જો જયની આશા જતી રહે તો રણક્ષેત્રમાંથી પલાયન કરવું; કારણ કે, જે રાજા જીવતો છટકી જાય છે, તે પુનઃ અનુકૂલ પ્રસંગ આવતાં શત્રુને સંહારી શકે છે અને જે સાહસથી પ્રાણની આહુતિ આપે છે, તેનાથી વૈરનો પ્રતિશોધ કરી શકાતો નથી. એટલા માટે પ્રતિકૂલ પ્રસંગે રણભૂમિનો ત્યાગ કરવો તે રાજનીતિ પ્રમાણે નીચતા નથી." ભવાનીભદ્રે યોગ મંત્રણા આપી.

"એ રાજનીતિ કદાચિત્ અન્ય જાતિયોની હશે; પણ આર્યોની એ રાજનીતિ નથી. ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે, શૂરવીરતા, તેજસ્વિતા, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાં અપલાયન, ઉદારતા અને ઐશ્વર્ય એ સાત ક્ષત્રિયોનાં સ્વાભાવિક કર્મ છે.' અર્થાત્ યુદ્ધમાંથી હું પ્રાણ જતાં સુધી તો પાછાં પગલાં નથી કરવાનો તે નથી જ કરવાનો. મને પુનઃ આવો ઉપદેશ ન આપશો." રાજાએ દૃઢતાથી કહ્યું.

"તો મારી એક બીજી પ્રાર્થના માનો." ભવાનીભદ્ર બોલ્યો.

"તે પ્રાર્થના શી છે?" રાજાએ પૂછ્યું.

"એજ કે, યુવરાજને કોઇ સુરક્ષિત સ્થાનમાં મોકલી આપો. જયશિખરે પોતાની સગર્ભા રાણીને વનમાં મોકલ્યા પછી જ કેસરિયાં કર્યાં હતાં અને તેથી જ ચાવડા વંશનો વનરાજના વરદ હસ્તે પુનરુદ્ધાર થયો હતો; તેમ જ ચિત્તોડના રાણા લક્ષ્મણસિંહે પોતાના પૌત્ર હમ્મીરને સુરક્ષિત સ્થાનમાં મોકલવાની વ્યવસ્થા કર્યા પછી જ રણયજ્ઞમાં જીવન બલિદાન આપ્યું હતું અને તેથી જ હમ્મીરના હાથે ચિત્તોડનો પુનરુદ્ધાર

થયો હતો. આમ કરવામાં તો અપકીર્ત્તિનો કોઈ પ્રકાર નથી ને ભવાનીભટ્ટે બીજી યોગ્ય અને માન્ય કરવા લાયક સલાહ આપી.

"તમારો આ ઉપદેશ મને સર્વ રીતે માન્ય છે. પણ આ સંકટના સમયમાં વંશરક્ષાનું એ કાર્ય કોને સોંપવું અને કુમારને ક્યાં મોકલવો, એ એક મહા વિકટ પ્રશ્ન છે, જો તમે પોતે એ કાર્ય કરવાનું વચન આપતા હો, તો તમારા વચન અને વર્ત્તનમાં મારો દૃઢ વિશ્વાસ હોવાથી તમારા હાથમાં કુમારનો હાથ સોંપવામાં મને ભય નથી." રાજાએ કહ્યું.

"વારુ ત્યારે એની વ્યવસ્થા હું કરું છું." ભવાનીભટ્ટ બોલ્યો.

"તમારા અનેક ઉપકારો કરતાં આ ઉપકાર અદ્વિતીય થશે. જાઓ, પરમાત્મા તમારી ભાવના સફળ કરે." રાજાએ નિઃશ્વાસ નાખીને કહ્યું.

ભવાનીભટ્ટ ત્યાંથી જવાની તૈયારી કરતો હતો એટલામાં 'મારો મારો' અને 'કાપો કાપો'નો અવાજ સાંભળવામાં આવ્યો. રાજપૂતો બખ્તર તથા શસ્ત્રાસ્ત્રોને શરીરથી ભિન્ન કરી વિશ્રાંતિ લેતા બેઠા હતા. મુસલમાનો આવી દગાબાજી કરશે, એવી તેમને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી. અચાનક આવેલી આપત્તિના નિવારણની તેમણે બની શકે તેટલી તૈયારી તો કરી, પણ મુસલમાનોએ અંધારામાં જ તેમનાપર તૂટી પડીને તેમની ઘાસની પેઠે કાપણી ચલાવવા માંડી. ભવાનીભટ્ટ યુદ્ધના આવા પરિવર્ત્તિત રંગને જોઇને પોતાના બીજા બે નકાબપોશ સાથીઓ સહિત દુર્ગના દ્વારની દિશામાં કુમારને નસાડી જવા માટે ચાલ્યો ગયો.

એ અંધકારમાંના યુદ્ધમાં ભયંકર રક્તપાતક કાપાકાપી ચાલી અને લાશોના ઢગલા ત્યાં ખડકાઈ ગયા. ગાઢતમ અંધકારમાં રાજપૂતો અને મુસલમાનો કેટલીકવાર તો પોતાના પક્ષના જ સૈનિકોને ભૂલથી શત્રુ ધારીને રેંસી નાખતા હતા; કારણ કે, કોઇનાં મુખો સ્પષ્ટતાથી જોઈ શકાતાં નહોતાં. બેગડો પોતે અને અયાજ કે અસદ્‌ખાન મેદાનમાં આવ્યા નહોતા; કિન્તુ કેટલાક અંતરપર રહી જાસૂસ માર્ફત લઢાઇની ખબર ઘડી ઘડી મંગાવતા હતા, રાજા જયસિંહ, વૃદ્ધ મંત્રી ગુણાઢ્ય, સેનાપતિ રણપાલ અને ભદ્રસિંહ અલૌકિક શૌર્યથી લડ્યા. રણપાલ અને ભદ્રસિંહનો ધારાતીર્થમાં પાત થયો અને રાજા તથા મંત્રી ઘાયલ થઇને પછડાઈ પડ્યા.

પ્રભાત થતાં પરિણામ એ જણાયું કે, ઘણાખરા રાજપૂત સૈનિકો ા રાજા અને પોતાના દેશના કલ્યાણ માટે રણમાં ઝૂંઝીને ગત'યા હતા, કેટલાકો ઘાયલ થઇને પડ્યા હતા અને જેમનામાં

અદ્યાપિ શક્તિ હતી, તેઓ જીવની આશા મૂકીને લડતા હતા. મુસલમાન સૈનિકોએ ઘાયલ અને ઝૂઝતા રાજપૂતોનો પણ નાશ કરી નાખ્યો અને પોતાના મેદાનને સાફ બનાવી દીધું. મુસલમાન સિપાહીઓ જે વેળાએ ઘાયલ અને અર્ધમૃત રાજપૂત સૈનિકોના વધનો વ્યવસાય ચલાવતા હતા તે વેળાએ મલીક અયાજ સુલ્તાની ત્યાં આવી લાગ્યો અને ફરતાં ફરતાં એક સ્થળે મડદાંની વચ્ચે તેણે રાજા જયસિંહ અને મંત્રી ગુણાઢ્યને પડેલા જોયા. નાડીપરીક્ષા કરતાં તેઓ જીવતા જણાયા અને તેમને ઉપડાવીને તેણે સુલ્તાનની છાવણીમાં પહોંચતા કરી દીધા.

ભવાનીભદ્ર તથા તેના બે નકાબપોશ સાથીઓએ કુમારને દુર્ગમાં શોધવાનો પરમાવધિ કર્યો, પણ ક્યાંય તેનો પત્તો મળી શક્યો નહિ. એટલે પછી તેઓ કારાગૃહમાં આવ્યા અને ત્યાંથી બંદીવાન્ રમણચંદ્રને લઇને પ્રભાત થવાથી પ્રથમ દુર્ગના દ્વારમાંથી બહાર નીકળ્યા અને ત્યાંથી નિર્જન અરણ્યના ભાગમાં ચાલ્યા ગયા.

સુલ્તાન બેગડાએ પાવાગઢમાં પ્રવેશ કરીને સર્વત્ર પોતાનો અધિકાર કરી લીધો અને રાણી તથા અન્ય સુંદર સ્ત્રીઓ મેળવવાની આશાથી રાજમહાલયમાં પ્રવેશ કર્યો. પણ ત્યાં ચિતાભસ્મ વિના બીજું કાંઈ પણ તેના જોવામાં આવ્યું નહિ. ભસ્મીભૂત ચિત્તોડમાં પ્રવેશ કર્યા પછી જેવો આદર્શ અલાઉદ્દીન ખિલજીના જોવામાં આવ્યો હતો, તેવો જ આદર્શ અત્યારે સુલ્તાન બેગડાના જોવામાં આવ્યો. કોપના આવેશમાં પોતાના સૈનિકોને સર્વત્ર લૂટ ચલાવવાનો તેણે હુકમ ફર્માવ્યો. ઉન્મત્ત મુસલમાન સૈનિકો સ્વચ્છંદતાથી લોકોને લૂટવાનો, મારવાનો અને બચેલી સ્ત્રીઓને ભ્રષ્ટ કરવાનો પ્રકાર કરવા લાગ્યા. સર્વત્ર હાહાકાર વ્યાપી ગયો; પણ સર્વથી વિશેષ શોકકારક જે બનાવ બન્યો, તે એ હતો કે, એક રાજદાસીના ગૃહમાંથી લૂટ કરવા જતાં રાજા જયસિંહનો કુમાર અચાનક મળી આવ્યો અને તેને તે સૈનિકોએ સુલ્તાનના આસન સમક્ષ લાવીને હાજર કરી દીધો.

બેગડો કુમારને સાથે લઇને પોતાની છાવણી તરફ પાછો ફર્યો અને ઘાયલ રાજા તથા મંત્રીની બરદાસ્તનો બંદોબસ્ત કર્યો.

## ષટ્ત્રિંશ પરિચ્છેદ.

### મોહમર્દન.

ભવાનીભદ્ર, તેના બીજા બે નકાબપોશ સાથીઓ અને પાવાગઢના કારાગૃહમાંથી નીકળ્યા પછી બીજે દિવસે સંધ્ય

અખંડ પ્રવાસ કરતા રહ્યા અને ત્યારપછી એક નિર્ભય નિર્જન સ્થાનમ આવીને તેમણે વિશ્રાંતિમાટે પડાવ નાખ્યો. રમણચંદ્રે એ ત્રણેમાંના એકની પણ મુખમુદ્રા જોએલી ન હોવાથી તે પોતાને શત્રુના હસ્તમાં જ સપડાયલો માનતો હતો અને તેથી જો લાગ ફાવે તો પલાયન કરીને પ્રાણ બચાવવાનો તેનો દૃઢ નિશ્ચય હતો. રાત્રિના સમયમાં સર્વને સૂતેલા ધારીને ધીમેથી ઊઠી એકવાર તેણે એવો યત્ન કર્યો પણ ખરો; પરંતુ ભવાનીભદ્ર જાગ્રત હોવાથી તેનો એ યત્ન અફળ થયો અને અંતે રાત્રિનો અંત થઈ ગયો. પ્રભાતમાં ભવાનીભદ્રે રમણચંદ્રને પૂછ્યું કે;—"રમણચંદ્ર, તમે એ જાણો છો, કે હું અને મારા આ બે સાથીઓ કોણ છીએ ?"

"તમે પ્રતિશોધ માટેની મારી સર્વ આશાઓને ધૂળમાં મેળવનાર મારા પરમ શત્રુ છો અને આ બે તમારા મદદગાર સાથી છે, એથી વિશેષ હું કાંઇ પણ જાણતો નથી." રમણચંદ્રે તિરસ્કારદર્શક સ્વરથી ઉત્તર આપ્યું.

"તમારી આ મોટી ભૂલ થાય છે. પણ અત્યારે હવે તમારી એ ભૂલને દૂર કરવાનો સમય આવી લાગ્યો છે. નેત્રોને સ્થિર કરીને નિહાળો કે, જેને તમે પોતાનો પરમ શત્રુ માનો છો, તે ભવાનીભદ્ર કોણ છે?" એમ કહેતાંની સાથે જ ભવાનીભદ્રે પોતાના મુખપરનાં આચ્છાદનને દૂર કરી નાખ્યું. તેના મુખમંડળની પ્રત્યક્ષતા થતાં કેવળ રમણચંદ્ર જ નહિ, પણ તેના પોતાના બે સાથીઓ પણ સાનંદ આશ્ચર્યમાં તલ્લીન થઇ ગયા; કારણ કે, તેઓ પોતાના મુખપરનાં આચ્છાદનમાંથી બાહ્ય વસ્તુને સ્પષ્ટ જોઇ શકતા હતા. તેમના મુખમાંથી જે એકસમયાવચ્છેદે ઉદ્‌ગાર નીકળ્યો તે એ જ કે;—"ભવાનીભદ્રના વેશમાં ભદ્રકાળી!!"

"ત્યારે શું તમારા સરદારને તમે પોતે પણ અત્યાર સૂધી તેના ખરા સ્વરૂપમાં ઓળખી નથી શક્યા કે?" રમણચંદ્રે અજાયબીથી તે બે નકાબપોશ મદદગારોને પૂછ્યું.

"ખરી બીના એમ જ છે." તે બન્નેએ કહ્યું.

"શું, મારી અર્ધાંગના મને અત્યારે આલિંગનથી ઉત્પન્ન થતી શાંતિનો અનુભવ નહિ કરાવે?" એમ બોલતો રમણચંદ્ર ભદ્રકાળી ભણી વધ્યો.

"રમણચંદ્ર, હું તમારી પત્ની છું, એવી ભાવનાથી હવે કોઈ પણ અમર્યાદ સુખની આશા રાખીને આગળ વધશો નહિ; કારણ

કે, હવે તમારામાં મને સ્પર્શ કરવાની યોગ્યતા રહી નથી.” ભદ્રકાળીએ ગંભીરતાથી કહ્યું.

ભદ્રકાળીની આજ્ઞાનો તેના હૃદયમાં એવો તો અલૌકિક પ્રભાવ પડી ગયો કે, તે ત્યાંનો ત્યાં જ પાષાણપ્રતિમાવત્ સજ્જડ બની ગયો અને આર્જવતાથી બોલ્યો કે;–“આ હતભાગી પતિપ્રતિ આટલો બધો ધિક્કાર અને તિરસ્કાર શામાટે?”

“તમે પોતાની જન્મભૂમિનો, પોતાના ધર્મનો અને પોતાનાં દેશ બાંધવો તથા દેશભગિનીઓનો–અરે એટલું જ નહિ, પણ પ્રભુતુલ્ય મનાતા રાજાનો પણ ભયંકર દ્રોહ કર્યો છે, એટલા માટે,” ભદ્રકાળીએ ઉત્તર આપ્યું.

“મારા એ અવિચારયુક્ત કૃત્ય માટે હવે મારા હૃદયમાં પણ મહા પશ્ચાત્તાપ થાય છે, અને તેથી તું જે કહે તે પ્રાયશ્ચિત્ત કરવાને હું કટિબદ્ધ છું.” રમણચંદ્રે લજ્જાથી મુખને અવનત કરીને કહ્યું.

“મહા પાપીનું પ્રાયશ્ચિત્ત નિષ્ફળ થાય છે, અને એટલા માટે તમે જે મહા પાપનો આરંભ કર્યો છે, તે પાપનો હું મારી તપશ્ચર્યાથી અંત લાવીશ. રમણચંદ્ર, એક વેળાએ મેં અમુક કારણવશાત્ સંન્યાસિનીનો વેશ ધારણ કર્યો હતો, પણ હવે તે વેશ સદાનેમાટે ધારવાનો અને આ અવતાર કૌમારાવસ્થામાં જ વીતાડવાનો હું દૃઢ નિશ્ચય કરી ચૂકી છું. હવે મારા નિરાશ હૃદયને કામવિકાર કિંવા અન્ય કોઇ પણ સંસારવ્યવહારનો સ્પર્શ થઈ શકવાનો નથી. મારો તો તમને પણ એજ ઉપદેશ છે કે, તમે પણ સંસારસ્નેહને ત્યાગીને કોઈ એકાન્ત સ્થાનમાં જઈ પશ્ચાત્તાપમાં જ પોતાના જીવનની પૂર્ણાહુતિ કરો! તમે મારા પતિ થવાના હતા, એટલે હું વધારે પડતા વિશેષ તિરસ્કારદર્શક શબ્દો ઉચ્ચારી શકતી નથી; પણ સંક્ષેપમાં માત્ર એટલું જ કહું છું કે, હવે પછી એવી રીતે વર્ત્તવામાં જ તમારું પરલોકવિષયક હિત અને કલ્યાણ સમાયલું છે.” ભદ્રકાળીએ વૈરાગ્યનો ઉપદેશ આપ્યો.

રમણચંદ્રનાં નેત્રોમાંથી ઉષ્ણ નીરની ધારાનું પતન થવા લાગ્યું. તે સદ્‌ગદિત સ્વરથી બોલ્યો કે;–“ભદ્રકાળી, તારા અત્યંત કોમળ હૃદયમાં આવી નિષ્ઠુરતા અને કઠિનતાનો નિવાસ હશે, એવી મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી.”

“અને મારા ભાવિ પતિના પવિત્ર હૃદયમાં વિશ્વાસઘાત જેવા મહા ભયંકર અને અક્ષમ્ય અપરાધનો નિવાસ હશે, એવી મારી પણ કદાપિ ધારણા નહોતી.” ભદ્રકાળીએ તેવું જ ઉત્તર

રના ભજનમાં તલ્લીન થઇશ. કોઇવાર તારી આ દીન ભગિનીનું સ્મરણ કરતો રહેજે એટલે મારા આત્માને સંતોષ થશે.”

“બ્હેન ભદ્રકાળી, તારી આ સદાની વિયોગદર્શક વાર્ત્તા સાંભળી મારા મનમાં મહા શોક થાય છે અને છાતી ફાટી જાય છે. કોઇ સ્થાનમાં આપણે એકત્ર હઇશું, તો દુઃખમાં પણ આપણને સુખનો ભાસ થશે અને બધી ચિન્તા ટળી જશે. પોતાના વિચારનું પરિવર્તન કરીને તું જો અમારી સાથે આવે, તો મોટો ઉપકાર.” વિનયકાંતે અંતઃકરણની ખરી લાગણી દર્શાવીને કહ્યું.

“મારી વ્હાલી નણદી, અમારો આમ ત્યાગ કરતાં તારા મનમાં કાંઇ પણ લાગણી નથી જ થતી કે? તારા વિના સારા માઠા અવસરે મારી વ્હાર અને સંભાળ કોણ લેશે અને મને ‘મારી વ્હાલી ભાભી’ કોણ કહેશે? આટલી બધી નિર્દય ન થા, અમારી વિનતિ માની જા.” અલકનન્દાએ સ્ત્રીસ્વભાવનું દર્શન કરાવીને કહ્યું.

એ ઉભયની પ્રાર્થનાનું ઉત્તર આપતાં ભદ્રકાળી કહેવા લાગી કે “વીર વિનયકાંત અને ભાભી અલકનન્દા, આ નશ્વર વિશ્વમાં સર્વ જ્યારે આવે છે ત્યારે એકલાં જ આવે છે અને જે વેળાએ અંતકાળ આવી લાગે છે તે વેળાએ સર્વ સંગનો પરિત્યાગ કરી એકલાં જ ચાલતાં થાય છે. અહંતા અને મમતા અર્થાત્ ‘હું અને મારું’ એ સર્વ મિથ્યા કલ્પના છે. મારા હૃદયમાં જે પ્રબળ વૈરાગ્યનો આવિર્ભાવ થયો છે તેનો કોઇપણ મોહ પ્રતિકાર કરી શકે તેમ નથી. જો જીવતાં રહીશું તો પુનઃ કોઇ વેળાએ પરસ્પર દર્શનનો લાભ મળશે. અત્યારે તો આપણે વિયોગ થવાનો જ.”

સર્વ ભદ્રકાળીના સ્વભાવને સારી રીતે જાણતાં હોવાથી વિશેષ આગ્રહને તેમણે નિષ્ફળ ધાર્યો અને અંતે શોક તથા ખેદવડે દ્વિધા થતા અંતઃકરણથી તે સર્વ વિયુક્ત થયાં. વિનયકાંત, અલકનંદા તથા રમણચંદ્રને વિદાય કરીને ભદ્રકાળી ચાલતાં ચાલતાં મનમાં વિચાર કરવા લાગી કે;—

“હવે મારે ક્યાં જવું અને કયે સ્થળે જઇને દઢતાથી પ્રભુભજનમાં નિમગ્ન થવું? મને નિર્ભયતાયુક્ત આશ્રય આપી શકે એવું સ્થાન કયું છે વારુ? અરે, પણ આ શંકા શા માટે? કારણ કે, જેણે સંસારમોહનું મર્દન કર્યું હોય, તેને સર્વ સ્થાન સમાન છે. કોઇએ ... જ કહ્યું છે કે;—

‘સબ ભૂમી ગોપાલકી, વામેં અટક કહા;
જાકે મનમેં ખટક હય, વોહી અટક રહા!”

એ પ્રમાણેનો નિશ્ચય કરી વિશ્વમોહપર વિજય મેળવનારી ભદ્રકાળીએ પુનઃ **પાવાગઢ**ની દિશામાં પ્રયાણ કર્યું.

## સપ્તત્રિંશ પરિચ્છેદ.

### કેવળ સ્વધર્મમાટે!

રણભૂમિમાં ઘાયલ થએલા અને સુલ્તાનના કેદી બનેલા **ચાંપાનેર**ના રાજા **જયસિંહ** તથા તેના વૃદ્ધ મંત્રી ગુણાઢ્યને સુલ્તાને પોતાની છાવણીમાંના એક તંબૂમાં રાખ્યા. હકીમોને તથા ગુલામોને તેમની શુશ્રુષા તથા સેવા કરવાની કઠિન આજ્ઞા આપી દીધી. તેણે કહ્યું કેઃ—"આ આલીખાન્દાન અને હુકમરાન કયદીઓ મરી ન જાય, એની ખાસ સંભાળ રાખજો. જો એમની જાનનું જોખમ થશે, તો એમના બદલામાં તમારી જાન પણ જશે."

રાજા તથા મંત્રીની એ પ્રમાણેની વ્યવસ્થા કરીને સુલ્તાન **બેગડા**એ ઉદ્ધ્વસ્ત થએલા **ચાંપાનેર** નગરને સુધારવાના કાર્યમાં ધ્યાન પરોવ્યું. **ચાંપાનેર**નાં હવા પાણી સુલ્તાનને ઘણાં ગમવાથી તેણે એ નગરીને પોતાની રાજધાની બનાવી. તે નગરને 'મહમ્મદાબાદ' નામ આપ્યું. નગરની આસપાસ કિલ્લો બંધાવવાનો પણ એ વેળાએ જ તેણે આરંભ કર્યો અને તે કિલ્લાને 'જહાંપનાહ' નામ આપ્યું. **ચાંપાનેર**, સુલ્તાનની રાજધાની થવાથી ઘણાક અમીર, વજીર, વ્યાપારીઓ અને વાણીઆઓએ પણ પોતાના નિવાસ માટે મોટી મોટી ઇમારતો બંધાવવા માંડી. **બેગડા**એ નગરની ચારે તરફ કિલ્લાની બહાર મોટા મોટા બગીચા તૈયાર કરવાનો હુકમ પણ વૃક્ષવિદ્યાવિશારદ પુરુષોને આપી દીધો. એ વિશે એક એવી આખ્યાયિકા પ્રચલિત છે કે, ખુરાસાનના નિવાસી એક પુરુષે આવીને સુલ્તાનને એવી પ્રાર્થના કરી કે;—"નવા બાગ બગીચા તૈયાર કરવામાં અને ઇમારતોના બાંધકામની કળામાં હું અદ્વિતીય નિપુણતા ધરાવું છું. જો મને જમીન આપવામાં આવે, તો હું એક એવો બગીચો બનાવું કે, જે સુલ્તાન વાલાશાનની નજરમાં જરૂર જચી જાય!" એના ઉત્તરમાં સુલ્તાને કહ્યું કે;—"નગરની પડોસમાં તને ગમે તેવી અને ગમે તેટલી જમીન પસંદ કરી લે અને તારી હોશિયારી બતાવી આપ." એ ઉપરાંત તે પુરુષને જોઇતાં બીજાં સાધનો પૂરાં પાડવાનો પણ તેણે પોતાના જૂદા જૂદા અધિકારીઓને હુકમ આપી દીધો. તે ખુરાસાનીએ એક ઘણો જ સારો બાગ બનાવ્યો અને તેમાં એક સરસ ન્હાનો ફુવારો પણ તૈયાર કર્યો; એ

ધોધ અને સાધારણ ફુવારા પણ બનાવ્યા કે જે બનાવવાની કળા તે સમય સુધી ગુજરાતમાં અજ્ઞાત હતી. સુલ્તાન તેના આ કળાનૈપુણ્યને જોઇને ઘણો પ્રસન્ન થયો અને તેને ઇનામોથી ભરપૂર નવાજી નાખ્યો. એ વેળાએ હાલુ નામના એક ગુજરાતી સુતારે આવીને બેગડાને વિનતિ કરી કે;–" જો શહનશાહ મને આજ્ઞા આપે, તો આ બગીચાની સ્હામે જ આના કરતાં પણ વિશેષ ઉત્તમ બગીચો બનાવી આપવાની હું હામ ભીડું છું." એના ઉત્તરમાં સુલ્તાને જણાવ્યું કે;–" જો તારામાં એટલી નિપુણતા હોય, તો તેવી આજ્ઞા આપવામાં મને કશો પણ વાંધો નથી." સારાંશ કે, અલ્પ સમયમાં હાલુએ તે બગીચાની સ્હામે જ તેના કરતાં વધારે સરસ બગીચો તૈયાર કરી દીધો. તેની આ ચાલાકીથી સુલ્તાન ઘણોજ ખુશ થયો અને બોલ્યો–" મારા જાણવા પ્રમાણે ગુજરાતી લોકોને આ કળાનું જ્ઞાન નથી, તો પછી આ વિદ્યા તું ક્યાંથી શીખ્યો?" હાલુ કહેવા લાગ્યો–" ગરીબનવાજ, જે ખુરાસાનનો બાગબાન આવ્યો હતો, તેના હાથ તળે હું એક સાધારણ મજૂર તરીકે કામ કરવા રહ્યો હતો; તે વેળાએ કેટલેક અંશે તેની કળાને જોઇને અને કેટલેક અંશે મારી બુદ્ધિના બળથી એ વિદ્યા મેં પ્રાપ્ત કરી લીધી હતી." આ જવાબ સાંભળી અતિશય પ્રસન્ન થઇ સુલ્તાને તેની કળા, બુદ્ધિ, ખંત અને અનુકરણશક્તિની મુક્ત કંઠે પ્રશંસા કરી અને તેને કીમતી પોશાક સાથે નાણાંની મોટી રકમ ઇનામ તરીકે આપી. ગુજરાતના લોકો એ બગીચાને હાલુએ બનાવેલો હોવાથી **હાલોલ** નામથી ઓળખવા લાગ્યા.

એ પ્રમાણેના કાર્યક્રમમાં લગભગ ત્રણ સ્હાડા ત્રણ માસનો સમય વીતી ગયો, છતાં સુલ્તાનના નિવાસને યોગ્ય મહાલય અદ્યાપિ નગરમાં તૈયાર થએલો ન હોવાથી તે છાવણીમાં જ રહેતો હતો. એક દિવસ અચાનક એક ભીખારણ છાવણીમાં આવી. તેણે ગળાથી પગ સૂધી લંબાયલી એક લીલા રંગની કફની પહેરેલી હતી અને ચોટલાને પીઠપર લટકતો રાખી આંખોપર વાળ ન આવે એટલા માટે ગર્દન પાસે લીલી દોરી વડે તેને ઢીલો બાંધી રાખ્યો હતો. ભીખારણ છતાં તેની સૌન્દર્યકાંતિ જનાનખાનાની બીબીઓને પણ લજાવી નાખે તેવી અલૌકિક હતી અને તે સાથે તેના અપ્સરા સમાન કંઠમાં સંગીત કળાનો અદ્વિતીય ગુણ રહેલો હોવાથી તે જ્યાં જાય ત્યાં સર્વના આદર સત્કારને પાત્ર થતી હતી. સુલ્તાનની વિશાળ છાવણીમાં તે આજે લગભગ એક માસથી વારંવાર આવતી હતી અને અમુક એક ભાગમાંના સિપાહીઓને ...। સંગીત અને વાદ્યવાદનની કળાથી મુગ્ધ કરી પાછી ચાલી ...ી. છાવણીના સિપાહીઓ તેને ' હબીબા ' ના નામથી ઓળ-

ખતા અને તે જ્યારે પણ આવતી ત્યારે તેને પોતાથી જે બની શકે તે આપીને સંતુષ્ટ કરતા.

રાજા જયસિંહના જખમો ઘણે અંશે રૂઝાયા. તે બોલવા ચાલવાને શક્તિમાન્ થયો. પરંતુ જેમ જેમ તે વધારે સાજો થતો જતો હતો, તેમ તેમ શોક અને ચિન્તાનો અગ્નિ તેના હૃદયને વધારે અને વધારે બાળ્યા કરતો હતો. આજે હુબીબા રાજાના તંબૂની બહાર પહેરો ભરનારા સિપાહીઓને સંગીત સંભળાવવાને આવી હતી. બધા સિપાહીઓ ગોળ કુંડાળું કરીને જમીનપર બેસી ગયા. તેમના મધ્યમાં બેઠેલી તરુણી ભીખારણ હુબીબાએ વીણાના તાર મેળવી સંગીતનો આલાપ કર્યો;–

## સંગીત.

"કોણ માનવની પાપબુદ્ધિ પલટાવે?
હિત સમજાવે, દર્શાવે, એ..................કોણ માનવની.
શુદ્ધિ બુદ્ધિ ઊડી જતી, નીતીનો સંહાર;
ધર્મ કર્મ લોપાય છે, થતાં સ્વાર્થ વિસ્તાર;
અને એથી હાની થતી, નરની ગતી, નીચી અતી,
ને ઉન્નતી, નાશી જતી, પણ પાતક લોભાવે.–કોણ.
સારાસાર વિચારનો, થાતો છેક વિનાશ;
મહત્વ–આકાંક્ષા મહા, પામતિ પૂર્ણ પ્રકાશ;
અન્યાયો બહુ એથી થતા, ભવમાં છતા દુઃખ પામતા,
સુખ વામતા, નથી માનતા, જન–પાપ નહીં ફાવે"–કોણ.

રંગીલા સિપાહીઓએ હુબીબાને વાહવાહના ધ્વનિથી પ્રથમ વધાવી લીધી; અને પછી તેનાપર સિક્કાઓની વૃષ્ટિ વર્ષાવવા માંડી. આ સંગીત, શય્યામાં પડેલા રાજા જયસિંહના સાંભળવામાં આવ્યું અને તે સંગીતમાં ચિંતાને હરવાનો કેટલોક ગુણ અનુભવીને તેણે ખિદમતગારને કહ્યું;– "આ મધુર સંગીત કોણ ગાય છે? જો તે અહીં આવી શકે એમ હોય, તો તેને બોલાવ અને કાંઇક ગવડાવ."

ખિદમતગારોને રાજા જે કાંઇપણ માગે તે હાજર કરવાનો બેગડાનો સખ્ત હુકમ હોવાથી ખિદમતગાર તરત બહાર જઇને હુબીબાને લઇ આવ્યો. પુનઃ રાજાએ ખિદમતગારને આજ્ઞા કરી–"બહારના સિપાહીઓની વાતચીતના અવાજથી મને કંટાળો આવે છે, માટે તેમને જરા દૂર થઇ જવાનું કહે; તું પણ બહાર જ ઊભો રહે." ખિદમતગારના જવા પછી તે હુબીબાને કહેવા લાગ્યો–" છોકરી મારી ચિન્તાને ઓછી કરવામાટે તારા સ્વર્ગીય સંગીતનો આલાપ કર."

"જો મારા સંગીતથી આપની ચિન્તા અને પીડાનો પરિહાર થતો

હોય, તો એકને બદલે દશ ગાયન સંભળાવવાને હું તૈયાર છું." એમ કહીને હુબીબાએ વીણાવાદન સહિત સંગીતનો આરંભ કર્યો;–

## ગઝલ.

"ધર્મના ધામ જેવું શ્રેષ્ઠ અન્ય સ્થાન નહીં;
વાયુ નહીં વન્હિ નહીં મેઘનું તોફાન નહીં–ધર્મના.
વિશ્વના ચક્રમાં હું ધૈર્યથી દિનરાત ફરું;
સ્નેહ નહિ દ્વેષ નહીં, ભીતિનું કૈં ભાન નહીં–ધર્મના.
ધર્મનો છે દુર્ગ જ્યાં ત્યાં, કામરિપુથી કેમ ડરું;
આશા નહીં પાશ નહીં, મોહ, નહીં માન નહીં–ધર્મના.
રહું હું લીન ભજને, ઇશના નિષ્કામ થઇને;
માયામાં લેશ પણ મારું હવે તો ધ્યાન નહીં"–ધર્મના.

રાજાએ હુબીબાને તેનું મુખ જોયા વિના જ ગાવાની આજ્ઞા ક હતી; કારણ કે, જે ખાટલામાં તે સૂતેલો હતો તેમાં તેનું મસ્તક તંબૂ દરવાજા તરફ હોવાથી દૃષ્ટિ સ્હામેની બાજૂપર હતી અને તેથી તે ભીખ રણના મુખમંડળને બરાબર જોઇ શક્યો નહોતો. પરંતુ જ્યારે તે પોતાના ગાયનનો આલાપ કર્યો, તે વેળાએ એ સ્વર ક્યાંક સાંભ વામાં આવેલો હોવો જોઇએ, એવો રાજાના મનમાં ભાસ થવા લાગ્યે પરંતુ યથાર્થ સ્મરણ થઇ શક્યું નહિ. જ્યારે તેના સંગીતની સમા થઈ, ત્યારે રાજા અચાનક ખાટલામાં બેઠો થયો અને હુબીબાની મુ મુદ્રાને જોઇને દિગ્મૂઢ તથા ભ્રમિષ્ટ જેવો બની ગયો; કેટલીકવાર પછી ભયભીત મુદ્રા અને ભગ્ન સ્વરથી તેણે પૂછ્યું;–"કોણ? તું ભદ્રકાળી તો નહિ?"

"મહારાજાધિરાજ, પ્રજાના પાલક પિતા, હું તે જ ભયંકર ભદ્રકાળી!" ભદ્રકાળીએ વિનયપૂર્વક ઉત્તર આપ્યું.

"પવિત્ર બ્રાહ્મણ કન્યા હોવા છતાં આ મુસલમાન ફકીરનીને પોશાક ધરવાનું કારણ? ઇસ્લામ ધર્મના કટ્ટા અભિમાની અને જાલિમ સુલ્તાન બેગડાએ બળાત્કારે તને મુસલમાન તો નથી બનાવી?" રાજાએ આશ્ચર્યથી પૂછ્યું.

"મને કોઇએ મુસલમાન પણ નથી બનાવી કે નથી કોઇએ સતાવી. હું કેવળ આપના અંતિમ દર્શન માટે જ અહીં આવી; પણ સુરક્ષિત રહેવા માટે આ વેશ બદલવાની અક્કલ લડાવી!" ભદ્રકાળીએ ઉત્તર આપ્યું.

"તારા આ ઉત્તરથી મારા આશ્ચર્યનો અવધિ થાય છે. ભદ્ર મારા અંતિમ દર્શનમાં તારો શો લાભ સમાયલો છે, તે

સમજી શકતો નથી, હા–કદાચિત્ મેં તારા કુટુંબપર જે અત્યાચાર કર્યા છે, તેનું સ્મરણ કરાવી પડતાપર પાટું લગાવી મારા બળતા હૃદયને વધારે બાળવામાટે અને તારું વૈર વાળવામાટે જ તું આવી હઇશ. એમ જ હોય, તો તારી ઇચ્છા હોય તે બોલ–હવે આવા આઘાતોને સહન કરવાની મારા હતાશ હૃદયને ટેવ પડી છે; એટલે ચિન્તા જેવું નથી.” રાજાએ વિલક્ષણ કલ્પનાઓ પ્રદર્શિત કરી.

“આપત્તિમાં આવી પડેલા ભૂપાલ, શાંત થા. આવી કુશંકાઓથી વ્યર્થ તારા પોતાના હૃદયને વ્યથિત ન કર. હું તને ઉપાલંભ આપવા નહિ, પણ ક્ષમા અને શાંતિ આપવા માટે જ આવી છું. ભવાનીભદ્રનું તો તને સ્મરણ હશે જ?” **ભદ્ર**કાળીએ પૂછ્યું.

“કેમ નહિ? આપત્તિના સમયમાં અદ્વિતીય સાહાય્ય કરનાર એ દેવદૂતને ભૂલી જાય, એટલું બધું મારું હૃદય કૃતઘ્ન નથી. પણ અફસોસ કે, તેની સેવાનો બદલો વાળવાનો અવસર ઈશ્વરે મને ન આપ્યો. **ભદ્ર**કાળી! માત્ર તારા સંબંધમાં જ મારાથી જે પાપાચરણ થઈ ગયું છે; એ વિના બીજું એક પણ પાપ અત્યાર સુધીમાં મેં કર્યું નથી.” રાજાએ કહ્યું.

“તારું કલ્યાણ થાવ! તે **ભ**વાનીભદ્ર અન્ય કોઈ નહિ, પણ આ દીન **ભદ્ર**કાળી જ હતી.........”

**ભદ્ર**કાળી આગળ બોલવા જતી હતી તેટલામાં રાજા વિસ્મયતાથી બોલી ઉઠ્યો–“ધન્ય છે તને અને તારાં જનક જનનીને કે તેં અપકારના બદલામાં આવો અલૌકિક ઉપકાર કરી બતાવ્યો! પણ તારી સાથે જે બે બીજા પુરુષો હતા, તે કોણ?”

“એક **વિ**નયકાંત અને દ્વિતીય **અ**લકનન્દા.” ઉત્તર મળ્યું.

“**વિ**નયકાંત અને **અ**લકનન્દાએ તો મારા સમક્ષ ચિતામાં પ્રવેશ કરીને પ્રાણ ત્યાગ્યા હતા?” રાજાએ અધિક આશ્ચર્ય દર્શાવ્યું.

“મહારાજ, કોઇવાર નજરે જોયલું પણ ખોટું થાય છે અને કોઇવાર કાને સાંભળેલું પણ સાચું ઠરે છે, તેમાંનો જ આ પ્રકાર છે.” એમ કહીને **ભદ્ર**કાળીએ **વિ**નયકાંત તથા **અ**લકનન્દાના ચિતામાંથી થએલા ઉદ્ધારની અને ત્યારપછીની સર્વ કથા આદિથી અંતપર્યન્ત કહી સંભળાવી અને તેમાં **ર**મણચંદ્રના રાજદ્રોહ તથા દેશદ્રોહનો વૃત્તાંત પણ આવી ગયો.

“**ભદ્ર**કાળી, મારામાટે અને તારી જન્મભૂમિ માટે તેં પોતાના પતિનો અને તેની સાથે સમસ્ત સાંસારિક સુખોનો ત્યાગ કરીને આજન્મ કૌમારવ્રતનો સ્વીકાર કર્યો, એ તારી અલૌકિક ઉ૦

પરમાર્થ પરાયણતાની પ્રશંસા કરવાને આ મર્ત્યલોકના માનવી સર્વથ અસમર્થ છે! તારું ભદ્રકાળી નામ સર્વથા સાર્થક છે. તું આ લોકન સાધારણ સુંદરી નહિ, કિન્તુ સાક્ષાત્ દેવી ભદ્રકાળી જ છે અને તેટલ માટે હું તારાં ચરણોમાં દીનતાથી મસ્તક નમાવીને મારા અપરાધન ક્ષમા માગું છું!" રાજાએ તેની સમસ્ત કથા સાંભળી લીધા પછ પૂજ્ય બુદ્ધિ દર્શાવીને પ્રણામ કર્યા.

"પણ આપણા પ્રયત્નોમાંનો એક પણ પ્રયત્ન સફળ ન થયે અને અંતે આવો દુઃખદ સમય આવ્યો, એથી મારા મનમાં અતં ખેદ થાય છે. રાજન્, મારા મનથી તો હું ક્યારનીયે તને ક્ષમા આ ચૂકી છું!" ભદ્રકાળીએ લાગણીપૂર્વક કહ્યું.

"પૂજ્ય દેવી, જો ખરું કહું, તો એ મારી પાપબુદ્ધિ અને તા ભયાનક શાપનું જ પરિણામ છે. તેં મારા અને આ રાજ્યના ઉદ્ધ માટે પછીથી જે પ્રયત્નો કર્યા, તેના યોગે ઘણો લાભ થવા છતાં અં તે નિષ્ફળ થયા અને તારા શાપનું ફળ ભોગવવાનો અવસર આ લાગ્યો. 'મા ડાકણ નથી, પણ ભેળા ડાકણ છે' એમ જે કહેવા આવે છે, તે સત્ય છે. છતાં નિઃ વનચકાંત અને અલકનન્દા જીવનનો નાશ નથી થયો અને તારા સતીત્વની ભ્રષ્ટતા પણ નથી થ એથી મારા મનમાં પરમાનંદ થાય છે અને હવે જો મરણ આવશે, પણ હું તેનો ધૈર્ય અને આદરપૂર્વક સ્વીકાર કરીશ. તારા આજ મિલનથી મારી આંતરિક હૃદયવેદનાનો લોપ થયો છે અને મમતા ત મોહનો સંહાર થઈ ગયો છે!" રાજાએ શાંત ચિત્તથી કહ્યું.

"ગૌબ્રાહ્મણ પ્રતિપાલ નૃપાલ, મેં જે તને શાપ આપ્યો હતો પણ કેવળ સ્વધર્મમાટે અને પુનઃ ગુપ્તવેશમાં તારી સહાયકા થઇ'તી પણ કેવળ સ્વધર્મમાટે!" ભદ્રકાળીએ કહ્યું.

"અને હવે હું પણ જો શત્રુના હસ્તથી ભયાનક મૃત્યુનો સ્વીક કરીશ, તો તે પણ કેવળ સ્વધર્મમાટે!" રાજાએ ઉદ્ગાર કાઢ્યો.

ભદ્રકાળીએ રાજાની એ ઉત્તમ ભાવનાને વિશેષ ઉત્તેજિત ક વાના હેતુથી કહ્યું કે;–

"જો ગિરના હો તો ગિરના, સીખ લે પહલે દરખ્તોંસે;
ગિર અય બેતાબ, લેકિન દેખના રુખ્ હો જિધર અપના!"

"તારો આ ઉપદેશ મને શિરસાવંદ્ય છે!" રાજાએ દ ચી કહ્યું.

"જવાની આજ્ઞા?" ભદ્રકાળીએ ઊઠીને પૂછ્યું.

"એક શાંતિદાયક સંગીત ગા અને પછી ભલે આનંદથી જા !" જાએ અંતિમ ઇચ્છા વ્યક્ત કરી.

ભદ્રકાળીએ પુનઃ એક સંગીતનો આલાપ કર્યો, અને ત્યારપછી ાંથી પ્રયાણ કરી ગઈ. એ પછી તે કોઇપણ વેળાએ પાછી છાવણીમાં ાવી નહિ. સિપાહીઓ તેને વારંવાર યાદ કરતા હતા, પણ તેમની ાશા સફળ ન થઇ.

ઉપર્યુક્ત ઘટનાને લગભગ દોઢ બે માસ જેટલો સમય વીતી યો. સારી સારવાર અને સારા સારા હકીમોના ઉપચારવડે રાજા ‘યસિંહ અને વૃદ્ધમંત્રી ગુણાઢ્યના જખમો બરાબર રૂઝાઇ ગયા. હકી-ાના મુખથી આ વાર્ત્તા સુલ્તાન બેગડાના જાણવામાં આવતાં પોતાના દિવાન્ રાજા જયસિંહને તેણે પોતાના દરબારમાં બોલાવ્યો અને કહ્યું –"મહારાજાધિરાજ જયસિંહ રાવળ, તારી બરદાસ્તમાં તો કોઇ ાતની ખામી નથી આવી ને ?"

"એક શત્રુની આવી બરદાસ્ત રાખવાનું કારણ શું છે, તે હું મજી શકતો નથી !" રાજાએ કહ્યું.

"કારણ એ જ છે કે શત્રુને મિત્ર બનાવવો." બેગડાએ માર્મિ-ાથી કહ્યું.

"એટલે ?" રાજાએ આશ્ચર્યથી પૂછ્યું.

"એટલે એ જ કે, જો તું દીને ઇસલામનો સ્વીકાર કરી જૂના-ઢના રાજા પ્રમાણે મુસલમાન થવાને તૈયાર હોય, તો આ રાજ્ય તને ્હું આપવાનો અને તને એક મિત્ર સ્થાપવાનો મારો દૃઢ વિચાર . હું નથી ધારતો કે, તું પોતાના આવા અલભ્ય લાભને ખોઇ દેશે." ૅગડાએ ધીમેથી પોતાના હૃદયનો આશય વ્યક્ત કર્યો.

"સુલ્તાન, એક દૃઢ આર્યધર્મીય પુરુષ રાજ્ય જેવી તુચ્છવસ્તુ ાટે પોતાના ધર્મને ત્યાગીને અધર્મનો સ્વીકાર કરશે, એમ જો તું ારતો હોય, તો તે તારો પ્રમાદ છે, ઉન્માદ છે ક્ષણિક સુખો અને શ્વર જીવનના લોભથી સ્વધર્મનો ત્યાગ કરવો, એ પામરનું કર્મ છે; પુંસકોનું કર્ત્તવ્ય છે. આર્યધર્મીય ક્ષત્રિયો તેવા પામર અને પુરુષાતન-ન નથી એ તારે સારી રીતે સમજી રાખવું" રાજાએ પરમ દૃઢ-ાથી કહ્યું.

"દીને ઇસલામનો સ્વીકાર અથવા મૃત્યુનો અંગીકાર એ જ તારા ્વનના બે માર્ગો છે. મારી ઇચ્છા છે કે, જે વચનો અત્યારે તું ઉચ્ચ ે , તે વચનોને મરણને સમક્ષ આવેલું જોઇને તું અવશ્ય ભૂલી જઇ ુસલમાન બનવાને તૈયાર થઇશ." બેગડાએ મૂછપર તાવ દા

રાજાએ તિરસ્કાર દર્શાવીને કહ્યું;—" આ જગતમાં જેનો જન્મ થયો છે, તેનો અંતકાળ પણ અવશ્ય થવાનો જ, એ વિશ્વનો એક અબાધિત નિયમ છે. તેનું પરિવર્તન કરવાને કોઇ પણ સમર્થ નથી. જો આજે મારું મરણ તારા હાથે થશે, તો કાલે કાળ પોતે આવીને તારું ગળું દબાવશે. તારો અને મારો નાશ તો નક્કી જ છે, તો પછી સ્વલ્પ જીવનમાટે સ્વધર્મનો ત્યાગ શાને કરવો ? "

" કોઇ રીતે તું તારા હઠને નથી જ ત્યાગવાનો ? " બેગડાએ આંખોને લાલચોળ કરીને પૂછ્યું.

" આ જન્મમાં તો નહિ જ ! બીજા જન્મની વાર્તાને હું જાણતો નથી. " રાજાએ પણ નેત્ર ફેરવીને કહ્યું.

" નિઝામખાન, જોઇ શું રહ્યો છે ? જલ્લાદને બોલાવ અને આ નાપાકની ગર્દન તલવારના એક જ વારથી ઉડાવ. ત્યાર પછી એના માથાને શહેરના દરવાજા પાસે ચાડિયા પ્રમાણે રાખવાનો બંદોબસ્ત કર કે જેથી લોકો, સુલ્તાનના ફર્માનને ન માનવાનું શું પરિણામ થાય છે એના રહસ્યને જાણી શકે. " સુલ્તાને ખીજવાઇને હુકમ ફર્માવ્યો.

નિઝામખાને તરત જલ્લાદને બોલાવ્યો અને સુલ્તાનનો હુકમ કહી સંભળાવ્યો. તાબ-એ-ફર્માન થઇને જલ્લાદે તે ક્ષણે જ તલવાર મ્યાનમાંથી બહાર કાઢીને એક જ વારથી ચાંપાનેરના રાજા જયસિંહ અથવા પતઈ રાવળનું મસ્તક ઉડાવી દીધું ! સુલ્તાનની આજ્ઞા પ્રમાણે તેના ધડને જંગલમાં નાખી દઇને મસ્તકને ચાંપાનેરના સિંહદ્વાર પાસે એક સ્તંભ ઊભો કરીને તેના પર, સર્વ જોઇ શકે તેવી રીતે લટકાવવામાં આવ્યું. ચાંપાનેરના લોકોના મનમાં આ દેખાવથી ત્રાસ વ્યાપી ગયો. તેઓ બેગડાને ધિક્કારવા લાગ્યા. રાજાનો નિર્દયતાથી વધ કરાવ્યા પછી સુલ્તાને વૃદ્ધ મંત્રી ગુણાઢ્યને પોતાની પાસે બોલાવ્યો અને તેને પણ ઇસલામ ધર્મ સ્વીકારવાની પોતાની ઇચ્છા દર્શાવી. વૃદ્ધ મંત્રીએ પણ જ્યારે બેગડાની એ આજ્ઞાનો અસ્વીકાર કર્યો, ત્યારે તો તે વિશેષ ક્રોધાયમાન થઇને સરદાર શેખન બિન કબીરને કહ્યું;—

"આ હઠીલા બુઢ્ઢાને અહીંથી લઇ જા અને એના રાજાની શી હાલત થઇ છે તે બતાવ, એટલે એ પોતાની મેળે જ ઠેકાણે આવી જશે. છતાં જો ન જ માને તો એની પણ તેવી જ હાલત કરી નાખ અને એના માલેકના માથાની સાથે જ એનું માથું પણ ખૂંટાપર ચડાવી દે. મારા બીજા ફર્માનની હવે કશી પણ જરૂરત નથી."

"શેખન બિન કબીર વૃદ્ધ મંત્રી ગુણાઢ્યને શૃંખલાબદ્ધ કરી કેટલાક સિપાઇઓના કબ્જામાં આપીને જ્યાં રાજાના મસ્તકને સ્તંભપર રાખવામાં

આવ્યું હતું ત્યાં લઇ ગયો અને કહ્યું:-"જો આ તારા નાફર્માન રાજાની બુરી હાલત! તારી પણ આ જ સરજત છે. હજી પણ માની જા, તો વખત હાથમાં છે. એકવાર ગળાપર તલવાર ફરી જશે, તો પછી કાંઇ પણ થઇ શકવાનું નથી." એમ કહીને મંત્રીને બીવડાવવા માટે તેણે મ્યાનમાંથી તલવારને બહાર કાઢીને વાર કરવામાટે તૈયાર કરી રાખી.

"અફસોસ કે, મારા અન્નદાતાની આવી દુર્દશા કરનાર નાપાક સુલ્તાન અત્યારે મારી સામે નથી, નહિ તો આ ક્રૂરતાનો તેને સારો બદલો વાળી આપત. મારી બુરી હાલત કરવાની આશા રાખનાર કૂતરો તું જ છે ને? લે ત્યારે." એમ કહેતાંની સાથે જ વૃદ્ધ મંત્રીએ સિંહસમાન છલાંગ મારીને તેના હાથમાંની તલવાર છીનવી લીધી અને તત્કાળ તેનો વાર કરીને શેખન બિન કુબીરને ધૂળ ચાટતો કરી નાખ્યો. એ જ ક્ષણે પાછળથી એક મુસલમાન સિપાહીએ પોતાની તલવાર ચલાવીને મંત્રીના મસ્તકને ધડથી જૂદું કરી નાખ્યું. શેખન બિન કબી-રને લાગેલી તલવારનો જખમ એટલો બધો ઊંડો ઊતરી ગયો હતો કે, તેના યોગે અલ્પ સમયમાં જ તેના જીવનનાટકની સમાપ્તિ થઇ ગઇ.

## ઉપસંહાર.

'મીરાતે સિકંદરી' ના કર્ત્તા લખે છે કે;–"લોકો એમ કહે છે કે, રાવળના કુટુંબની બે પુત્રીઓ અને એક પુત્ર જીવતાં રહ્યાં હતાં અને જ્યારે તેમને સુલ્તાન સમક્ષ લાવવામાં આવ્યાં, ત્યારે સુલ્તાને તે પુત્રીઓને જનાનખાનામાં મોકલી દીધી અને પુત્રને સયફુલ્મુલ્ક નામના એક સરદારને સોંપીને દત્તક તરીકે તેને પાળવાની આજ્ઞા કરી સયફુલ્મુલ્કની સંભાળમાં તે પુત્ર ઉછરીને મોટો થયો અને અંતે સુલ્તાન મુજફ્ફરબિન્ મહમૂદના સમયમાં તેને 'નિજામુલ્મુલ્ક' ની પદવી આપવામાં આવી અને તે સુલ્તાનના મુખ્ય ઉમરામાંનો એક અમીર થયો." આમાંથી પુત્ર વિશેનો ઉલ્લેખ 'રાસમાળા' આદિ ગુજરાતના બીજા ઇતિહાસોમાં મળી આવે છે, પણ બે પુત્રીઓની વાર્ત્તા 'મીરાતે સિકંદરી' વિના અન્ય ઇતિહાસમાં નથી અને તેથી એ મુસલમાન ઇતિહાસકારોએ કરેલી અતિશયોક્તિ જ હોવી જોઇએ.

સુલ્તાન બેગડાના સમયમાં ચાંપાનેર નગર બહુ જ ઉન્નત અવસ્થામાં હતું. એ વિશે 'મીરાતે સિકંદરી'ના કર્ત્તા લખે છે કે, "આ સમયમાં જ 'મહમ્મદાબાદ' સર્વ પ્રકારે શૃંગારપૂર્ણ થઇને એવી અવસ્થામાં આવ્યું કે, ગુજરાતના લોકો અહમ્મદાબાદને ભૂલી ગયા અને એમ મુક્ત કંઠે સ્વીકારવા લાગ્યા કે, 'સમસ્ત ગુજરાતમાં મહમ્મદાબાદ જેવું બીજું કોઇ પણ સુખકારક અને આનંદદાયક સ્થાન નથી એટલું જ નહિ, પણ સમસ્ત પૃથ્વીતલમાં એવું અન્ય સ્થાન હશે કે નહિ એની શંકા જ છે.' એ નગરમાંની મોટી મોટી ઇમારતો આકાશ સાથે વાર્ત્તાલાપ કરતી હતી, નગરની ભૂમિ પરમાનંદદાયિની હોવાથી ત્યાં મોટા મોટા લોકો પોતાનો કાયમનો નિવાસ કરી રહ્યા હતા અને એ નગર વિશ્વમાં સર્વથી સુંદર સ્ત્રીઓનું ઉત્પત્તિસ્થાન મનાતું હતું ત્યાંનાં ઉદ્યાનો અનેક પ્રકારનાં સૌગંધિત પુષ્પોથી ભરપૂર હતાં, અને ત્યાં મેવા પણ નાના પ્રકારના અને વિપુલ થતા હતા. મુખ્યતઃ આમ્ર, ઇક્ષુ (શેરડી), દાડમ, બદામ, સેબ, અંજીર, અંગૂર (દ્રાક્ષ), કેળ, અમૃત ફળ, સદાફળ, નારંગી, રાયણ, તાડફળ, નાળિયેર, કઠળ, બલબલ, કમરખ, અને ફાલસાં આદિ ફળો પ્રત્યેક જીવને સંતોષ આપે એવાં નંદનવનનાં ફળો સમાન ઉત્પન્ન થતાં હતાં. પુષ્પોમાં ગુલાબ, સેવતી ચમેલી, ચંપક, વેલ, મોગરો, જાઈ, જૂઈ, કરેણુ, કેવડો અને કેતકી આદિ મુખ્ય હતાં. ચાંપાનેર પાસે સૂખડનાં વૃક્ષોનું એક એટલું મોટું વન હતું કે, તેનાં લાકડાં લોકો ઇમારતનાં કામમાં વાપરતા હતા.

હાલુ નામના સુતારે બનાવેલા બગીચાનું વર્ણન તો ઉપર આવી ગયું છે, એટલે તે વિશે વધારે લખવાની અગત્ય નથી. એ હાલુના હાલોલ નામથી ઓળખાતા બગીચા સૂધી ચાંપાનેર નગર લંબાયલું હતું અને તેટલો જ તેનો વિસ્તાર બીજી ત્રણ દિશામાં પણ હતો.

એક સમયના નંદનવન સમાન ચાંપાનેરના વર્તમાન અવતારનું જ્યારે આપણે અવલોકન કરીએ છીએ, ત્યારે સ્વાભાવિક આપણા મનમાં એવો પ્રશ્ન થાય છે કે, શું આ ચાંપાનેર તે જ છે ? જે નગર એક સમયમાં સુલ્તાન અને અમીર વજીરોનું નિવાસસ્થાન હતું, તે જ નગર આજે વાઘ અને સિંહોનું મુખ્ય નિવાસસ્થાન છે. આજે તેની આકાશ સાથે વાર્ત્તાલાપ કરતી ઇમારતો ધૂળમાં મળી ગઈ છે, ત્યાંના નિવાસીઓની સર્વ સંપત્તિનો વિનાશ થયો છે, ત્યાંનું પાણી વિષરૂપ બની ગયું છે અને ત્યાંની હવા રોગને ઉત્પન્ન કરનારી થઈ પડી છે; જ્યાં પુષ્પ-કલિકાઓ વિકસિત થતી હતી ત્યાં કંટક સમૂહનો ઉદ્ભવ થાય છે, જ્યાં બગીચા ખીલેલા હતા ત્યાં જંગલ અને ઝાડી જોવામાં આવે છે અને સુખદનાં વૃક્ષોનું અત્યારે ત્યાં નામ કે નિશાન પણ જણાતું નથી.

ચાંપાનેરની એ વર્તમાન વિપરીત દશાને દેખાને આપણા મનમાં અનેકવિધ વૈરાગ્યોત્પાદક વિચારો ઉત્પન્ન થાય છે અને તેથી મનસ્વી જ એમ બોલાઈ જવાય છે કે, "જગનિયંતા જગદીશ્વરની લીલા અગમ્ય છે—વિચિત્ર છે." ચાંપાનેર એક સમયે અત્યંત નામાંકિત નગર હતું અને તે વર્તમાન મોહમયી (મુંબઈ) નગરી સમાન અગાધ વૈભવમાં મહાલતું હતું. તે કાળના એ નગરના નિવાસીઓનો તો એવો જ નિશ્ચય હશે કે, 'આ નગર સદૈવ આવી જ વૈભવશાલિની સ્થિતિમાં રહેશે અને અમારાં બંધાવેલાં સદનો આદિનો કોઈ કાળે પણ નાશ થશે નહિ!' પણ મહાશોક કે, પોતાની એ કલ્પનામાં તેઓ છેતરાયા હતા. આજે તેમનું નગર અને તેમનાં નિલયોનાં ખંડિયેરો માત્ર અવશિષ્ટ રહેલાં છે. ભવિષ્યમાં એ પણ રહેશે કે નહિ, એની વાનવા જ છે.

ચાંપાનેર તથા પાવાગઢના નાશનો ક્યારથી અને શા કારણથી આરંભ થયો અને તેના નૈસર્ગિક સુખદ પરિસ્થિતિમય વાતાવરણની વિપરીતતા કેવી રીતે થઈ એનો વિશ્વસનીય ઇતિહાસ ઉપલબ્ધ નથી. ગુજરાતના લોકોનો અવિશે શ્રદ્ધાપૂર્વક એવો અભિપ્રાય છે કે, બ્રાહ્મણકન્યા ભદ્રકાળી તે સાક્ષાત્ દેવી ભદ્રકાળી જ અવતાર ધારીને ચાંપાનેરમાં આવી હતી. દેવીમાં વિકાર દૃષ્ટિ રાખી તેનાપર અત્યાચારો કરવાથી તેણે જે શાપ આપ્યો હતો, તે શાપના પ્રભાવથી જ ચાંપાનેરનો નાશ અને પાવાગઢનો પ્રલય થઈ ગયો છે. પવિત્ર અને

વિશુદ્ધ વ્યક્તિઓમાં દૈવી અંશની અધિકતા હોય છે, એવો આર્યધર્મનો સિદ્ધાંત હોવાથી અને ઘણાક પવિત્ર વિશુદ્ધાત્માઓની વચનસિદ્ધિ થાય છે એવો સર્વસાધારણ નિયમ હોવાથી, જો એ શાપના પરિણામે પાવાગઢનો પ્રલય થયો હોય, તો તેમાં કાંઈ વિશેષ આશ્ચર્ય પામવા જેવું નથી. લોકોના એ અભિપ્રાયના આશયને દર્શાવનારો એક ગરબો પણ રચાયો છે અને તે નવરાત્રિ મહોત્સવ પ્રસંગે ગુજરાતમાં સર્વત્ર ગવાય છે. પરંતુ તેમાં કેટલીક અવિશ્વસનીય અને અસંભવનીય કલ્પનાઓની વિપુલતા હોવાથી તેનો ઐતિહાસિક પ્રમાણ તરીકે સ્વીકાર કરી શકાય તેમ નથી.

પાવાગઢમાં જે કેટલાંક ક્ષત્રિય રાજાના સમયનાં ખંડિયેરો છે તેમાં દુર્ગ, કેટલાંક તળાવો અને પતઈ રાવળનાં મહાલયોના અવશેષ મુખ્ય છે. જૈનધર્મનાં કેટલાંક દેવાલયોના અવશેષ પણ અવલોકનીય છે. પવનદુર્ગવાસિની દેવી ભદ્રકાળી કિંવા મહાકાળીનો મહિમા અત્યારે પણ જેવોનો તેવો જ અવિચલ છે. પવનદુર્ગના એક ઉચ્ચ શિખર ભાગમાં મહાકાળીનું ભવ્ય મંદિર શોભી રહ્યું છે, એ મંદિરના આંતરિક મધ્ય ભાગમાં શ્રી ભદ્રકાળી, તેના વામહસ્તે બહુચરા માતા અને દક્ષિણહસ્તે શ્રી મહાકાળીની મળી ત્રણ પૂર્વાભિમુખ પ્રતિમાઓ આપણા જોવામાં આવે છે. અત્યારે પણ ચૈત્ર અને આશ્વિન માસના નવરાત્રિ મહોત્સવના પ્રસંગે ગુજરાત પ્રાંતનાં ભિન્ન ભિન્ન નગરો અને ગામોમાંથી સહસ્ત્રાવધિ સ્ત્રીપુરુષો ભદ્રકાળીનાં દર્શન માટે આવે છે એ સમયમાં ત્યાંનો રંગ કાંઇક બદલાઈ જાય છે. એ શાપભગ્ન ચાંપાનેર તથા પાવાગઢનો કદાપિ પુનરુદ્ધાર થશે કે ? ભાવિ પ્રબળ હોવાથી જો ઈશ્વરની કૃપા હોય તો તેમ થવામાં પળ માત્રનો પણ વિલંબ થાય તેમ નથી.

* "માગ માગ પાવાના રાજન્ કે તુષ્યમાન હું થઇ રે લોલ;
માગું માગું એટલું વરદાન કે મ્હોલે પધારજો રે લોલ.
ફટફટ પાવાના રાજન્ પાવો પરલે થશે રે લોલ;
બુદ્ધિ બગડી ભૂપાલ હું દેવી કાલિકા રે લોલ." ઇત્યાદિ.



# પરિશિષ્ટ.

## ચાંપાનેરનાં ખંડિયેરો.

અને

## પાવાગઢ.

લેખક—રા. નટવરલાલ ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ બી. એ.

ગૌરવશાલી ગુર્જરભૂમિની વિવિધ ઐતિહાસિક ઘટનાઓમાં એક સમયે અગત્યનું સ્થાન ભોગવતું, અને જાહોજલાલીના ઉંચા શિખરે ચહડેલું **ચાંપાનેર**નું મહારાજ્ય અને તેની વિશાળભૂમિનું દર્શન અધુના તો માત્ર કંઈ બાધા મૂકવાને જતા યાત્રાળુઓનું અને ઐતિહાસિક દૃષ્ટિએ ચહડતી અને પડતીના નાના પ્રકારના રંગો તપાસવાને આવતા નવકૌતૂહલી પ્રવાસીજનોનું કેન્દ્રસ્થાન થઈ પડ્યું છે. સર્વ શક્તિમાન પરમાત્માની કૃતિઓ અદ્‌ભુત છે: તે પોતે કયા મુદ્દાઓ ઉપર આ સર્વ ભાંજઘડ કર્યા કરે છે તેનાં મૂળ કારણોને હજી સૂધી કોઈ જાણી શક્યું નથી. ગર્વની ટોચે પહોંચેલા રાજ્યોને અને અધિકારીઓને આવી ઐતિહાસિક ખીના શિક્ષણપ્રદ થઈ પડે, અને મદથી ભરાઈ અયોગ્ય કામ ન કરે તેટલા માટે આ સર્વ પરિવર્તનશીલ રચના એ કર્યા કરતો હોય એમ અનુમાનથી આપણને લાગે છે.

શ્રી **ચાંપાનેર** ગુજરાતની દક્ષિણ દિશાએ આવેલું છે. એ ખંડિયેરો **વડોદરા**થી સુમારે પચ્ચીશેક માઇલ દૂર છે, તેથી એ પુરાતન રાજ્યને જોવા જવાની ઇચ્છા રાખનારા પ્રવાસીઓને **વડોદરા** સ્ટેશન ઉપર ઉતરી, ત્યાંથી **ગોધરા રતલામ** જતી આગગાડીની **ચાંપાનેર** રોડ નામના સ્ટેશનની ટીકીટ કહડાવવી પડે છે. આ ગામનું અસલ નામ તો **ખાખરીયા** છે, અને તે નજદીકમાં આવેલાં **ખાખરીયા** તળાવના નામ ઉપરથી પડેલું હોય એમ કલ્પના થાય છે. **ચાંપાનેર** રોડ એ નામ રેલ્વે કંપનીએ એ સ્ટેશનથી **ચાંપાનેર** જવાનો રસ્તો સુગમ પડે તેટલા માટે આપેલું છે. **ચાંપાનેર** રોડથી **ચાંપાનેર**નાં ખંડિયેરો લગભગ અગીયાર માઇલ દૂર છે. પૂર્વે એ સ્ટેશનથી ઊંટ, ઘોડા, કે બળદો આદિ વાહનોદ્વારા **ચાંપાનેર** શહેર તરફ જવું પડતું હતું; પરંતુ હાલમાં **ચાંપાનેર**નાં ખંડિયેરો સમીપ આવેલા **શિવરાજપુર** આગળ મેંગેનીઝની ખાણો હાથ લાગવાથી, **શિવરાજપુર** સીન્ડીકેટ નામની અંગ્રેજી સંસ્થાએ,

એ જમીન સરકાર પાસેથી વેચાતી લઈ પોતાની સગવડ માટે, અને માલ લઈ જવા લાવવા માટે એક લાઇટ રેલ્વે સડક નાખી છે. કિલિક નિકસનની જાણીતી પેઢીના હસ્તક હાલમાં શિવરાજપુરની લોખંડની ખાણોનો વહિવટ ચાલે છે. શિવરાજપુરની ખાણવાળી કંપનીએ એક વખતે તેમાંથી સારી પેદાસ પ્રાપ્ત કરી હતી, અને તેના ભાગીદારોને પચ્ચીસ પચ્ચીસ ટકા જેટલું વ્યાજ દર સેંકડે આપેલું હતું. થોડો સમય થયા તો તેનું કામ મંદ પડ્યું છે, અને પહેલાના જેટલો કાચો માલ હમણાં તેમાંથી નીકળી વિલાયત ચહડતો કહેવાતો નથી. ચાંપાનેરના પાવાગઢ ડુંગર અને તેની આસપાસની જમીન માટે પણ એમ કહેવાય છે કે તેમાં અઢળક લોખંડ ભરેલું છે, પણ હજી સૂધી કોઇએ રસાયણ શાસ્ત્રથી તેની બરાબર કસોટી કરી ખરું શું છે તે બહાર પાડ્યું નથી. ચાંપાનેર રોડથી દરરોજ એક ટ્રેન ઉપડે છે, અને એક ટ્રેન શિવરાજપુરથી પાછી ઉપડે છે. ચૈત્ર અને આશ્વિન માસના નવરાત્રના દિવસોમાં જ્યારે યાત્રાળુઓની ધમાલ પડે છે ત્યારે બે વખત ટ્રેન ઉપડવાની ગોઠવણ કરેલી કહેવામાં આવે છે. ચાંપાનેર સીટીથી શિવરાજપુરનું સ્ટેશન બીજું અને છેલ્લું છે. ચાંપાનેર–શિવરાજપુર લાઇટ રેલ્વેનું મુખ્ય મથક હાલોલ સ્ટેશન છે. એમ કહેવામાં આવે છે કે જ્યારે ચાંપાનગરનું મહારાજ્ય ઉન્નતિના શિખરે પહોંચેલું હતું, ત્યારે એ રાજ્યનો વિસ્તાર એટલો મોટો હતો કે વર્તમાન હાલોલ* તે એ રાજ્યના હલવાઇઓનું અને નાના પ્રકારના પકવાન્નો અને મીઠાઈ બનાવનારાઓનું મુખ્ય બજાર હતું; મહમૂદ બેગડાએ એ રાજ્ય જીતી લીધા પછી કાલોલને સ્થળે કલાલો–દારુ વેચનારાઓની દુકાનો મંડાતી હતી; અને ગોધરા એ ચાંપાનેરના હિંદુ રાજ્યની ગાયોને ચરાવવાનું સ્થાન કહેવાતું હતું. ચાંપાનેરના મહારાજ્યનો વિસ્તાર અને વહેવાર કેટલો મોટો હતો તે વાંચનારે આના ઉપરથી જ પોતે વિચારી લેવું.

ચાંપાનેર રોડથી ચાંપાનેર નગર આગગાડીદ્વારાએ બેથી અઢી કલાકમાં પહોંચાય છે. રેલ્વેના વખતની અવ્યવસ્થાને લીધે વડોદરાથી ચાંપાનેર જતા મુસાફરોને એક દિવસ વૃથા ચાંપાનેર રોડપર ગાળવો પડે છે. એવી અગવડ ગોધરાથી ચાંપાનેર જનારાઓને પડતી નથી; કારણ કે જેવા તેઓ ચાંપાનેર રોડ પૂગે છે તેવા જ વડોદરેથી ગોધરે જતી આગગાડી જતાં અને આવતાં બન્ને વખત હાથ લાગે છે. [illegible]રથી વડોદરે જનારને નાહક એક રાત ચાંપાનેર રોડ ઉપર

* [illegible]લ સંબંધી બીજી દંતકથા વાર્ત્તાના છેલ્લા પ્રકરણમાં આપેલી છે.

નિર્જન વનમાં ગુમાવવી પડે છે. ત્યાં આગળ ૧૫ થી ૨૦ માણસોની સગવડ સાચવી શકે એવી કોઈ કુંભારની એક ધર્મશાળા છે.

**ચાંપાનેર** શહેરના રેલ્વે સ્ટેશનથી **ચાંપાનેરનો** પગરસ્તો પો માઈલ જેટલો છે. મુંબઇના ના. ગવરનર સર જ્યોર્જ કલાર્ક સાહેબે એકવાર એ સ્થળની મુલાકાત લીધેલી હોવાથી માઇલેક જેટલો લાંબો એક આડો રસ્તો ઘોડાગાડી માટે માટી અને પત્થરથી બાંધેલો છે, પણ તેનો ઉપયોગ યાત્રાળુઓ કરતા નથી. હાલમાં તો માત્ર બળદ-ગાડીઓ તે રસ્તે આવ જા કરે છે. રેલ્વે સ્ટેશન ઉપર મોટું દુઃખ તો એ છે કે જો આપણી પાસે વધારે સામાન હોય તો મજૂરો મળવા મુશ્કેલ પડે છે, અને જે મજુરો મળે છે તે એક ફેરાના બેથી ત્રણ આના મજુરી માંગે છે.

વર્તમાન **ચાંપાનેર** નગર (ગામડું) **પાવાગઢની** સૌંદર્યમય તળેટીમાં આવ્યું છે. ગામડામાં માત્ર સીધો એક જ રસ્તો છે, એટલે ભૂલા પડવાનો ભય નથી. વસ્તિ આશરે પચાશેક ઘરની હશે. તેમાં થોડા બ્રાહ્મણો અને ભિલ્લ નાઇકડા જાતની હલકી કોમો મુખ્ય જોવામાં આવે છે. બે ત્રણ મોદી વાણીઆની દુકાનો પણ છે, અને જૈનનું એક અપાસરો–મંદિર, મધ્યમાં આવેલું છે. આ અપાસરાની સામું અને ગામની વચ્ચો વચ્ચ વિશાળ લીમડાનું એક વૃક્ષ શોભી રહ્યું છે. સરકારની આજ્ઞાનુસાર પોલીસની ચોકી ઉપર દરેક યાત્રાળુનું નામ અને જે બ્રાહ્મણને ત્યાં ઉતારો લેવાનો હોય તે બ્રાહ્મણનું નામ હમણાં હમણાં લખી લેવામાં આવે છે, અને તે પછી આગળ વધવા દેવામાં આવે છે. જમણા હાથ ઉપર તળેટીની નજદીકમાં મહાકાળીના પૂજારીનું મકાન આવેલું છે, અને તે દૂરથી તેના ઉપર હવામાં ફરકતી ધ્વજા પતાકાથી દેખાઈ આવે છે.

ગુજરાતના દક્ષિણ ભાગના આ સીમાડા ઉપર એક પણ પર્વતની હાર આવેલી નથી, એટલે **પાવાગઢનો** ડુંગર ઉજ્જડ ગામમાં એરંડ પ્રધાનના જેવું સ્થાન ભોગવે છે. પવનના સુસવાટાઓને આવવાનો કશો પ્રતિબંધ ન હોવાથી અને એ ગઢ ઉપર ચહડતાં પવનની લ્હેકી અતિશય આવવાથી તેને “ પવનગઢ,” “ પવનદુર્ગ ” આદિ નામો આપવામાં આવ્યા હોય એમ લાગે છે. ગઢના શૃંગ ઉપર કાળિકા માતાનું પૂજ્ય સ્થાન છે તેથી તેને “ કાળીગઢ ” પણ કહેવામાં આવે છે. આ ગઢ વડોદરાના કેટલાક ઉંચ ભાગોમાંથી દેખી શકાય છે. શહેરના બહારના ભાગોમાંથી તેનું દર્શન સ્પષ્ટ રીતે થઈ શકે છે. ગઢનો સુંદર દેખાવ જોવો હોય તો પ્રાતઃકાળનો સમય સૌથી સારો છે.

સૂર્યોદય પૂર્વે તે ધૂમસ અને કિંચિત્ વાદળાઓમાં છુપાયલો ઘેરા રંગનો દૃષ્ટિએ પડે છે, અને સવિતાના ઉદય પછી સુવર્ણમય કિરણોથી તે ગઢ જાણે કનકગઢ હોય નહિ શું, તેવો ભાસે છે, અને વૃક્ષોની ટોંચો ઉપર પથરાયલા ઝાકળ બિંદુઓ ઝળાંઝળાં થઈ રહે છે.

ચાંપાનેરના પુરાતન નગરમાં જેમ જેમ આપણે આગળ વધતા જઈએ છીએ તેમ તેમ અસ્તાવ્યસ્ત થઈ ગયેલાં મોટાં મોટાં મહાલયો, મંદિરો, ભુવનો, કૂપો, વાવો, દરગાહો અને મસજીદો આપણી નજરે પડે છે. કેટલીક ભવ્ય ઇમારતો સર્વથા નાશ પામેલી હોવાથી તેની મજબૂત ભીંતો ક્યાંક ક્યાંક બાકી રહેલી દેખાય છે, અને તેના ઉપર કુમળા દર્ભો અને લીલું ઘાસ ઉગેલું હોવાથી તે જાણે લીલી હરિયાળીની ભીંત હોયની! એમ દૂરથી લાગે છે. આધુનિક ચાંપાનેરના દરવાજામાં પેસતાં પહેલાં ગામ બહાર એક મોટી જુની મસજીદ આવેલ છે. અસલ તે ચાંપાનેરના કોટમાં હોવી જોઇએ. ત્યાંના રહેવાસીએ એને જુમ્મામસજીદ તરીકે ઓળખાવે છે. દંતકથા એવી છે કે પતાઈ રાવળના પાટવી કુંવરનો પૂર્વે એ સ્થળે એક સુંદર મહેલ હતો પણ જ્યારે મહમૂદ બેગડાએ ચાંપાનેર અને પાવાગઢને જીતવાને વાસ્તે ઘેરો ઘાલ્યો, ત્યારે પોતે એ સ્થળપરથી જીત્યા વગર ખસનાર નથી એવી ટેક રાજાને બતાવવા ખાતર એ મહેલ તોડી ફોડી તેને સ્થાને હાલની જુમ્મામસજીદ બાંધવાનું કામ શરુ કર્યું હતું. મસજીદની રચના ઉપરથી એમ જણાય છે કે તે ઘેરા વખતે પૂર્ણ થયેલી નહિ હોવી જોઇએ પણ ચાંપાનેરના છેલ્લા હિંદુ રાજાના પતન પછી તે સંપૂર્ણ ચણાયલી હશે ઇશ્વરની લીલા જોવાની તો એ છે કે ચાંપાનેર જીતી તેનો વિધ્વંસ કરી પોતાની કીર્તિ માટે નવેસરથી ચાંપાનેર વસાવનારનાં એ સર્વ ગર્વચિહ્ન આજે નષ્ટ થઈ ગયાં છે. વિજય મેળવનાર ઉપર પણ કાળે વિજય મેળવ્યો છે! જે સ્થાને હજારો મુસલમીન બિરાદરો ભેગા થઈ ખુદાતાલાની બંદગી કરતા હતા તે સ્થાન આજે કૂતરા, બિલાડા, કુકડા અને સર્પોનું નિવાસ સ્થાન થઈ પડ્યું છે. યાત્રાની વખતે કોઈ કોઈ વાર કોઈ મુસલમાન ત્યાં આવી કબરો આગળ દીવો કરે છે, પણ બીજે વખતે તો ત્યાં શૂન્યકાર સિવાય અન્ય કંઈ નજરે પડતું નથી. એ મસજીદ હાલ જીર્ણાવસ્થામાં છે. પુરાતન મકાનો અને સ્થાનોને, તેમની તેવી જ સ્થિતિમાં જાળવી રાખવાનો લોર્ડ કર્ઝનનો હુકમ હોવાથી ત્યાં આગળ કેટલે ઠેકાણે દીવાલો વધારે ખરી ન પડે તે માટે સિમિટ પૂરી સમારકામ લું જોવામાં આવે છે. મસજીદના બહારના ચોગાનમાં બે મોટાં વૃક્ષો આવી રહેલાં છે. ચોગાનની ભીંતો જર્જરિત અવસ્થામાં

છે. મસજીદની અંદરનો વિભાગ વિશાળ છે, અને તે સુંદર કોતરકામથી શણગારેલા સ્તંભોથી સુશોભિત છે. જે ઠેકાણેથી કાજી કુરાન વાંચતો હશે, અને જે દિશા તરફ મુસલમાનો પોતાનું મુખ રાખીને અલ્લાહની બંદગી કરતા હશે તે તરફની મસજીદની દીવાલ એટલી લીસી અને ચળકાટ મારતી જોવામાં આવે છે કે આઘેથી તેનું નિરીક્ષણ કરનારને તે આરસપાહણની બનાવી હશે એવો ભ્રમ પેદા થાય છે; પણ પાસે જઈને જોતાં તે ચૂના અને રેતીની બનાવેલી છે એમ કેટલેક ઠેકાણેથી ઉખડી પડેલી પોપડીઓપરથી દેખાય છે. જે વખતે હિંદના કોઈ પણ ભાગમાં સિમિટ બનતી નહોતી તે વખતે આવી સફાઈદાર ભીંતો કેમ અને કઈ સામગ્રીથી બનાવી હશે તેનો ખ્યાલ મનમાં આવી શકતો નથી.

મસજીદની બારીઓમાં અને ઘુમ્મટોમાં જે કોતરકામ અને શિલ્પકળા દર્શાવી છે તે અજાયબી પમાડે તેવી જ છે. આબુના પહાડ ઉપર આવેલા દેલવાડાનાં જૈન મંદિરોમાં જે પ્રકારની આઠ પાંદડીવાળા કમળની રચના કરવામાં આવી છે તેવા જ પ્રકારની આકૃતિઓ અત્ર પણ જોવામાં આવે છે; ફેર માત્ર એટલો છે કે તે જૈન મંદિરોના કોતરકામમાં શિલ્પીએ પોતાની બધી અક્કલ વાપરેલી દેખાય છે, ત્યારે અહિંયા તેની થોડી રૂપરેખાનું જ જ્ઞાન થાય છે. મસજીદમાં પ્રવેશ કરતાં મુલ્લાજીને બાંગ પોકારવા માટે બે ઉંચા મીનારા બાંધેલા છે. એ મીનારા-પર ચઢીને જોવાથી ચાંપાનેર નગરની અસલ સ્થિતિનું થોડું ઘણું ભાન થાય છે. ચાર દિશાએ ચાર ભાંગી તૂટી નાની મસજીદો જોવામાં આવે છે, અને તેના એક ખૂણામાં હાલનું ચાંપાનેરનું ગામડું આવેલું દેખાય છે. આબાદીના કાળમાં એ નગરના માર્ગો પણ વિશાળ અને સુશોભિત હશે, પરંતુ નગર ઉજ્જડ થઈ ગયેલું હોવાથી અને મનુષ્યોની અવરજવરનો ત્યાં અભાવ હોવાથી માર્ગના મધ્યભાગમાં બહુધા નાના નાના રોપાઓ અને ક્વચિત્ વૃક્ષો ઉગેલાં પ્રવાસીજનોની નજરે પડે છે; અને આ મસજીદ તેનાં બે મીનારા સહિત તે વખતના કારીગરોની કાર્ય કરવાની શક્તિની કલ્પના કરાવતી અડગ ભવ્યતાસહ આજે પાંચ-સોથી વધારે વર્ષ થયાં લગભગ સારી દશામાં ઉભી રહી છે. એમાં સર્વત્ર પાષાણથી જ કામ લેવામાં આવેલું છે, પણ એ પાષા-ણોને ઉપર ચહડાવવા માટે કઈ "ક્રેનો"નો ઉપયોગ કરવામાં આવ્યો હશે તે કળી શકાતું નથી. ઘુમટોમાં જે બારીક કોતરકામની કારીગરી કરવામાં આવી છે તે અખંડ પત્થરોમાં કરવામાં આવી છે. એ પાષાણોને શું પ્રથમ કોરીને પછી ચહડાવવામાં આવ્યા હશે કે પ્રથમ ચહડાવીને પછી તેના ઘુમટની અંદર કોતરકામ કર્યું

હશે એ વિચારવા જેવો વિષય છે. આખી મસજીદમાં કાંઈ તો શોધ્યું જડતું નથી. મકાનની રચના એવી કરવામાં આવી છે કે તેમાં પડઘો પડી બહુ ગડબડાટ થાય નહિ; સ્તંભો એવી રીતે ગોઠવવામાં આવ્યા છે કે તેમાં ભૂલભૂલામણી લાગે છે, અને તેથી સહેલાઈથી ગણી શકાતા નથી. મસજીદની અંદરના પોલમાં એક આરસનો પથ્થર દીવાની આકૃતિ સહિત દીવાલમાં જડેલો દેખાય છે, અને તે સ્થાને મુસલમાનો દીવો બાળે છે. મુસલમાનની મસજીદમાં આવો દીવાની આકૃતિવાળો આરસનો પત્થર ક્યાંથી? એ ઉપરથી કેટલાકો એવું અનુમાન કરે છે કે પતાઈ રાવળના પાટવી કુંવરના મહેલની અંદર જે દેવસ્થાન હતું તેમાં તે પાષાણ, પૂર્વે દીવો બાળવા માટે રાખવામાં આવ્યો હતો! ધર્મઝનૂની અને મૂર્તિભંજક મહમૂદે તેના પ્રતિ તિરસ્કાર બતાવવા માટે એને મસજીદની દીવાલમાં જડી લેવાનો હુકમ કીધો હતો એમ કહેવાય છે. તેની તે નેમ આજે સચવાયલી દેખાતી નથી, કારણ કે મુસલમાનો તેને પવિત્ર ગણી તે સ્થાન આગળ દીવો બાળી એક લેખે હિંદુઓની મૂર્ત્તિપૂજાનું અનુકરણ કરે છે! જો કે તેઓ તો તે સ્થાને રહેલી કબરો નિમિત્ત ત્યાં દીવો કરે છે.

મસજીદની ઉત્તર બાજુમાં એક મોટો હોજ છે, તેમાં પાણી ભરાઈ રહે છે; પણ ઉનાળાના દિવસોમાં તે સૂકાઈ જાય છે; અને તેનું પાણી દુર્ગંધવાળું હોવાથી લોકોના ઉપયોગમાં આવી શકતું નથી. હોજમાં ઉતરવાને પગથીઆંઓ ઠેઠ તળિયા સૂધી બાંધેલાં છે, અને તેની એક બાજુએ ગુફા જેવું દેખાય છે. એ સ્થાન ઝાડપાન વગેરેથી આચ્છાદિત થઈ ગયું છે, પણ સર્વ રચના જોતાં એમ લાગે છે કે ડુંગર ઉપરથી આવતાં પાણીના ઝરણો તે માર્ગે હોજમાં પાણી લાવવા માટે વાળેલાં હોવાં જોઈએ. આ હોજને કેટલાક પાતર તળાવ અથવા કુસબણ તળાવના નામે ઓળખે છે, અને તેની આકૃતિ ચતુષ્કોણ છે. એ તળાવ ચાંપાનેરના એક શ્રીમાન પઠાણ સકરખાને આસરે ૩૦ વર્ષ પૂર્વે બંધાવેલું હતું, એવો ઉલ્લેખ મળી આવ્યો છે. એ તળાવની બાજુમાં જ એ સકરખાનની સારી અને સુશોભિત રીતે ચણેલી કબર આજે પણ આપણા જોવામાં આવે છે.

કબર છોડીને થોડે આગળ વધીએ છીએ કે જે દ્વારથી વર્તમાન ચાંપાનેર ગામમાં પ્રવેશ કરાય છે, તે આવે છે. અસલના કિલ્લાઓ માફક જ આ કિલ્લાનો દરવાજો પાષાણથી જ બાંધવામાં આવ્યો છે. કિલ્લાના ...ના બુરજો તો ખંડિત દશામાં વિદ્યમાન છે, અને દરવાજાની કમાન ... પડું પડું એવી દશામાં ડોળા કકડાવતી ભય ઉપજાવતી નજરે

પડે છે. જો વરસાદના દિવસમાં પવનના એકાદ જબરા સપાટાથી ચલો "કી-સ્ટોન" નીકલી પડે તો કમાન કડડભૂસ કરતી નીચે બેસી આવે ! એ દરવાજા ઉપર અરબ્બી ભાષામાં લેખો કોતરેલા દૃષ્ટિગોચર થાય છે, પણ કોઇએ વાંચીને તે બાબત કશો ઉલ્લેખ કર્યો જણાતો નથી. ઇતિહાસ ઉપરથી એમ માલમ પડે છે કે આ લેખો ઇ. સ. ૧૪૮૫ ની સાલ પછી લખાયા હોવા જોઇએ, કારણ કે મહમૂદ બેગડાએ ઇ. સ. ૧૪૮૩ માં પાવાગઢનો ડુંગરી કિલ્લો અને ચાંપાનેર નગર જીતી લીધા પછી પોતાને એ સ્થળ વિશેષ પસંદ પડવાથી અને દેશ રસાળ જણાયાથી અમદાવાદથી રાજધાની ખસેડી ચાંપાનેરમાં સ્થાપવાનો વિચાર રાખ્યો હતો, અને ચાંપાનેરને નવેસરથી બાંધવાની શરુઆત કરી હતી. એ કિલ્લો અને દરવાજો ફરી બાંધેલો છે તે એટલાપરથી જણાય છે કે તેના ચણતર કામમાં હિંદુઓનાં દેવાલયો તોડી નાખી તેના પવિત્ર ધાર્મિક કોતર કામના ચીતરામણના પત્થરોનો ઉપયોગ કરેલો છે, અને તે પત્થરો પણ અસ્તાવ્યસ્ત રીતે એક ઉપર એક ગોઠવી દીધેલા છે. આવી સ્થિતિ બીજા દરવાજાઓની પણ છે.

ચાંપાનેરની હાલની સ્થિતિનું વર્ણન વાર્તાવિભાગમાં આપેલું છે, એટલે અત્ર તેની પુનરાવૃત્તિ કરવાની જરૂર નથી. પણ આ શહેરની પ્રથમ ઉત્પત્તિ કેમ થઈ, અને આજ સ્થળ એ માટે કેમ પસંદ કરવામાં આવ્યું હતું, તે માટે એક આખ્યાયિકા લોકમાં પ્રચલિત છે. તે દંતકથા એમ જણાવે છે કે, ગુર્જરાધિપતિ શ્રી વનરાજ મહારાજની સતિ સ્ત્રી ચંપાવતીએ પોતાના સ્વામીને થયેલા અમુક પ્રસંગના સ્મરણચિહ્ન તરિકે એ સ્થળે એક નગર વસાવવાની પ્રાર્થના કરી હતી, અને તેના ઉપરી અધિકારી તરીકે ચાંપા નામના અણહિલવાડ પત્તનના એક કાબેલ વાણીઆની નિમણુક કરી હતી. વસાવનાર રાણીશ્રી ચંપા અને ઉપરી અધિકારી ચાંપો એ શુભ સંજોગ તે ઉપરથી એ શેહેરનું નામ ચાંપાનેર-ચંપાનગર પાડવામાં આવ્યું હશે એમ લાગે છે. દંતકથા અને આખ્યાયિકાઓમાં આપણો ઇતિહાસ એટલો બધો આચ્છાદિત થઈ ગયો છે, અને તત્સંબંધી કોઈ પણ જાતનું લખાણ નહિ હોવાથી સત્ય હકીકત શી છે તે સમજી શકાતી નથી.

ચાંપાનેરથી પાવાગઢના પર્વતપર પશ્ચિમદ્વારમાં થઇને જ જવાય છે. પાવાગઢ, એ પહાડી કિલ્લાના પાવકગઢ, પાવનગઢ, અને પવનગઢ એવાં બીજાં પણ નામો છે. ચાંપાનેર અને પાવાગઢ વચ્ચે લગભગ ત્રણ ગાઉનું અંતર છે. એ પ્રદેશ ગીચ ઝાડીવાળો છે, અને કહેવાય છે કે શ્રીકાલિકા માતાના શાપને લીધે એ સ્થળની આસપાસની જમીનમાં કોઈ પણ જાતનું

ખેતીવાડીનું કામ થઈ શકતું નથી. આસપાસનો તમામ પ્રદેશ ઘોરતમ અરણ્યથી છવાયલો છે, અને ત્યાં હિંસક પશુઓની ઘણી ભીતિ રખાય છે. ચાંપાનેરના પશ્ચિમ દ્વારથી તે ઠેઠ પાવાગઢ પર્યન્તનો પ્રદેશ ખડકાળ છે, અને ત્યાં એક સરખું ચઢાણ આવેલું છે. ગઢ ઉપર ચઢવાનો માર્ગ અધુના તો એક જ જણાય છે, પરંતુ તે ઉપરથી એમ કંઈ કલ્પી શકાતું નથી કે પૂર્વે જ્યારે ચાંપાનેર ઉન્નતિના ઉચ્ચત્તમ શિખરે વિહરતું હશે ત્યારે પણ એક જ હશે. ઇતિહાસ વાંચતાં એમ જણાય છે કે પ્રાચીન કાળમાં એ સ્થળે પહોંચવાને એક કરતાં વિશેષ રસ્તાઓ હોવા જ જોઈએ; પરંતુ એ સર્વ નગરના પ્રલય થયા પછી, અને જોઈતી સંભાળ ન રખાયાથી વૃક્ષોની વિલક્ષણ વૃદ્ધિથી, અને વરસાદના દિવસોમાં પડતા પાણીના ધોધના પ્રબળથી, ધસી આવેલા પત્થરોથી, એ માર્ગો પૂરાઈ જઈ આજે માત્ર એક પગવાટ ત્યાં રહેલી છે. ઘોડેસ્વારો, બલદોનાં શકટાદિ વાહનો, પાલખીઓ, અને તોપો જે ગઢના શૃંગ ઉપર જતાં હતાં તે પણ એક સમય હતો, આજે ગઢ ઉપર ચઢતાં પગ પણ સંભાળીને મૂકવો પડે છે એ પણ એક સમય છે. કાળ તારી બલિહારી છે! માર્ગમાં બન્ને બાજુએ જુદા જુદા પ્રકારનાં વૃક્ષો જોવામાં આવે છે પણ પગવાટ છોડીને જરા આડા આપણે જઈએ; તો તરત જ ભયંકર ઝાડીમાં ભૂલા પડીએ તેમ છે. માર્ગમાં સર્વત્ર સૂકાયલું ઘાસ અને ઝાડોનાં સૂકાં પાંદડાં પડેલ હોવાથી જો સંભાળીને ચાલવામાં નહિ આવે તો પગ ઘણીવાર લપસી જવાનો સંભવ રહે છે. ગઢ ઉપર જતાં હાલ તો સાગ, સીતાફળ કરમદાં, ખાખર આમ્રાદિના વૃક્ષોનો સમૂહ તથા વાંસની ઝાડીઓ વિશેષ વધેલી જણાય છે. કેટલાંક ઝાડો અને વનસ્પતિનાં નામો ત્યાં રહેનાર નાયકડા ભીલડાઓને પણ ખબર નથી. પ્રથમ થોડોક સમય સૂધી તે માર્ગ સીધો અને સરળ લાગે છે, પણ જ્યારે પાવાગઢના ઈશાન્ય કોણે ઠેઠ બરાબર તળેટીમાં આવીએ છીએ, ત્યાર પછીનું ચઢાણ ઘણું વિકટ લાગે છે. પર્વતની પૂર્વ દિશા વિના બીજી સર્વ દિશાઓમાં એક સરખા ઉભા ભાગો વિસ્તરેલા છે તેથી ત્યાં ઝાડી પણ નથી હોતી અને ચઢાણ પણ બિલકુલ નથી હોતું. આ સ્થળથી તે કાળિકાના શિખર સૂધી સુમારે બે કોશનું ચઢાણ છે, અને તે એક સરખું એક્કે શ્વાસે વીસામો લીધા વગર કોઈથી પણ ચઢી શકાતું નથી. પર્વતના પૂર્વ ભાગમાં એક સારો મજબુત તટ અને બુરજ છે. કિલ્લાની ઈશાન્ય દિશાથી નૈર્ઋત્ય સૂધીની પહોળાઈ લગભગ દોઢ મૈલ જેટલી છે, અને લંબાઈ (આગ્નેય ... તે વાયવ્ય સૂધી) બે મૈલ કરતાં પણ વધારે છે. દુર્ગની સૌથી ઉંચ ...ની સપાટીથી લગભગ ૩૫૦૦ ફીટની ઉંચાઈપર આવેલી છે

પાવાગઢની ઉત્પત્તિ વિષે એક પૌરાણિક આખ્યાયિકા સંભળાય છે. આ આખ્યાયિકા અર્બુદાચળની આખ્યાયિકા સાથે આબેહુબ મળતી આવે છે, અને તેની અંદર ભાગ લેનારાં પાત્રો પણ એક બીજા સાથે સંબંધ ધરાવે છે. પુરાણમાં જ્યાં હાલમાં પાવાગઢ છે તેની પડોસમાં વિશ્વામિત્ર ઋષિનો એક આશ્રમ હતો અને આજ સ્થળે સ્વર્ગાધિપતિ ઇન્દ્રે મુનિને છળવા–તપભંગ કરવા માટે મેનકા નામની અપ્સરા મોકલી હતી. મેનકાના આવી ગયા પછી એ સ્થાન પાસે વિશ્વામિત્ર ઋષિ પુનઃ તપ કરવા લાગ્યા. એક દિવસે વસિષ્ઠજી પાસેથી લીધેલી કામધેનુની પુત્રી નંદિની વનમાં ચરતી હતી, તેટલામાં તેનો પગ સરકી જવાથી તે નીચેની ઉંડી ખીણમાં જઈ પડી. મુનિહોમધેનુથી તેમાંથી એમને એમ નીકળી શકાયું નહિ, તેથી તેણે બહાર કાઢવા માટે વિશ્વામિત્રને પ્રાર્થના કરી. વિશ્વામિત્રે કહ્યું કે, "તું તારા પોતાના પ્રભાવથી બહાર આવ! સર્વની કામના પૂર્ણ કરનારી કામધેનુની પુત્રીએ બીજા પાસે યાચના કરવી ઘટતી નથી!" મુનિનું આવું ઉત્તર સાંભળી તેણે પોતાની માતાનું સ્મરણ કરી પોતાના દૂધથી તે ખીણને ભરી નાખી, અને તે દૂધમાં તરીને પાછી ઋષિના આશ્રમમાં આવી. બીજીવાર એવો બનાવ ન બને તેની સાવચેતી માટે વિશ્વામિત્ર ઋષિએ પોતાના તપના સામર્થ્યવડે ત્રિશંકુ રાજાને માટે બનાવેલા સ્વર્ગમાંથી એક મોટા પર્વતને એ ખીણમાં લાવી પૂર્યો! એ પર્વતના ત્રણ ચતુર્થાંશ ભાગથી ખીણ પૂરાઈ ગઈ, અને બાકીનો એક ચતુર્થાંશ ભાગ રહ્યો તેને હાલમાં પાવાગઢ (પા–ગઢ)ના નામથી ઓળખવામાં આવે છે. તે પર્વત વિશ્વામિત્રે રચેલા સ્વર્ગમાંથી આવેલો હોવાને લીધે તેને લોકો પાવકગઢ પણ કહે છે. પૂર્વે જ્યાં આગળ વિશ્વામિત્ર ઋષિનો આશ્રમ હતો ત્યાં આગળથી એક સરિતા વહે છે, અને વિશ્વામિત્રી નદી કે જે વીરક્ષેત્રની ભૂમિને પાવન કરે છે તે એ જ નદી છે, એમ ગુજરાતની ભૂગોળમાં લખેલું જણાય છે. અધુના તો એ સરિતા વરસના મોટા ભાગે બહુધા નિર્જળ રહે છે; પણ જેમ જેમ આપણે આગળ વધીએ છીએ તેમ તેમ તેના વહેવાના માર્ગની રૂપરેખા દષ્ટિગોચર થાય છે. આ આખ્યાયિકા પૌરાણિક અને અદ્ભુત રસથી પરિપૂર્ણ છે, તેથી એમાં સત્યતાનો જે કેટલોક અંશ છુપાયલો છે તેનું તારણ કરવું અશક્ય છે. આવી આવી કાલ્પનિક કથાઓથી આપણાં ઐતિહાસિક સ્થળોના સત્ય વૃત્તાંતો આચ્છાદિત થઈ ગયા છે, એ અત્યંત શોચનીય વાર્તા છે–અને સાધનોના અભાવે એના સત્ય શોધનું કાર્ય કઠિન થઈ પડયું છે.

પર્વતના ઈશાન કોણ આગળ આવેલા પગથિ

અડધો માઇલ ખડકાળ ચઢાણુ ચઢીને ઉપરના કિલ્લાના બહારના ભાગ માંથી અટક મહાદ્વાર વટાવીને અંદર જવાય છે. આ રસ્તો ઘણો વિકટ છે, અને કેટલીવાર તો એવા ભૂલાવામાં પડીએ છીએ કે આપણે જે માર્ગે ઉપર ચહડયા જઇએ છીએ તે ખરો છે કે ખોટો એવી શંકા પણ મનમાં પેદા થાય છે. આપણી પૂર્વે આગળ ગયેલા ભાવિક યાત્રાળુઓને પણ આવી ગુંચવણી થઈ હોય એમ લાગે છે, કારણ વચમાં કોઈ કોઈ સ્થળે ચાકથી અથવા તો કોલસાથી પત્થરો ઉપર "આ રસ્તે ફલાણા ગયેલા છે, માટે તમારે નિર્ભયપણે આગળ ચાલ્યા જવું," એવી મતલબના લેખ જોવામાં આવે છે. કેટલેક સ્થળે તો ઠીકરાં માટી, રોડા, પત્થર વગેરેની હારબંધ બનાવેલી ઢગલીઓ, અથવા તે ઝાડો ઉપર વિંટાળેલા ચીંથરાઓ પ્રવાસીજનોને ઘણીવાર માર્ગ દર્શક થઈ પડે છે. અટકને નામે ઓળખાતા દરવાજાનો આગલો ભાગ તો સાધારણ રીતે ભાંગી તુટી જવાની અણીપર આવી પહોંચ્યો છે, પણ વલણનો બીજો દરવાજો મજબુત અને સાબિત છે. એ દરવાજાઓ ઉપર કંકુના અથવા તો સિંદૂરના હાથા અને ત્રિશૂળો પાડ વામાં આવેલા છે, અને તે નિશાની જોઇને યાત્રાળુ પોતાના પ્રયાણક્રમમાં આગળ વધે છે.

અટકના દરવાજાની નીચેના તટમાં સ્થળે સ્થળે મોટા જં બુરજો આવી રહેલા છે. અંદરના ભાગમાં સુમારે ૫૦૦ કદમપર તેની ડાબી બાજુએ હીના નામનું એક ચતુષ્કોણ નિર્જલ તળાવ અને હીના મહેલ એ બે રમણીય સ્થાનો શોભી રહ્યાં છે. એ તટના મોટા દ્વારમાં થઇને અંદર પ્રવેશ કર્યા પછી ૭૫-થી ૧૦૦ કદમની અંદર જ એક પછી એક આવતા વલણ ઉપર અનુક્રમે ત્રણ દરવાજા જોવામાં આવે છે. તેમાંનો પહેલો દરવાજો બુઢીયા (ભાલાની અણી) દરવાજાના નામથી ઓળખાય છે; અને છેવટના દ્વારને લોકો ભાલાકુળ કરીને કહે છે. એનું કામ ઘણું જ મજબુત છે, અને ઉપરના દરવાજા ઉપ-રથી નીચેના દરવાજા ઉપર સહજમાં ગોળો ચલાવી શકાય એવી બાંધણી કરી છે. ચઢી આવેલા શત્રુઓને ફસાવવા માટે ત્રણ વલણો અનુક્રમે પર્વતમાં કોરી કાઢેલાં લાગે છે. એ મોટા દ્વારના અંતર્ભાગમાં લગભગ ૪૦૦ હાથ જેટલી જમીન 'ગેરીશન'—લશ્કરને રહેવા માટે સપાટ છે, અને ડાબા હાથ ઉપર એક ટેકરી આવેલ છે, ત્યાં સૂધી એક બીજા કોટને બાંધીને લંબાવવામાં આવ્યો છે. ત્યાર પછી ત્રીજા તટનો આરંભ થાય છે. એમાં થઇને જવા માટે પર્વતમાં પગથિયાં કોરેલાં છે. એ પગથિયાં 'માં એટલાં તો ઘસાઈ ગયાં છે કે જો બરાબર સંભાળીને પગ ન

મૂકવામાં આવે તો જરૂર નીચે ગડગડગોપાલનાથ થઈ જયા વગર રહીએ નહિ.

પગથિયાં ઉપર ચઢીને આમ તેમ વળણ લેતાં સદનશાહના દરવાજામાં દાખલ થવાય છે. આ તટ ઘણું જ મજબૂત છે, અને દરવાજાના બુરજો પણ મજબૂત તથા ઘણા જ ઉંચા છે. આ તૃતીય તટના અંતર્ભાગમાં જતાં ડાબા હાથપર સુમારે ૧૫૦ પગલાં ઉપર પર્વતનો સીધો ભાગ આવે છે. એ ઉભા પ્રદેશના અંતમાં સ્વસ્તિકાકૃતિ પાકી બાંધણીની પત્થરની ઓરડી જોવામાં આવે છે. તેની અંદર ફાટમાંથી જોતાં એક સમાધિ દેખાય છે. એ સમાધિમાં એક રજપૂત રાજકન્યાને જીવતી દાટવામાં આવી હતી એવી દંતકથા પ્રચલિત છે. એની પાસે પતાઈ રાવળના એક ધનાઢ્ય નાગરિકનું સાતમાળનું મકાન આવેલું છે, અને તેના ચાર મજલા સીધા ભાગપર અને બાકીના ત્રણ પર્વતના તળમાં કોરીને બનાવવામાં આવ્યા કહેવાય છે. જો સૌથી ઉપરના મજલાપર ચઢીને નીચે દૃષ્ટિ નાખીએ તો આપણને ચક્કર આવે એટલી બધી એક ઉંડી ખીણ છે. એ ભુવન જરા આડું પડ્યાથી અને રસ્તો સારો ન હોવાથી ઘણા ખરા યાત્રાળુઓ અને પ્રવાસીઓ તે તરફ જતા નથી. વળી મહેલ અવાવરો અને ખંડિત પડ્યો રહેલો હોવાને કારણે તથા ઝાડ ઝાંખરાની ઉત્પત્તિને લીધે, એ સ્થળે સર્પાદિનો ભય રખાય છે.

આ સ્થળથી આગળ જતાં પર્વતનો એક ભાગ ઉત્તર પ્રતિ ઉતરતો જાય છે, અને એ ભાગપર એક તટ આપણી નજરે પડે છે. તે તટ પૂર્વે એક જુલાનમદન નામનો દરવાજો હતો. પૂર્વકાળમાં એ તટના અંદરના ભાગમાં નાગર બ્રાહ્મણોને રહેવા માટે નાગર હવેલી નામની એક મોટી ઇમારત હતી. એ હવેલીના અગ્નિકોણમાં સુમારે ૮૦૦ હાથ ઉપર-ડુંગરની ધારપર જ-પહેલવાની દરવાજો આવેલો છે, અને એ જ દરવાજાની ઠેઠ દક્ષિણે તેટલા જ અંતરે ચિરપાળદ્વાર દૃષ્ટિગોચર થાય છે. ઉક્ત સ્થળોની મુલાકાત સામાન્ય માણસો ઘણું કરીને લેતાં નથી. તેઓ તો સદનશાહના દરવાજાથી આસરે ૨૦૦ કદમપર આવેલી માચી હવેલી તરફ જ સીધા જાય છે. માચી, પાવાગઢની તળેટી અને શૃંગની બરાબર અધવચ્ચે આવેલી છે. એના બહારના ભાગમાં એક વિશાળ અને ઘટાદાર વડનું વૃક્ષ શોભી રહ્યું છે. તેની શીતલ છાયા હેઠળ સૂર્યના તાપથી તપી ગયેલા પથિકો વિશ્રાંતિ લે છે. આ મકાનનો ઉપયોગ ખાસ ભલામણથી લઈ શકાય છે, અથવા તો ત્યાં નિવાસ કરવા માટે હાલોલના મહાલકરીની રજાચીટ્ટી રજુ કરવી

પડે છે. રખેવાલ ગાદલાં—ગોદડાં વગેરે પૂરાં પાડે છે અને ત્યાંની પાળેલી ભેંસોના દૂધ વગેરેની સોઈ કરી આપે છે. ભાતું વગેરે ખાવાનું આપણે સાથે રાખવું જોઈએ, નહિ તો ખાવાના ખેરસલ્લા! કેમકે ત્યાં નેસ્તીની દુકાનો નથી. સરકાર તરફથી એ મકાનનો વહિવટ અને સમારકામ ચાલે છે. આ સંગમ સ્થળે ચઢતાં અને ઉતરતાં બધા પ્રવાસીઓ બેસીને અનેકવિધ વાતોના ગપ્પા હાંકે છે. આ આશ્રમની બાજુમાં તેલીયા તળાવ આવેલું છે, જેનું પાણી મીઠું હોવાથી પંથીઓ પોતાના વપરાસમાં અને સ્નાનાદિના કાર્યમાં લે છે. પર્વત ઉપર આવેલાં બધાં તળાવો કરતાં આ તળાવ વધારે મોટું છે. જ્યારે અન્ય જળાશયો ગ્રીષ્મ ઋતુમાં સુકાઈ જાય છે, ત્યારે આ તળાવ તો જળથી ભરપૂર રહે છે. એ તળાવની પશ્ચિમે થોડે દૂર અન્નપૂર્ણા માતાનું તળાવ આવેલું છે. અન્નપૂર્ણા તળાવની ઉત્તરે આશરે ૩૦૦ કદમ ઉપર એક નાનું તળાવ અને પાંચ કુવાઓનો સમૂહ છે અને એની પાસે ઈંટોની બાંધણીની એક મસજીદનું ખંડિયેર છે. આ સ્થળોની મુલાકાત નવકૌતૂહલી અને જેની લટાંગડીમાં જોર હોય છે તે સિવાય અન્ય કોઈ લેતું નથી.

પર્વતના આગ્નેય કોણમાં આવેલાં શિખરપ્રતિ દૃષ્ટિ કરતાં ત્રણ મોટા ઘુમટો નજરે પડે છે. પૂર્વે એ સ્થળે અન્નના કોઠારો હતા એમ ત્યાંના ભોમિયાઓ કહે છે. એની નીચેનો પર્વતનો સપાટ પ્રદેશ જે લગભગ ૬૦૦ હાથ જેટલો થવા જાય છે તે એકસરખો ખંડિત હાલતમાં છે.

માચી આગળથી પ્રથમના માર્ગના બે વિભાગ થાય છે: એક ફાંટો મહાકાળી માતાનું મંદિર જે શૃંગ ઉપર છે ત્યાં જાય છે, અને બીજો ભદ્રકાળી માતાના મંદિરે પહોંચે છે. મહાકાળી જવા કરતાં ભદ્રકાળી જવાનો માર્ગ અતિ વિકટ છે, અને કદાચિત્ માર્ગમાં પડેલા મરડીઆંઓપરથી પગ લપસ્યો તો લપસનાર બિચારો યમરાજાના દરબારમાં જઈને ઉભો રહે! અને તેનું પંચભૌતિક શરીર ક્યાં પડે છે તે સ્હેલથી કોઈ શોધી શકતું નથી. ભદ્રકાળી જતાં માર્ગમાં મોતી તળાવ અને ઝવેર તળાવ નામનાં બે નાનાં તળાવો આવે છે. ઝવેરતળાવ આગળ પતાઈ રાવળના ઝવેરી ખાપરાનો મહેલ અસલ હતો. એ ઝવેરી પાસે એટલું અઢળક ધન હતું કે તેણે એ તળાવના બાંધકામમાં ઘણે ઠેકાણે ઝવેરાત વાપર્યું હતું એમ ભાટ ચારણોને મુખે કથાઓમાં સંભળાય છે. આજે પણ એ જગ્યાએ સામાન્ય રીતે ચળકાટ વિશેષ જોવામાં આવે છે. એ સ્થળને જો ખોદ્યું હોય તો તેમાંથી ઝવેરાત નીકળવાનો સંભવ ઘણાઓ રાખે અને ઘણા યાત્રાળુઓ વગેરે એ જગ્યા વેચાતી લઈ તેનો લાભ

લેવાનો વિચાર કરે છે ખરા, પણ કોઈ તે અમલમાં મૂકી તપાસી જોતું નથી.

ત્યાંથી થોડે આગળ ચાલીએ છીએ કે પતાઇ રાવળનો રાજમહેલ આવે છે. મેહેલને સ્થાને સાંપ્રતમાં તો એ પ્રાસાદના ત્રણ મોટા ઓરડા ભાંગ્યા તૂટયા નજરે પડે છે. એની પાસે એક ભોંયરું છે. કહે છે કે, અધિકારીઓને અને રાજા વગેરેને સંકટના સમયમાં નાસવાની બારી તરીકે તે ઉપયોગમાં આવે તેટલા માટે ઠેઠ ગોધરા સૂધી જમીનની અંદર ખોદી કાઢેલું છે; અને બીજા ભોંયરાનું મુખ વર્તમાન ચાંપાનેર સીટીના સ્ટેશન આગળ નીકળેલું કહેવાય છે. એ ભોંયરામાં હાલ નિરંતર ઝેરી હવા રહેતી હોવાથી, અને ચોક્કસ કશી બાબતની ખબર નહિ હોવાથી એની અંદર ઉતરીને જોવાની કોઈ હિંમત કરતું નથી. મેહેલની પાસે નાનાં નાનાં બાકોરાંવાળા કુવાઓ છે; જેની અંદર પતાઇ રાવળનો ખજાનો ભરેલો રહેતો હતો, એવી વાતો લોકો કરે છે. હાલમાં તો માત્ર પ્રત્યેક યાત્રાળુ એકેકો પત્થર તેમાં નાખી તે કેટલા ઉંડા છે તેની પરીક્ષા જ કરે છે! આ સર્વ ભવ્ય ભુવનો, ઝવાહિરના કુવાઓ, મેહેલો, અને પ્રાસાદો આદિને આજે નષ્ટ અવસ્થામાં નિરખી કયા ગુર્જર ભૂમિના પ્રેમીને ખેદ નહિ થાય વારુ?

જે પતાઈ રાવળના મેહેલ, કિલ્લા વગેરેની વર્તમાન આ દશા છે, અને જેના યોગે કરીને ચાંપાનેર શેહેરનું અને પાવાગઢના અજિત ગણાતા કિલ્લાનું પતન થયું તેનું કારણ આ પ્રમાણે દર્શાવવામાં આવે છે. ચાંપાનેરનો છેલ્લો હિંદુ રાજા પતાઈ રાવળ ૧૪૭૫ માં આ સ્થળે રાજ્ય કરતો હતો, એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. એ નગર એના વખતમાં પૂર્ણ જાહોજલાલીમાં હતું, અને એની વિખ્યાતિ આખા ગુજરાતમાં પ્રસરેલી હતી. શ્રી મહાલક્ષ્મી, મહાસરસ્વતી અને મહાકાલિકા ચાંપાનેર નગરની અધિષ્ઠાત્રી દેવીઓ ગણાતી હતી. ગુજરાતમાં નવરાત્રનો મહોત્સવ ઉજવવાની જે પ્રથા છે તદનુસાર ચાંપાનેરમાં પણ ઉક્ત ત્રણ મહાદેવીનો ઉજ્જવલ પ્રસંગ ઘણા ઉમંગથી લોકો ઉજવતા હતા; તેમાં આબાલવૃદ્ધ, રંક અને રાય સર્વે એક સરખો ભાગ લેતા હતા. રાત્રીના સમયે નગર નાના પ્રકારની દીપમાળાથી શણગારવામાં આવતું હતું; ઠેકઠેકાણે નાજુક યુવાન સ્ત્રીઓનાં મંડળો, ગરબા ગાઇને પોતાનો ઓઉત્સાહ પ્રગટ કરતાં હતાં. આ સર્વ ગરબીની મંડળી કરતાં પતાઈ રાવળની રાણીની હાજરી હેઠળ જે સ્ત્રીઓનો રાસ[illegible] હતો તે લોકોમાં સર્વથી વિશેષ પ્રિય થઈ પડ્યો હતો. [illegible] ભાગ લેવાને શેહેરની ઉચ્ચ કુળની સ્ત્રીઓ આવતી

તરફથી તેમને આમંત્રણો પણ કરવામાં આવતાં. આ ગરબામંડળનો મહિમા એટલો વધ્યો હતો કે તે જોવાને પુરાણની ભાષામાં કહિયે તો સ્વર્ગ લોકમાંથી દેવો પોતે પણ ઉતરી આવતા. ચાંપાનેરના સ્ત્રીસમાજની આવી ઉત્તમ વ્યવસ્થાને લીધે એક સમયે શ્રીમહાકાળીને પણ એ ગરબામંડળમાં ગાવા જવાનું મન થઈ આવ્યું. પોતાનો ઉક્ત મનોભાવ તેણે પોતાની અન્ય બે સખીઓને જણાવ્યો, અને તેમણે પણ એ કાર્યમાં સંમતિ આપી. સોળે શણગાર સજીને અપૂર્વ માનિની લલનાનું રૂપ ધારણ કરીને તેઓ દરરોજ એ ગરબામંડળમાં પ્રવેશ કરતી. તેમનું લાવણ્ય છટા, ચાતુર્ય, વિનય, પ્રભા આદિ શક્તિ જોઇને સૌ કોઈ છક જ થઈ ગયા હતા; તેને કોઈ ઓળખી શક્યું નહિ તેમ જ કોઇએ તેઓ કોના ઘરની સ્ત્રીઓ છે વગેરે સામાન્ય જાણવાની વાત વિષે પણ પૂછવાની હિંમત કરી નહિ. ત્રણે દેવીઓ એ પ્રમાણે નિત્ય સમયસર આવી, ગરબા વગેરે ગવડાવી અંતર્ધ્યાન થઈ જતી. દેવીઓના ગરબામાં પધારવાથી સ્ત્રીસમાજમાં તેમ જ લોકોમાં તેઓ સંબંધી અનેકવિધ વાર્તાઓ ચાલવા લાગી હતી, અને તે વાર્તા અંતે દરબારીઓના મુખથી ઠેઠ રાજાના કાન ઉપર જઈ પહોંચી. આ ઉપરથી મહારાજા જયસિંહને પણ તેને જોવાની ઇચ્છા થઈ, અને નવરાત્ર પછી દશેરાની રાત્રીએ ગરબી જોવા જવાનો મનમાં તેણે નિશ્ચય કર્યો.

નવરાત્રના માંગલિક દિવસો પૂર્ણ થયા હતા, અને યજ્ઞાદિક ક્રિયાથી દેવીઓને સંતુષ્ટ કરવામાં આવ્યાં હતાં. દશેરાની રાત્રિએ જેવી મહાકાળી પોતાની સખીઓને ગરબીમાં જવા માટે તેડવા ગઈ, ત્યારે તે બન્ને સખીઓએ તે દિવસે ત્યાં જવાની ના પાડી, અને કારણમાં મનુષ્ય વર્ગ સાથે ઝાઝો સમાગમ દેવીઓએ રાખવો હાનિકારક છે એમ જણાવ્યું. મહાકાળી જે ઉત્સાહ ભર્યાં આવ્યાં હતાં તે આ ઉત્તરથી જરા ખિન્ન થયાં, પણ બન્ને સખીઓને તે દિવસ માટે આવવાનો આગ્રહ કર્યો. મહાલક્ષ્મી અને મહાસરસ્વતીએ તે સ્વીકાર્યું નહિ, અને સહસા તેઓથી એમ વદાઈ ગયું કે આજનો રંગ જોતાં કંઈ અનિષ્ટ પરિણામ આવશે. મહાકાળીએ ઉત્તર આપ્યો કે એ વિષે તેમણે ચિંતા કરવી નહિ. મહાલક્ષ્મી અને મહાસરસ્વતીએ મહાકાળીને જતાં ઘણાં વાર્યાં, અને અંતે જો જાય તો ત્યાં ગરબા ગવડાવી મંડળીમાં ઉત્સાહથી આગળ પડતો કોઇની આંખે ચહડે એવો ભાગ ન લેવાની શીખામણ આપી. ગરબે રમવાને ગૌરી હોંશમાં હતાં તેથી તેમણે પોતાની બહેનપણીઓનું કહેવું ગણકાર્યું નહિ, અને ઉત્તર આપ્યું કે તેનો પ્રભાવ એવો છે કે મનુષ્ય પ્રાણી કદી પણ એના ઉપર કુદૃષ્ટિ કરી

શકશે જ નહિ—અરે તેનામાં એવી દૃષ્ટિ કરવાની સત્તા જ નથી, માટે તેઓ જે બ્હીક રાખે છે તે નિર્મૂળ છે. આમ કહીને 'મા પાવાગઢથી ગરબો ગાવાને માટે ચાંપાનેરમાં ઉતર્યાં' અને સ્ત્રીમંડળમાં ભેળાઈ ગયાં. સમય જેમ જેમ વીતતો ચાલ્યો કે ગરબો રંગપર ચ્હડવા લાગ્યો, અને અન્ય સ્ત્રીઓના આગ્રહથી અંતે મહાકાળીએ પોતાની સખીઓની શીખામણને વીસરી જઈ ગરબો ઝીલાવવાની શરુઆત કરી. ભાવિનો પ્રભાવ કેટલો છે કે તે દેવોને પણ ભૂલાવામાં નાખી દે છે તો પામર મનુષ્યનો તો એના આગળ શો આશરો! જે છટાથી, અને કંઠની મધુરતાથી પૂર્ણ ઉત્સાહમાં ભગવતી દેવીએ ગરબો ઝીલાવ્યો તેથી ત્યાં પધારેલા પ્રેક્ષકોનાં મન રંજિત થઈ ગયાં, અને સર્વત્ર વાહ! વાહ! ના પોકારો એકદમ નીકળ્યા. આ પ્રેક્ષક મંડળીમાં નગરચર્ચા જોવા માટે નીકળેલો હોવાથી અંધારપિછોડો ઓઢીને ગુપ્તપણે આવી ચહડેલો રાજા જયસિંહ, સર્વ નિરીક્ષણ કરી રહ્યો હતો. તે મહાકાળીના અપ્રતિમ લાવણ્યથી મોહ પામી ગયો, અને જ્યારે લ્હાણી વેંહચાઈ રહ્યા પછી સ્ત્રીઓ ગમન કરતી હતી, એટલામાં સ્વસ્થાનપ્રતિ ગમન કરતી મહાકાળીનો હસ્ત તેણે પાસે જઇને પકડ્યો. દેવીએ ચોંકીને પહેલા તો હાથ તરછોડી નાખી પૂછ્યું કે "તું કોણ છે, અને શામાટે આવી હિંમત ચલાવે છે?" રાજાએ ઉત્તર આપ્યું કે તે ચંપાનગરાધિપતિ છે, અને તેની પાસે કંઈ માગવા માટે તે આવ્યો છે. પરમ કૃપાળુ મહાકાળીએ એ ઉપરથી એમ ધાર્યું કે, રાજાએ તેને તે દિવસે ઓળખી કહાડી છે, અને તે કાંઈ વરદાન માટે આવ્યો છે. આવો વિચાર કરીને કહ્યું કે, "વત્સ! હું તારા ઉપર પ્રસન્ન છું. માગ, તું જે માગશે તે આપીશ!" મદાંધ થએલા રાજાએ ઉક્ત વાક્યનો ખોટો અર્થ સમજી ફિદા થઇને તેના પ્રેમની યાચના કરી! મહાકાળી રાજાના ઉત્તરથી પ્રથમ ચોંકી, અને તુરત રાજાનો મનોગત અભિપ્રાય સમજી ગઈ. એક વિશાળ પ્રજાનો પાલક રાજા, ઝાઝો વખત ભ્રમમાં ન રહે તેટલા માટે દેવીએ તેને કહ્યું; "હે મૂઢમતિ રાજા! તું શું માગે છે? અને કોની આગળ માગે છે તેનું તને કાંઈ ભાન છે? તું રાજધર્મ નીતિથી પ્રતિકૂલ વર્તે છે. તારે તારી પ્રજાને પુત્રપુત્રીવત્ પાળવાં જોઇએ! પુખ્ત વિચાર કરીને જો માગશે તો તારું શ્રેય થશે!" કામી થયેલા રાજાની અક્કલ બેહર મારી ગયેલી હોવાથી, અને માતાના કહેવાનો ભાવાર્થ ન સમજવાથી, પણ તેનો પ્રતિકૂલ અર્થ ઉઠાવી પોતાનાં બળ, ઐશ્વર્ય, અને સત્તાનું વર્ણન તેની આગળ તે કરવા લાગ્યો, અને અંતમાં જણાવી દીધું કે જો એ સીધી આબરુમાં

ફૂલ વર્તશે નહિ તો એને જોર જુલમથી પકડી મગાવી પોતાની રાણી કરશે. મહાકાળીને તેના ઉત્તરથી ખીજવાટ લાગ્યો, અને તેનો ભેદભ્રમ ભાગવાને પોતાના સ્વરૂપનો પ્રકાશ કર્યો, અને કહ્યું; "હે મૂઢમતિ રાજા! હું મહાકાળી છું; તારા નગરનું રક્ષણ કરવાવાળી છું. તેં હજી મને બરાબર ઓળખી નથી, તેથી જ તું આવું મૂઢમતિને યોગ્ય અધર્મનું ને ઉન્મત્તના જેવું યદ્વાતદ્વા બકે છે. તું હજી પણ વિચાર કર, અને સારાસાર વિવેક ગ્રહણ કર. અજ્ઞાનમાં થયેલી તારી ભૂલ જા હું એકવાર ક્ષમા કરું છું. ક્ષત્રિય કુળને કલંક લગાડે એવી બુદ્ધિ તને ક્યાંથી ઉપજી?" પુનઃ એક વાર રાજાએ કામથી પ્રેરાઈ ઉત્તર આપ્યું "જો તું મારા ઉપર પ્રસન્ન થઈ હોય તો તું મારી સ્ત્રી થા એ જ હું માગું છું?" મહાકાળીએ તેને પુનઃ એક વાર ચેતવ્યો, પણ જ્યારે મૂઢમતિ કાંઈ સમજ્યો નહિ ત્યારે તેણે જોયું કે રાજાની ધર્મવૃત્તિ નાશ પામી છે. અને જ્યાં ધર્મનું યથાર્થ રીતે પાલન થતું ન હોય ત્યાં રહેવું ન જોઈએ એમ વિચારી અંતે નિરુપાયે તેને શાપ આપ્યો કે, "હે રાજા ચેત! તારું રાજ્ય સત્વર નષ્ટ થશે!" એમ કહીને તુરત પકડેલો હાથ છટકાવી દઈ રાજાને દિગ્મૂઢ કરી દેવી ત્યાં ને ત્યાં જ અંતર્ધ્યાન થઈ ગઈ. મહાકાળી જ્યારે પાછી પોતાની સખીઓ ભેગી થઈ ત્યારે સર્વ વર્તમાન તેમને નિવેદન કર્યું. વિનાશ કાળે રાજાને વિપરીત બુદ્ધિ સૂઝી એ માટે તે સર્વેએ અફસોસ કર્યો અને ભાવિમાં જે બનવા સર્જિત હતું તે બન્યું છે એમ માની દિલાસો લીધો. ત્યાર પછી પોતે આપેલો શાપ ફળીભૂત થાય એટલા માટે રોષમાં આવેલી મહાકાળી પોતાનું અસલ સ્થાન મૂકી પર્વતને બીજે નાકે નગર તરફ પીઠ રાખી ભદ્રકાળીને રૂપે રહી છે! સામાન્ય લોકમાં એવી વાત પ્રચલિત છે કે ગામ કે નગર તરફ દેવ–દેવીની પીઠ હોય તે ગામનો નાશ થાય છે. માતાએ આપેલા શાપ પ્રમાણે પરિણામ આવ્યું એ ઇતિહાસ ઉપરથી પ્રત્યક્ષ થાય છે. અમદાવાદના મહમૂદ બેગડાએ ત્યાર પછી ૧૪૮૫ માં એ નગર અને કિલ્લો સર કર્યો હતો.

આ સ્થળે વાંચનાર જો ગુજરાતના ઇતિહાસનો શોખીન હશે તો તેને કંઈ નવા વિચાર ઉદ્‌ભવ્યા વગર નહિ રહે. જેમણે જગતના રાજ્યરંગના ઇતિહાસનું સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કર્યું છે, અને જે સાર કહાડ્યો છે, તેઓનું માનવું એમ છે કે ઇતિહાસમાં મોટે ભાગે તો પુનરાવર્તન જેવું દેખાય છે. નાનાં કે મોટાં સર્વ રાજ્યોની ચઢતી પડતીના પ્રયોગો ઘણાખરા એક સરખા મળતા આવે છે; જે કંઈ ફેરફાર જોવામાં છે તે માત્ર સમય, પાત્રો અને સ્થળોમાં હોય છે. ગુજરાતના

ઇતિહાસમાં આ સિદ્ધાંતનું બરાબર બંધબેસ્તુ પ્રતિબિંબ મળી આવે છે. ગુજરાતના છેલ્લા રાજપૂત રાજા કરણ વાઘેલાના સંબંધમાં પણ એવી જ કથા છે. એ રાજા પણ દશેરાની રાત્રીએ નગરચર્યા જોવા નીકળેલો અને ત્યાં તેણે પોતાના પ્રધાન માધવની સ્ત્રી રૂપસુંદરી ઉપર મોહ પામી તેને મેળવવાને પ્રપંચ રચ્યો હતો. જો કે તેની પોતાની રાણી કમળાદેવી અથવા કૌલાદેવી અતિ સ્વરૂપવતી સ્ત્રીમાં પ્રથમ પંક્તિની ગણાતી હતી. માધવે પોતાનું વેર કરણરાજા ઉપર દીલ્લીપતિ અલ્લાઉદ્દીન બાદશાહ પાસે ગુજરાત સર કરાવીને લીધું હતું. ચાંપાનેરના વિનાશની કથા પણ એવી જ છે. ગુજરાતના પતનમાં માનુષી પાત્રો કાર્ય કરે છે, ચાંપાનેરના પતનમાં દૈવી પાત્રો ભાગ ભજવે છે, એટલો જ અંતર! પણ એનું નિરાકરણ આ પ્રમાણે થઈ શકે. દંતકથાઓ અને આલંકારિક રીતે વર્ણવેલા દૃષ્ટાંતોમાંથી ઇતિહાસનું રહસ્ય ખેંચી કહાડવું એ સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કરનાર ઇતિહાસવેત્તાનો ધર્મ છે. મને તો તેનો ખુલાસો આમ લાગે છે. જે મનુષ્ય સામાન્ય રીતે ધનથી, બળથી, અને વિદ્યાથી સુસંપન્ન હોય અને ધર્મને અનુસરીને ચાલતો હોય તે જગતમાં સુખી ગણાવો જોઇએ. જ્યાં સુધી તે ધર્મનું એક પણ પગથિયું ચૂકતો નથી, ત્યાં સુધી તે ધન, બળ, અને વિદ્યા ઉપર સત્તા ચલાવી શકે છે. એના પરિપાલનમાં જે પ્રમાણે એની ન્યૂનતા કે અધિકતા, તે પ્રમાણે તેને ઐશ્વર્યાદિની પ્રાપ્તિ થાય છે. ચાંપાનેરની દંતકથામાં એમ કહેવામાં આવ્યું છે કે ચાંપાનેર અને પાવાગઢ ઉપર મહાકાળી, મહાલક્ષ્મી, અને મહાસરસ્વતીની કૃપા હતી; તેઓ ત્યાંની અધિષ્ઠાત્રી દેવીઓ તરીકે લોકોમાં અને રાજાઓમાં પૂજાતી હતી. એમાં રહેલો અલંકાર બાદ કરીએ અને મહાકાળી, મહાલક્ષ્મી, અને મહાસરસ્વતીને મુખ્ય ત્રણ ઐશ્વર્ય—બળ, ધન, અને વિદ્યાને સ્થાને લઇએ તો વાર્તાનું રહસ્ય સ્પષ્ટ સમજાય છે. ચંપાનગરના રાજાઓ ધાર્મિક હતા, તેમણે પોતાનાં બળ, ધન, અને વિદ્યાનો કદી પણ દુરુપયોગ જ્યાં સુધી કર્યો ન હોતો ત્યાં સુધી રાજ્ય સુરક્ષિત રહ્યું. તેઓ પોતાનું લશ્કર સારી હાલતમાં રાખતા હોવા જોઇએ; પંડિતોને ને વિદ્વાનોને સારી રીતે માન આપી આશ્રય આપતા હોવા જોઇએ; રાજ્યના ધનમાં વ્યાપારાદિ માર્ગે વિશેષ વૃદ્ધિ કરાવી હશે. આ પ્રમાણે જ્યાં સુધી રાજ્ય ધર્માનુસાર ચાલ્યા કરતું હશે ત્યાં સુધી રાજ્યને કંઈ અળવળ આવી નહિ; અને આવે શું નહિ એ સુસ્પષ્ટ જ છે.

પ્રકૃતિનો સ્વભાવ છે કે તેને એકની એક દશામાં પડી રહેવું ગમતું જ નથી. ચલવૃત્તિ એનો ધર્મ છે. એ ધર્મ પ્રમાણે તે નિરંતર

પોતાનું ચક્ર ચલાવ્યા કરે છે. ચાંપાનેરના આગલા રાજાઓના વંશજો સુખચેનમાં ઉછરવા લાગ્યા કે તેઓમાં દિન પ્રતિદિન પ્રમાદ વધવા લાગ્યો અને શનૈઃ શનૈઃ ધર્મ પ્રમાણે વર્તવામાં મોળા પડવા લાગ્યા એમાં નવાઇ જેવું નથી. આ પ્રમાણે રોપાયલાં નાશનાં બીજોનો પૂર્ણ આવિર્ભાવ છેલ્લા રાજા જયસિંહમાં થયો. એ પોતાની સ્થિતિ જ્ઞાન બરાબર ન સમજવાથી, ગર્વને લીધે પોતાને સર્વથી સુરક્ષિત બલિષ્ટ, ડાહ્યો, અને ઐશ્વર્યનો અધિપતિ માનવા લાગ્યો; એનો અ એટલો જ કે બાહ્ય દૃષ્ટિથી ચાંપાનેરમાં મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતીની પૂજા થતી હતી, પણ એ ત્રણ શક્તિઓ સદ્‌ગુણોનાં ચિહ્ન તરીકે જગતમાં પૂજાય છે તે બળ, ધન, અને વિદ્યા તો ત્યાં અવગણના થવા માંડી હોવી જોઇએ. સારાંશ કે, રાજાએ પોતાના બળ, ધન, અને વિદ્યાનો પ્રજાના લાલન પાલનમાં ખોટો ઉપયોગ કર્યો, અને તેના પરિણામમાં પોતાનો તેમ જ દેશનો પણ નાશ કરાવ્યો જેમ ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાએ એક સ્ત્રી ઉપર બલાત્કાર ગુજારવાનો પ્રયત્ન કીધો અને તેથી તેનો નાશ થયો, તેમ ચાંપાનેર રાજાએ, (આપણે અત્રે ભદ્રકાળી નામનું દૈવી પાત્ર બાજુએ મૂ દઇએ છીએ) પણ પોતાની પ્રજાની કોઈ કુલીન કન્યા નામે ભદ્રકાળી ઉ પોતાની અધમ મનોવાસના પૂર્ણ કરવા માટે જુલમ ગૂજાર્યો હશે, અ તેણે અતિ દુઃખ સહન ન થવાથી અને આંતરડી કકળી ઉઠવાથી શબ્દો પોતાના પ્રાણ સાથે કહાડ્યા હશે તેથી રાજાનું પુણ્ય ખતમ થ જઈ તેનું અનિષ્ટ થાય એમાં આશ્ચર્ય પામવા જેવું કંઈ નથી! જે સિદ્ધ પુરુષોના શબ્દમાં વાક્‌સિદ્ધિ રહેલી હોય છે તેમ શુદ્ધ અને પ ત્રાત્માની વાણીમાં પણ રહેલી છે. તે જો પ્રસન્ન થાય છે તો તે વાણી ફળે છે, અને અપ્રસન્ન થાય તો તે પ્રમાણે ભાવિ બને છે. પાપનો ઘ ભરાઈ રહેલો હોવાથી એક પછી એક જે બનાવો બનતા ગયા તેણે ચાં નગરના વિનાશકાળને સમીપ આણી મૂક્યો અને તેમાં સાધન તર ભદ્રકાળીના સ્નેહી અને સંબંધીઓએ વેર વાળવા માટે ભાગ લીધો હોય એ સંભવિત લાગે છે. આ પ્રમાણેનો માતુપક ઐતિહાસિ બનાવ બનવા પામ્યો હશે, પણ તેમાં મુખ્ય ભાગ લેનારનું નામ અ ભદ્રકાળીના નામની સામ્યતા આવી જવાથી સત્ય હકીકત કાળાં દંતકથા અને અલંકારમાં પલટાઈ દૈવી ઘટના તરીકે મનાવા લા હોવી જોઇએ એવું અનુમાન થાય છે. ભારતવર્ષમાં ઐતિહાસિ ઘટનાઓનો કોઇએ સત્ય ઉલ્લેખ કરવાનો પ્રયત્ન કરેલો ન હોવાથ વાર્તા ઢંકાઈ જાય છે, અને બીજી આડી તેડી ભળતી જ અ

માનુષી અને અર્ધ દૈવી કાલ્પનિક કથાઓનો જન્મ થાય છે. આથી દેશને અનેક હાનિઓ થઈ છે, થાય છે અને થશે જ, એ પ્રસિદ્ધ છે.

આપણે પાછા પાવાગઢપર જઈએ. જયસિંહ રાવળના મહાલયમાંથી નીકળીને આગળ રસ્તો કાપીએ છીએ કે દૂર એક ઉંચો પર્વત દેખાય છે. આ પર્વતના શિખર ઉપર મહમૂદ બેગડાએ પોતાને માટે એક સુંદર મહેલ બંધાવ્યો હતો. માર્ગમાં પાટિયાપુલ (પોલ) નામનો દરવાજો આવે છે. એ દરવાજાના મુખ આગળ એક ઘણી ઉંડી અને ખડબચડી ખાઈ ખોદવામાં આવી છે, અને તેની ઉપર જવા આવવા માટે પાટિયાનો પુલ બાંધવામાં આવ્યો છે. હાલમાં એ પુલ ઉપાડી લઈ શકાય એવી સ્થિતિમાં નથી, પણ અસલ એ પુલને, જરૂર લાગે ત્યારે અંદર ખેંચી લેવાની ગોઠવણ કરવામાં આવેલી હોવી જોઈએ, અને એ પુલ અંદરના છેલ્લા દુર્ગ અને બહારના બીજા દુર્ગો સાથે સંબંધ રાખવાનું કામ સારતો હોવો જોઈએ.

ત્યાંથી આગળ ચાલતાં સુમારે ૬૦૦ કદમના અંતરે પર્વતના ચઢાણના આરંભમાં આવી પહોંચાય છે. અત્રેથી શૃંગપર્વતનો માર્ગ છાતી સામે સિદ્ધો ઉંચો હોવાથી ઉપર ચઢવાનું કામ અતિ વિકટ થઈ પડે છે. ટેકરીઓ ઉપરથી વાંક લઈને વળતાં વળતાં ઉત્તરમાં તારાદ્વાર અથવા તારકપોલ આગળ જવાય છે. અહિંયા છાશીઆ નામનું તળાવ છે. છાશીઆ તળાવના માર્ગમાં ડાબી બાજુએ પર્વતની ધાર ઉપર જૈનનું એક મંદિર આવેલું છે, તેમાં ઋષભદેવની એક નગ્ન મૂર્ત્તિ પધરાવેલી છે. જમણા હાથ ઉપર થોડેક છેટે શિવાલય છે. છાશીઆ તળાવની માટી સૂર્યના પ્રકાશમાં ઘણી ચકચકે છે, તે ઉપરથી ઘણાઓનું માનવું એમ છે કે એ સ્થળે કાં તો હીરાની ખાણ હોવી જોઈએ અથવા તો રાજા જયસિંહના પતન સમયે રાજપૂતાણીઓએ જોહાર કરી પોતપોતાના જરઝવેરાત અને તમામ દાગીના સાથે બળી મરેલી હોવી જોઈએ. આ જળાશય આગળ એક જીર્ણ મકાન છે, તેની આકૃતિ ચતુષ્કોણ છે, અને તેના આગલા ભાગને સૂર્યદ્વાર (સૂરજ દરવાજો કહેવામાં આવે છે. એ મકાનના પાછલા ભાગની બાંધણી ઉપરથી અનુમાન કરાય છે કે તે સ્થળે પૂર્વે નગારખાનું હોવું જોઈએ. આગળ જતાં કાષ્ઠનો એક પુલ આવે છે. તદનંતર શૃંગ ઉપર જવાય છે. સૂર્યદ્વારની કમાનોની પાસેની ભીંતોમાં, તેમ જ શૃંગ ઉપર જતાં કેટલીક જૈન મૂર્તિઓનાં દર્શન થાય છે. નગારખાનાથી દક્ષિણોત્તર ઉભય દિશાઓમાં આશરે દશેક હાથ ઉંચો એક મજબૂત ભીંત બાંધેલી છે શિખરની બાકી રહેલી બાજુઓ આશરે ૧૦૦–૧૨૫ હાથ

ટેકરીઓથી સંરક્ષાયલી છે, તેથી તેને બાંધેલા કિલ્લાથી સંભાળવાની અપેક્ષા રહેતી નથી.

નગારખાનાથી થોડે દૂર કેટલાક ટાંકાઓ અને સૂર્ય, યમુના તથા ગંગા નામના કુંડો આવેલા છે; અને પશ્ચિમે પર્વતના કિનારા ઉપર લાંબી પહોળી ઈંટોથી ચણેલી ઘુમટોવાળી ધાન્ય રાખવાની સાત ઓરડીઓ છે, જેને નવલખી કોઠારને નામે ઓળખવામાં આવે છે. ટંકારખાનાની દક્ષિણે વિશ્વામિત્ર કુંડ અને ત્યાંથી થોડે દૂર સાચા તળાવ આવેલા છે. આ જળાશયની બાજુમાં નાનાં પણ ઘણાં જ સુશોભિત જૈનધર્મનાં દહેરાં છે. એમાંનુ કોતર કામ જોવા જેવું છે. સાચા તળાવની સામે એક ટેકરીની પાછળ દુધિયા તળાવ છે જે પણ જોવા જેવું છે.

દુધિયા તળાવ આગળથી ટેકરી ઉપર ચહડવાનાં પગથિયાંની શરુઆત થાય છે. તે સંખ્યામાં ૨૨૬ છે, અને તે આલિજાહ બહાદર મહાદજી શિન્દે એકવાર ત્યાં દર્શનાર્થે આવ્યા હતા; ત્યારે ટેકરીના ચઢાણનું વિકટપણું જોઇને યાત્રાળુઓના કલ્યાણ ને સુગમતા માટે તેમણે એ સોપાનો બાંધવાનો હુકમ આપ્યો હતો. એ વાતને પણ આજે ૧૦૦ વર્ષ વીતી ગયાં છે. ઘણા ભાવિક ભકતો અત્રે દુધિયા તળાવમાં સ્નાન કરી ભીને કપડે "જળે! જળે!" કરતા એક્કે શ્વાસે પગથિયાં ચઢી જવાને પ્રયત્ન કરે છે. સામાન્ય મુસાફર તો વિશ્રામ લીધા વિના આગળ ચાલી શકતો નથી. એક પગથિયાથી બીજા પગથિયાનું અંતર સામાન્ય અંતર કરતાં વિશેષ છે, અને કેટલેક ઠેકાણેથી પત્થરો ઘસાઈ ગયા છે, એટલે તેની ઉપર સંભાળીને ચઢવું પડે છે.

પાવાગઢના શૃંગ ઉપર બરાબર મધ્ય ભાગમાં કાલિકા માતાનું દેવાલય આવેલું છે. એ કેવળ સાદું સામાન્ય દેવાલયના ઘાટનું જ છે. તેના દ્વારમાં જેવા અંદર પેસીએ છીએ કે ડાબા હાથ તરફ પૂજારીની બે કોટડીઓ નજરે પડે છે. મંદિરના ગભાર વચ્ચે કાલિકા માતા બિરાજે છે, વામહસ્તે બેચરાજી અને દક્ષિણે મહાકાળીની પૂર્વાભિમુખ પ્રતિમાઓ શોભી રહેલી છે. માતાની મૂર્ત્તિ છે તો સૌમ્ય, પણ સિંદૂર આદિ ચોપડવાથી કંઇક ભયાનક દેખાય છે. મૂર્ત્તિના કંઠમાં રુંડમાળા છે, પણ સાફ દેખાય તેવી નથી. બીજી બે પ્રતિમાઓ સાદી જ છે. એ ત્રણ મૂર્તિને કોઈ મહાલક્ષ્મી, મહાકાળી, અને મહાસરસ્વતીને નામે પણ ઓળખાવે છે. એ દેવાલયના શિખર આગળ સદન પીરની દરગાહ છે. આમ મિયાં અને માતાનો જોગ કેમ બન્યો હશે એ કળી શકાતું નથી. મૂઢ બેગડાએ કદાચિત્ મૂર્તિઓ પ્રતિ ધિક્કાર દર્શાવવા માટે દેવાલયની બાજુએ કોઇની કબર ચણાવી દીધી હોય; અથવા તો ઇસ્લા-

ઓ, પોતાની દેવીની પ્રતિમાની અને મંદિરની ખરાબ સ્થિતિ કરે નહિ, તેટલા માટે **ચાંપાનેરની** પડતી વખતે ત્યાં દરગાહ હોવાની અફવા, દેવીના પૂજારીઓએ પણ ફેલાવી હોય; આમ બે અનુમાન આ વિચિત્ર ઘટના માટે કરી શકાશે. મુસલમાનો પહેલી વાતનું સમર્થન કરે છે, અને હિંદુઓ બીજી વાતને સબળ માને છે. એનો નિર્ણય કોઈ કરી શકે એમ નથી, કારણ કે મુસલમાન કે હિંદુ કોઈ પણ કબર ખોદી જોવાની હિમ્મત કરતું નથી; એટલે એ વાત વિવાદગ્રસ્ત જ રહેવાની.

માતાના શિખર ઉપરથી આસપાસની નૈસર્ગિક શોભાનું અવલોકન સારી રીતે કરી શકાય છે. જે ઝાડી અને મહાન વૃક્ષોના જંગલમાંથી આપણે આવીએ છીએ તેપર આ સ્થાનપર ઉભા રહી દૃષ્ટિપાત કરીશું તો નાના ઉપવન જેવું રમણીય દેખાય છે. મોટાં મોટાં વૃક્ષો નાના છોડવા જેવા લાગે છે, અને માણસો ગુલીવરના વેંતિયા જેવા ટિંગુજી લાગે છે. વડોદરા શહેરને પીવાનું પાણી પૂરૂં પાડવા માટે બાંધવામાં આવેલું ૧૨ માઇલના ઘેરાવાવાળું **આજવાનું** તળાવ તો એક નાના કોડીઆથી ઢંકાઈ જાય એવું ખાબોચીઆ જેવું દૃષ્ટિએ પડે છે, અને દૂરમાં **ચાંપાનેર**–**શિવરાજપુર** લાઇટ રેલ્વેની આગગાડીઓ કીડીની મહાન ઝડપે દોડતી દેખાય છે! પવનની લ્હેરી તો એવી ફરરર કરતી આવે છે કે ચઢતાં લાગેલો બધો શ્રમ થોડો સમય ત્યાં ગાળતાં ઉતરી જાય છે, અને પવનદુર્ગના નામને તે સાર્થક કરતી પ્રત્યક્ષ જણાય છે.

આ સ્થળે થોડી વાર બેસી વિચાર કરતાં માણસના હૃદયમાં વૈરાગ્યના વિચાર સહસા સ્ફુરી આવ્યા વગર રહેતા નથી, અને કાળનો પ્રભાવ કેવો છે તેનો ખ્યાલ પણ તેની દૃષ્ટિ સમીપ ખડો થઈ જાય છે. એ કાળાત્મા ઈશ્વર રંકને રાય અને રાયને રંક ઘડીના છઠ્ઠા ભાગમાં બનાવી દે છે. દરેક માણસે તે ઉપરથી પોતાને વિષે શિક્ષણ લેવાનું છે; કોઈ વસ્તુ સ્થિર નથી એ મહાન્ તત્ત્વ બરાબર જોઈ ધર્મનીતિએ કેમ જીવન ગાળવું એ સમજવાનું છે. **મુંબઈ** નગરમાં રહેતા નાગરિકો સ્વપ્ને પણ એમ કદિ નહિ ધારશે કે તેમનું નિવાસસ્થાન કાળાંતરે કદાચિત ખંડિયેર થઈ વિસરાઈ ભુસાઈ–ઘસાઈ જાય, એ કાર્ય સફળ કરવાને ઈશ્વરનો કોપ હોય તો મહાન્ સમુદ્રનાં બે પ્રચંડ મોજાઓ અને પૃથ્વીનો એક આંચકો પૂરતો છે. **ચાંપાનેરની** પૂર્ણ જાહોજલાલી વખતે ત્યાંના શહેરીઓનો વિચાર પણ **મુંબઇની** પ્રજા જેવો જ હશે, અને **ચાંપાનેરની** આબાદી વખતે મરણ પામેલા કોઈ માણસનો આત્મા, આજે કદાચિત પોતાના નગરની સ્થિતિ જોવાને આવે ને પોતાનું પૂર્વનું નિવાસસ્થાન શોધે તો તેની ચૂર્ણ થએલી ઈંટો પણ તે બાપડાને બધી જડે તેમ નથી.

આવા આવા અનેક જાતના બોધપ્રદ વિચારો માણસના મનમાં ત આવે છે, અને તેથી માણસો સન્માર્ગે લાગે એ હેતુ યાત્રાના તત્ત્વ સચવાયલો માલમ પડે છે.

પરન્તુ પરમાત્માની શક્તિઓ મહાન્ છે જો કે ચંપાનગ આજે છિન્નભિન્ન અવસ્થામાં પડેલું છે, અને આશા નથી કે તે ફિનિ પક્ષીની માફક તેની સામ્પ્રત અવસ્થામાંથી પુનઃ પૂર્વની જાહોજલાલીમ આવે, તોપણ ત્યાં વસેલી શક્તિઓ–દેવીઓનો મહિમા અદ્યાપિ લોકોમાં જેવોને તેવો જ પ્રચલિત છે. એ સ્થાન ઉપર જવાનું કાં વિકટ છતાં પણ હજારો ભાવિક ભક્તો તેની દરસાલ મુલાકાત લે છે. એ ત્રણ મહાશક્તિ–મહાલક્ષ્મી, મહાકાળી, મહાસરસ્વતી–ની કૃપા હમેશ ગુર્જર પ્રજા ઉપર રહો!

---

# હાથ અને સાંચા

## થી કરેલાં કામ વચ્ચેનો ફેર.

---

પઇની પચીસ વેચાતી ટાંચણી હાથે બનાવવામાં આવે તો પચીસ પઇએ એક પણ ન મળે. જે કામ હાથથી કરતાં કલાકે પણ ન થાય તે ઘટતાં સાંચા કામની મદદથી એક મીનીટમાં થાય.

થોડા વખત ઉપર મુંબઇની મરચંટ બેંકને બે મોટી ફાયરપ્રુફ તીજોરીઓ જોઇતી હતી. એ તીજોરીઓનાં માપ, પ્લેટની જાડાઇ વીગેરે બારીક વીગત બેંક તરફથી મુંબઇના તેમ જ બીજા તીજોરીવાલાઓ ઉપર મોકલાવવામાં આવી અને ભાવ માંગવામાં આવ્યો. ઓરડર ગોદરેજને મળ્યો, કારણ એક જ જાતનાં કામ માટે ગોદરેજના ભાવ કરતાં મુંબઇના બીજા તીજોરીવાલાઓનો ભાવ સેંકડો રૂપીઆ વધુ હતો.

સરદાર બહાદુર શીવલાલ મોતીલાલનાં અતરેનાં ઘર માટે ગોદરેજે થોડા વખત ઉપર સવા બે હજાર રૂપીઆની એક તીજોરી બનાવી આપી તે વખતે પણ બીજાઓનો ભાવ અતી વધારે હતો.

શેઠ ગોરધનદાસ સોનાવાલાએ ગોદરેજની બે હજારની એક તીજોરી ખરીદી છે. ખરીદતી વેળા તેઓએ બીજાઓના ભાવ કાઢયા તે પણ ગોદરેજથી ઘણા વધારે હતા.

વાંચનારે બીજું એ યાદ રાખવું કે તીજોરીને લગતું કેટલુંક કામ એવું હોય છે કે ખરાં સાંચાકામ વીના થઈ શકે જ નહીં અને તીજોરી નબળી બને—જો કે બહારના દેખાવમાં તે જણાય નહીં.

**અમદાવાદ, મદરાસ, બનારસ, લાહોર અને મુંબઈ** એ સર્વ પ્રદર્શનોમાં ગોદરેજ સાથની હરીફાઈમાં મું""અંકુજર્વ તીજોરીવાલાઓને ગોદરેજથી ઉતરતાં ઇનામ મળ્યાં હતાં. ગોદરજે આજવેરમાં ૧૨ પ્રદર્શનોમાં પોતાની તીજોરીઓ બતાવી છે અને એકએક વેળ પેહેલાં ઇનામ સોનાના ચાંદ મેળવ્યા છે.

**નામદાર શેહેનશાહબાનુ** આપણા દેશમાં રહ્યાં તેટલો વખત તેઓનાં તેમ જ નામદાર શેહેનશાહનાં ઝવેરાતની જાળવણી માટે ગોદરેજની તીજોરી ખરીદવામાં આવી હતી.

**નામદાર ગવરનરના દીલ્હી દરબારના** કેંપ માટે ગોદરેજની બબ્બે દરવાજાવાલી બે મોટી તીજોરીઓ ગઈ હતી.

## હમેશ મુજબ ફરી થયું.

# ગોદરેજની તીજોરીઓને

# પેહેલું ઇનામ.

---

જુનાં મુંબઇનાં પ્રદર્શનમાં **ગોદરેજની તીજોરીઓને** સઉમાં પેહેલું ઇનામ **સોનાનો ચાંદ** મલ્યો છે અને બીજાઓને તેથી ઉતરતાં ઇનામ મલ્યાં છે.

ગોદરેજ સાથ હરીફાઇમાં ઉતરનાર મુંબઇના બીજા એકેએક તીજોરીવાલાને જ્યારે વારેવારે ઉતરતાં ઇનામ મલ્યાં છે ત્યારે ગોદરેજને એકેએક પ્રદર્શનમાં પેહેલાં ઇનામ, સોનાના ચાંદ મલ્યા છે. આજ સુધીમાં બાર પ્રદર્શનોમાં ગોદરેજને સોનાના ચાંદ મલ્યા છે.

ગોદરેજનાં કારખાનામાં જ્યારે લગભગ સાડાચારસો માણસ જાથુક કામ કરે છે ત્યારે બીજે કોઈ પણ ઠેકાણે પચાસથી વધુ હોતાં નથી.

**કારખાનું:**—ગેસ કુંપની પાસે, પરેલ, મુંબઇ

**નામદાર શેહેનશાહબાનુ** આપણા દેશમાં રહ્યાં તેટલો વખત તેઓનાં તેમ જ નામદાર શેહેનશાહનાં ઝવેરાતની જાળવણી માટે ગોદરેજની તીજોરી ખરીદવામાં આવી હતી.

**નામદાર ગવરનરના દીલ્હી દરબારના કૅંપ માટે** ગોદરેજની બબ્બે દરવાજાવાળી બે મોટી તીજોરીઓ ગઈ હતી.

## હમેશ મુજબ ફરી થયું.

# ગોદરેજની તીજોરીઓને પેહેલું ઇનામ.

---

જુનાં મુંબઇનાં પ્રદર્શનમાં **ગોદરેજની તીજોરીઓને** સઉમાં પેહેલું ઇનામ **સોનાનો ચાંદ** મલ્યો છે અને બીજાઓને તેથી ઉતરતાં ઇનામ મલ્યાં છે.

ગોદરેજ સાથ હરીફાઇમાં ઉતરનાર મુંબઇના બીજા એકેએક તીજોરીવાલાને જ્યારે વારેવારે ઉતરતાં ઇનામ મલ્યાં છે ત્યારે ગોદરેજને એકેએક પ્રદર્શનમાં પેહેલાં ઇનામ, સોનાના ચાંદ મલ્યા છે. આજ સુધીમાં બાર પ્રદર્શનોમાં ગોદરેજને સોનાના ચાંદ મલ્યા છે.

ગોદરેજનાં કારખાનામાં જ્યારે લગભગ સાડાચારસો માણસ જાથુક કામ કરે [illegible]ર બીજે કોઈ પણ ઠેકાણે પચાસથી વધુ હોતાં નથી.

**કારખાનું:**—ગેસ કંપની પાસે, પરેલ, મુંબઈ.

તરેહ તરેહના સુશોભીત દાગીનાની જુની વિશ્વાસુ અને જગજાહેર જંગી દુકાન.

# સોની નરોતમદાસ ભાઉ
# ઝવેરી.

ઠેકાણું—શેખ મેમનસ્ટ્રીટ નં.—૨૨૦—૨૨૨ ગણેશવાડી નાકે.

ટેલીફોન નં. ૫૬૬૫.










અમારે ત્યાં સત્તાણું ટચ તથા ગીનીના સોનાના ફેન્સી દાગીના તરેહવાર નવી પેટન્ટ જથાબંધ હમેશાં તૈયાર રહે છે. ઓર્ડરનો માલ વાયદાસર મનપસંદ બનાવી આપવામાં આવે છે. હિંદુસ્તાનના દરેક ભાગમાં જુદી જુદી કોમમાં વપરાતા દરેક ફેશનના દાગીના હમારે ત્યાં તૈયાર મળી શકશે જેવાં કે બંગડી, સાંકળાં, બ્રેસલેટ, હાર, તમામ જાતના નેકલેશો, વીંટી, બટન, છેડા વીગેરે તમામ મળી શકશે, તથા પ્રેઝંટ આપવા લાયક ઉમદા નકશીની ચાંદીની ચીજો પણ મોટા જથામાં તૈયાર રહે છે. હમારે ત્યાં બચ્ચાંને પણ ઠગાવાની બીલકુલ ધાસ્તી નથી, એકવાર પધારી ખાત્રી કરવી. બહારગામના વી. પી. થી મોકલવામાં આવશે.

ગેરંટી—હમારે ત્યાંનો ખરીદેલો દાગીનો જ્યારે પાછો લાવો ત્યારે મજુરી કાપી સોનાનાં નાણું પુરેપુરાં પાછાં આપવામાં આવે છે.

# ગાનારાઓ

વાપરો

## ઇમ્પીરીયલ વ્હૉઇસ ઇમ્પ્રુવીંગ પીલ્સ

### કોયલ જેવો કંઠ કરે છે.

અતિશય બોલવાથી, અતિ ભાષણ કરવાથી, મોટેથી બોલવાથી, તેમજ શરીરના બીજા વીકારોને લીધે માણસોનો કંઠ બેસી જાય છે અથવા પુષ્કળ ગાવાથી ફાટી જાય છે; બોલવાની ઇચ્છા છતાં બોલાતું નથી; આવી વખતે અમારી **"ઇમ્પીરીયલ વ્હૉઇશ ઇમ્પ્રુવીંગ પીલ્સ"** લીધાથી એકજ દીવસમાં અવાજ ખુલે છે. વળી આ ગોળીનો રસ ચુસ્યા પછી ગાવાનું અથવા બોલવાનું ચાલુ રાખવા છતાં રાગ બગડતો નથી; કંઠ કોયલ જેવો સુરસીક, મધુર અને કર્ણપ્રીય થાય છે, બોલનારને અને સાંભળનારને હર્ષ ઉત્પન્ન થાય છે. પથ્ય પાળવી પડતી નથી, પણ જો પથ્ય પાળે તો જલદીથી બહુ ફાયદો થાય છે. પુષ્કળ અનુભવ અને ગાનારાઓની સલાહ તેમજ ઉત્તમ અભિપ્રાય મેળવ્યા પછીજ આ દવા જાહેરમાં પ્રજા માટે મુકી છે. લગ્ન વખતે, જ્ઞાતીના જમણ વખતે, દારૂખાનાની ધુણીને અને રસ્તાની ધુળને લીધે જ્યારે માણસનો કંઠ બેસી જાય છે ત્યારે આ **"ઇમ્પીરીયલ વ્હૉઇશ ઇમ્પ્રુવીંગ પીલ્સ"** ઘણોજ ફાયદો કરે છે.

**કીંમત આઠ આના. વી. પી.થી અગીઆર આના**

ઠે૦ **ભગત બ્રધર્સ.**

દરેક જાતની ચાહ, કૉફી, સેન્ટ, સાબુ વગેરે જથાબંધ તેમજ છુટક વેચનાર

કાળકાદેવી–મુંબઈ.

# જમાનો બદલાયો છે.

જેઓ હમેશાં છાપાંઓ વાંચે છે તેઓ નકલીઆઓની જાહેર ખબર વાંચીને તુરત કહે છે કે એ તો નકલીઓ છે એટલે કે હાલનો જમાનો કેળવણીનો છે અને એથી અસલ કોણ અને નકલ કોણ તેની પરીક્ષા કેળવાયલા ગૃહસ્થો તુરત કરી શકે છે. અમારી જગજાહેર શક્તિની દવા **બાદશાહી યાકુતી અનંગ વિલાસનો** દિવસે દિવસે વધારે ફેલાવો થતો જાય છે અને દર વરસે હજારો રૂપીયાની આ રાજવંશી દવા ખપે છે. નકલીઆઓ ધુળ અને કચરાપટી જેવી હલકી દવાઓની આગળ અથવા પાછળ યાકુતી એવું પુછડું લગાડીને જાહેર ખબર આપે છે અને એથીજ જાહેર પ્રજાને ધણીવાર અમે ચેતવણી આપેલ છે અને હાલ પણ ચેતવણી આપવાની જરૂર છે કે **બાદશાહી યાકુતી અનંગ વિલાસ** સરકારમાં રજીસ્ટર થયેલી છે અને તેનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે. નકલીઆઓની બનાવટી યાકુતી ખાવાથી શરીરને નુકસાન છે અને એથી જ ખાસ ધ્યાનમાં રાખવું કે **બાદશાહી યાકુતી અનંગ વિલાસ** તથા અમારાં જીવનોદય ઔષધાલયમાં બનતી તમામ દવાઓ રાજકોટમાં અમારાં ઔષધાલયમાં જ મળે છે. અમારી કોઈ પણ દવા કોઇને વેચવા આપેલ નથી તેમ અમારો કોઈ એજન્ટ નથી.

## બાદશાહી યાકુતી અનંગ વિલાસ.

(આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૨૩૧ છે.)

આ દવા શક્તિની દવાનો રાજા છે. રાજા રજવાડા તથા પૈસાદાર લોકો આ રાજવંશી દવા બહુજ પસંદ કરે છે. આ દવા ઉમદા દેશી વનસ્પતિની બનાવટ છે. તાકાત માટે ઉંચામાં ઉંચી દેશી દવા જોઇએ તો બાદશાહી યાકુતી અનંગ વિલાસ છે. આ દવા વાપરવામાં કોઈ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

## બાદશાહી ચુનાની લેપ.

(આ દવાનો સરકારી રજીસ્ટર નંબર ૧૯૫ છે.)

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે શરીરની નસોને પુરતી તાકાત આપે છે, નબળી પડી ગયેલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફત્તેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ, તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

**ડાકટર કાલીદાસ મોતીરામ–રાજકોટ–કાઠીયાવાડ.**

# જીવનધારા!!!

વીસમી સદીનો અદ્ભુત પ્રયોગ છે. નીચે જણાવેલા સર્વ રોગો ઉપર જાદુઇ અસર કરે છે. મુસાફરીમાં યા પોતાના ઘરમાં દરેક માણસે આ દવાની એક શીશી જરૂર રાખવી જોઇએ. ઘણા માણસો તેના અદ્ભુત ગુણથી આકરશાઇને ધરમાદા આપવા મોટા જથામાં મંગાવે છે.

અન્ન પાચન ન થવાથી થતા રોગો, ઝાડો, ઉલટી, ખાંસી, દમ, શ્વાસ, આધાસીસી, સીરદર્દ યાને માથાનું દુખવું, આંખનું દુખવું, કાન પાકવો, દાંતની પીડા, દરાજ, ખુજલી (ખસ), કોલેરા, પડી જવાથી યા ઘા વાગવાથી ચોટ લાગવી, સુજી જવું, કમરનો દુખાવો, સંધીવાત, સાંધાઓનું રહી જવું, અશક્તી, ગુપ્ત ભાગની શીથીલતા, કોઇ પણ રસ્તેથી વીર્યનું સ્ખલીત થવું, બરોલ (પ્લીહા), મોમાં છાલાં પડવાં, હરસ (બવાસીર), વધરાવળ, પ્રમેહ, લોહીનો બીગાડ અને તેનાથી થતાં દરદો, દરેક જાતનો તાવ, દાઝી જવું, વાળો (નહારૂ), હેડકી, પ્રદર રોગ, ઝેરી જનાવરનો ડંખ વીગેરે ઘણી જાતના રોગોમાં ચોક્કસ ફાયદો થાય છે, તેમજ માંકડ, દુરગંધી વીગેરે પીડાઓથી બચવા માટે અમુલ્ય ઉપાય છે. અમારી પુરતી અજમાયશ થયા પછીજ તેને જાહેરમાં મુકી છે.

ખાત્રીથી માનજો કે એક શીશી મંગાવીને અજમાવી જોવામાં કશું નુકસાન નથી. કીંમત પણ તેના ફાયદાના પ્રમાણમાં ઘણી સસ્તી રાખી છે. તે ઉપરાંત તેનો પ્રચાર દરેક ઠેકાણે થાય તે માટે તેની સાથે નીચે મુજબ ઇનામો આપવામાં આવે છે. કીમત એક શીશીના રૂ. ૨॥

૧ શીશી મંગાવનારને ટેબલ ઉપર મુકવાનું સુંદર ટાઇમપીસ ઇનામ.
૨ શીશી મંગાવનારને તારીખ. એલાર્મ સાથેનું ટાઇમપીસ ઇનામ.
૩ શીશી મંગાવનારને રાસ્કોફ સીસ્ટમ યા રેલવે રેગ્યુલેટર વોચ ઇનામ.
૪ શીશી મંગાવનારને ચાંદીનું લેડીવોચ કાંડે બાંધવાના પટા સાથે ઇનામ
૫ શીશી મંગાવનારને બ્રેસલેટ વોચ ઇનામ.
૬ શીશી મંગાવનારને સોનેરી ડબલ કેશનું સુંદર વોચ ઇનામ.
૭ શીશી મંગાવનારને ચાંદીનું આઠ દીવસની ચાવીનું વોચ ઇનામ.
૮ શીશી મંગાવનારને ૧૪ કેરેટ ખરા સોનાનું લેડીવોચ ઇનામ.
પારસલનું ખર્ચ ગ્રાહકને શીર છે.

ઠેકાણું—**ઇનામી કારયાલય.**

કાલબાદેવી પોસ્ટ મુંબ

# મર્ઝીના

શક્તિ માટે સૌથી સરસમાં સરસ દવા એકલી મર્ઝીનાજ છે. કીંમત રૂ. ૩.

વી. પી. થી રૂ. ૩।.

બજારમાંથી ખરીદો ત્યારે રજીસ્ટર્ડ નં. ૬૩૪ તપાસીને લેજો.

## જસમાઇન ઇન્ડીયા એજન્સી,

કાલબાદેવી રોડ—મુંબઈ.

જસમાઈનની વીંછીની દવા એટલી તે અકસીર નીવડી છે કે, હવે વગર ભલામણે દર વરસે લાખો પુડીકાં ખપે છે. ૧૦૦ પુડીનો રૂ. ૧, તથા ૫૦ પુડીના રૂ. ૦॥=. વી. પી. ખર્ચ રૂ. ૦ અલગ.

ચારૂતરનું

# અમૃતબિન્દુ.

---

આજ કાલ કરતાં ૨૦) વર્ષથી હું એવી શોધમાં હતો કે એવી કોઈ દવા શોધી કાઢવી જોઇએ કે જે ખરેખર માણુસ જાતને આશિરવાદ સમાન નીવડે. એકજ નાની શીશી ગજવામાં રાખવાથી આખું દવાખાનું નિરૂપયોગી કરી શકાય-કહો કે વાસકોટના ગજવામાં એક મોટું દવાખાનુ નાની શીશીમાં લઇને દેશ-પરદેશ ફરી શકાય તેવી કોઈ દવા શોધી કાઢવાનો મારો વિશ વર્ષનો પ્રયત્ન આજે ફળીભુત થયો છે. પરવરદીગારની પરમ કૃપાથી આજ આ અમૃતબિન્દુ પ્રજા સન્મુખ રજુ કરવાને હું ભાગ્યશાળી થયો છું. કોઈ પણ પ્રકારની વગર જોખમની અને નાના પ્રકારના તરેહવાર રોગો ઉપર તાત્કાળીક અસર કરે તેવી દવા આ અમૃતબિન્દુ સંકડો નિષ્ફળતા પછી આજે પ્રાપ્ત થઈ છે. અમૃતબિન્દુ જગતના વ્યવહારમાં લાવવા પહેલાં વિચાર કરવાનો અને અજમાવી જોવાનો પુરતો વખત લઇને જ્યારે મારા અંતઃકરણે મને ખાત્રી આપી છે કે આ દવા જાહેરમાં લાવવા માટે તદ્દન લાયક છે. ત્યારેજ હું આજે બહાર પડ્યો છું. આશા છે કે લાયકને લાયક ઉત્તેજન મળશેજ.

## ચારૂતરનું અમૃતબિંદુ

શું ચીજ છે તે માટે સારો કે ખોટો અભીપ્રાય માની લેવામાં ડાહાપણ નથી; ખરૂં છે કે આ ધતીંગના જમાનામાં જાહેરાતોનાં જુઠાણાદ્વારા પ્રજાનો વિશ્વાસ નષ્ટ કરવામાં આવ્યો છે. પણ જ્યાં સુધી એક સત્ય વાર્તા ફેલાવવાનું બીજું કોઈ વધારે ઉત્તમ સાધન મળે નહીં, ત્યાં સુધી જાહેરાતોનું જ શરણ લેવા વિના પ્રામાણીક વેપારીયોનો પણ છુટકો નથી, ગમે તેવો ચાલુ માલ હોય પણ જો જાહેરાતોનું બાયકોટ કરવામાં આવે તો થોડા જ સમયમાં તે માલ જગતમાંથી બાયકોટ થયા વિના રહેજ નહીં; એ વાત નિશ્ચય જાણવી. તેટલા માટે હમો હમારા વાંચનારાઓને નમ્રતા પુર્વક વિનંતી કરીએ છીએ કે, જ્યાં સુધી આપે "અમૃતબિન્દુ"ની અજમાયશ જાતે પોતે લીધી હોય નહીં, ત્યાં સુધી તે સંબંધી આપનું મત રીઝર્વેડ રાખશો. વિશ વર્ષના લાંબા અનુભવે હમોને શિખવ્યું છે કે ઘણા નીંદાખોર લોકો કાંઇ નવી ચીજ જુવે છે કે કાંઇ પણ કારણ કે સબબ વિના તેને વિષે માઠું બોલવાજ મંડી જાય છે. તેજ માટે આટલું લખવું પડયું છે.

# ચારૂતરનું.

# અમૃતબિન્દુ.

---

કોઈ આકાશી જાદુઇ ચીજ હોવાનો હમે દાવો કરતા નથી. અથવા હીમાલયના મહાત્માઓની પ્રસાદી હોવાની રસીલી વાતોથી વાંચનારાઓને હમે ફસાવવા માગતા નથી. અમૃતબિન્દુ ખરેખરી રીતે દેશી અને અંગ્રેજી વૈદકમાં માન્ય રાખેલી ચીજોની મેળવણી માત્ર છે. સેંકડો વખત આ ચીજો તમારા હાથ નીચે આવી ગઇ હશે અને વારંવાર આવતી હશે પણ "જાણે તેનો કહેવડો" "મારે તેની તરવાર" "ભણે તેની વિદ્યા" એ રીતે હમારી મહેનતનું જ આ ફળ છે. આ સુચીપત્રમાં બતાવેલા સર્વ રોગ તે ખાત્રીપુર્વક સારા કરે છે.

## અજીર્ણ.

સર્વ રોગનું કારણ અજીર્ણ–બદહજમી છે. માણસને જ્યારે ખોરાક ઉપર અરૂચી થાય છે ત્યારે જાણવું કે રોગની શરુઆત થઈ ચુકી છે માટે તેનો તત્કાળ ઉપાય કરવો ગમે તેવા અજીર્ણમાં **અમૃતબિન્દુના** માત્ર બે જ ટીપાં ઘણી સારી અસર કરે છે. એક જ દીવસમાં કકડીને ભુખ લાગે છે અને કોઈ પણ પ્રકારનો ખોરાક ખુશીથી જરપત કરી શકાય છે. જો પંદર દીવસ લાગટ બબ્બે ટીપાં **અમૃતબિન્દુના** લેવામાં આવે તો હમેશ કરતાં ડબલ ખોરાક ઉડાવી શકાય છે અને તે પાચન કરી શકાય છે.

**ઉપયોગ**—રોજ બન્ને વખત જમ્યા પછી એક ચમચા પાણી સાથે અથવા દશ ટીપાં સુંઠના અર્ક સાથે બબ્બે ટીપાં **અમૃતબિન્દુ** પીવું. સુંઠનો અર્ક અગર હમારે ત્યાંથી મંગાવશો તો દર શીશી દીઠ રૂ. ૦ાા પડશે.

## ઝાડા, સંગ્રહણી.

ઝાડા, સંગ્રહણી, કોલેરા, અતીસાર, ઉલટી, એ રોગોમાં **અમૃતબિન્દુ** ઘણીજ અકસીર દવા છે દીવસમાં ૧૦–૧૦ વખત ઝાડા થતા હોય, પાતળાં પેટ આવતાં હોય, ખાધુ કે તુરત ઝાડા છુટી જતા હોય કે સાધારણ ઝાડા થતા હોય, ટુંકમાં જેને ઝાડાનો રોગ હોય તેણે પહેલી તકે **અમૃતબિન્દુનો** ઉપયોગ કરવો. એકજ દીવસમાં તે ખાત્રીપુર્વક આરામ પહોંચાડે છે. ઉલ્ટી શરૂ થતાંની સાથેજ જો **અમૃતબિન્દુનો** ઉપયોગ કરવામાં આવે તો પાંચ દશ મિનીટમાં ફાયદો પહોંચાડે છે. જ્યાં જ્યાં કોલેરાનો

સંભવ હોય અથવા ઉપરા છાપરી જમણવાર ચાલતાં હોય, યાત્રામાં ઠંડા પાણીના સ્નાન, ખોરાકનું અનીયમીતપણું અને રખડપટ્ટીથી સરદી લાગી ઉપરના રોગ થવાનો સંભવ છે તેવે સ્થળે એક એક શીશી અમૃતબિંદુની ગજવામાં રાખવી તે ઘણું ડહાપણભરયું છે. પોતાનો અને બીજાનો કીમતી જાન બચાવવા માટે દરેક ગૃહસ્થની ફરજ છે કે તેણે અમૃતબિન્દુની એક શીશી ગજવામાં રાખવાની હમેશાં સંભાળ રાખવી.

ઉપયોગ—દીવસમાં બેથી ચાર વખત અથવા ઘણા ઝાડા ઉલ્ટી હોય તો કલાકે કલાકે ચારચાર ટીપાં **અમૃતબિન્દુ** થોડા પાણી સાથે ઝાડા ઉલ્ટી બંધ થતાં સુધી લીધાં જવું. અથવા વધારે જરૂર જણાય તો અંદર બેબે ટીપાં લવિંગનો અર્ક નાંખવો. લવિંગનો અર્ક રૂ. ૦ા ની એક શીશી એ પ્રમાણે હમારે ત્યાંથી મળી શકશે.

## ચુંક, આંકડી, પેટદર્દ.

ઠંડા પાણીમાં રહેવાથી, ખોરાકની સંભાળ નહીં રાખવાથી, વાયડી ચીજો ખાવાથી, તેલમાં તળેલાં પદાર્થ ગળચી ગળચીને ખાવાથી, ભૂખ ન હોવા છતાં ખોરાક લેવાથી, અને બીજા અનેક કારણોથી પેટમાં ચુંક અથવા આંકડી પેદા થાય છે. ઝાડો કબજ થાય છે. અને કેટલીક વાર તો એટલી બધી ચુંક આવે છે કે તે સહન થઇ શકતી નથી, અને આસપાસના માણસોને ગભરાવી મારે છે તેવી વખતે **અમૃતબિન્દુ**નાં માત્ર બેજ ટીપાંથી જાદુઈ અસર થાય છે, માત્ર ૧૫ મીનીટમાં દરદ દફે થાય છે અને એક કે બે દીવસ દવા ચાલુ રાખવાથી પ્રકૃતિ પાછી અસલ હાલતમાં આવી જાય છે. ઉપયોગ દર કલાકે આંકડી બંધ થતાં સુધી બેબે ટીપાં **અમૃતબિન્દુ** એક એક ચમચા દુધ યા પાણી અથવા વલયારીના અર્કનાં દશ ટીપાં સાથે લીધાં કરવી. તેમજ પાવલીભાર તપખીર (છીકણી) માં ૧ ટીપું **અમૃતબિન્દુ**નું મેળવીને ડુટીમાં ભરવી. વલયારીનો અર્ક એક શીશી રૂ. ૦ા એ ભાવે હમારે ત્યાં પણ મળે છે.

## ખાંસી, દમ, શ્વાસ.

ખાંસી—દમ—શ્વાસ, ક્ષય બાળકોનું ઉટાટીઉં, વિગેરે છાતીનાં દરદો ઉપર **અમૃતબિન્દુ** ઘણી અસરકારક દવા છે. બે ત્રણ દિવસ દવા ચાલૂ રાખવાથી જરૂર આરામ પહોંચે છે. "રોગનું ઘર ખાંસી" એ વાત યાદ રાખજો. અને શરૂઆતના ઉપાય તરીકેજ **અમૃતબિન્દુ** ઉપયોગમાં લેજો. જેથી તમારી જાતનું અને પૈસાનું રક્ષણ કરી શકશો. દમ અને ક્ષયના દરદીઓએ સા-

માન્ય રીતે એક મહીનો દીવસ અમૃતબિન્દુનું સેવન ચાલુ રાખવું જોઇએ. ઓછા ખરચે, વગર તકલીફે અને ટુંકી મુદતે ફાયદો મેળવવાનો રસ્તો આ એકજ છે.

ઉપયોગ—બે બે ટીપાં અમૃતબિન્દુ રોજ સહવારસાંજ એક ચમચા દુધ સાથે પીવું તથા આઠ તોલા તલના તેલમાં ચાર આનીભાર અમૃતબિન્દુ મેળવી શીશીમાં રાખવું અને રોજ તેમાંથી થોડું છાતીયે ચોળી ઉપરથી ગરમ કપડાનો શેક કરવો.

## શીરદરદ, આધાશીશી, સળેખમ.

માથાનો ગમે તેવો સખત દુખારો, સણકા, ચસ્કા, આધાશીશી, વિગેરે રોગોમાં અમૃતબિન્દુ ખાત્રીભરેલી દવા છે. માત્ર બે પાંચ મીનીટમાંજ પુરો આરામ થઈ જાય છે. જાણે કદી માથું દુખતુંજ નથી. તાવમાં પણ જ્યારે માથું દુખતું હોય ત્યારે આ દવાથી માથું દુખતું તો મટી જાય છેજ. ગમે તેવો સખત દુખારો પાંચ મીનીટમાં સાફ થઈ જાય છે. ઝામરના દરદીએ પણ અમૃતબિન્દુનું સેવન કરવું કે જેથી તેઓ ખાત્રીથી ફાયદો મેળવી શકાશે.

ઉપયોગ—એક ટીપું કપાળ ઉપર ચોળવું. પાંચ મીનીટમાં આરામ નહીં થાય તો ફરીથી બે ટીપાં ચોળવાં. સંભાળ રાખવી કે આંખમાં લાગે નહીં.

## આંખનો દુખાવો.

આંખોનો દુખારો, કળતર, લાલી, ગરમી વિગેરે દૂર કરવા માટે સૌથી સરસ દવા માત્ર અમૃતબિન્દુ છે. આંખોની ગરમી દૂર થઈ જાય છે. અને લાલી કપાઇ જાય છે. જ્યારે આંખમાં રેતી કે કાંઈ રજ જેવું પડ્યું હોય છે અને ઘણું ખુંચે છે ત્યારે તે કાઢવાનો ઉપાય આંખમાંથી પાણી પુષ્કળ કાઢવું તે છે. આંખોમાંથી પુષ્કળ પાણી કાઢવા માટે અમૃત-બિન્દુ ઘણી સરસ અને સસ્તી દવા છે.

ઉપયોગ—આંખ ઉપર ભમરની ઉપર એક ટીપું ચોળવાથી તુરત આંખમાંથી પાણી વહેવા માંડશે—અને ગરમી ઝરી જશે.—સંભાળજો જરા પણ આંખની અંદર જવા નહીં પામે. જો ૧ તોલાં સુરમામાં માત્ર એકજ ટીપું અમૃતબિન્દુ મેળવી પછી એ સુરમો આંખમાં આંજવામાં આવે તો તેથી પણ લાભ થાય છે.

---

